# નિવેદન

આ પુસ્તક કેવળ મુસાફરીનું, કે ફક્ત બે સંસ્કૃતિઓની સરખામણી કરનારું, કે ગંભીર વિષયને રજૂ કરતું ગણી શકાય કે કેમ એ પ્રશ્ન છે. કદી કરવા નહિ ધારેલી એવી મુસાફરી કરવાનું આવી પડતાં જે સંસ્કાર—પ્રથમ છાપ ઊઠી તે થોડે અંશે રજૂ કરવાનો ઉદ્દેશ આ લખાણમાં છે. પણ તે ઉપરાંત મારા અંગત કામની વિગતો આપીને મારી મુસાફરીનો એક પ્રકારનો અહેવાલ પણ આપવાનું મને મન હતું. તે પણ સાથે સાથે પાર પાડવા પ્રયત્ન કર્યો છે. એ કાર્યવાહી શુષ્ક નોંધ ન બને અને સાથે સાથે જે કાર્યને અંગે હું ગયો હતો તે કાર્યનો કાંઈક ખ્યાલ પણ આવે એ ઉદ્દેશથી કેટલીક વાતચીત, કેટલાંક પ્રવચનો, પ્રસંગો વગેરે વિગતવાર નોંધ્યા છે. સંસ્કૃતિ વિષેના મારા વિચારો અને વિધાનો વાંચનારને વિચાર કરવાને પ્રેરશે અને પરદેશ જનાર આપણા ભાઈઓ પોતાની જવાબદારી સમજતા થશે તો મને લાગે છે કે મારા લખાણના એ ભાગનો ઉદ્દેશ સફળ થયો ગણાશે.

મારી આ '[illegible]' ગુજરાતી જનતાને ગમશે એવી આશા રાખું છું.

૧-૪-૫૭
શ્રી અરવિંદ આશ્રમ
પોંડિચેરી

અંબાલાલ પુરાણી

# ૧

# મારી ઇંગ્લેંડની યાત્રા

## (સંક્ષિપ્ત સાર)

ઇંગ્લેંડ જવાનો વિચાર જીવનમાં મે કદી કરેલો નહિ, પણ ઘણી વાર અણધાર્યું બની આવે છે તેમ આમાં બન્યું ૧૯૫૩માં હું આફ્રિકામાં હતો ત્યારે કંપાલાની સરકારના ધર્મ વિષયના સલાહકાર રેવ પૉલ ગિબ્સન અને એમના પત્નીએ મારાં પ્રવચનો સાંભળીને એમને ઘેર કૉફી પીવા બોલાવ્યો ત્યારે ઇંગ્લેંડ જવા વિષે એમણે મને સહાનુભૂતિપૂર્વક સૂચના કરી ત્યાર પછી હું દારએસસલામમાં ગયો ત્યાં બ્રિટિશ કાઉન્સિલના પ્રતિનિધિ મિ સ્પ્રિંગફોર્ડે પણ મને આગ્રહપૂર્વક ભલામણ કરી અને ઇંગ્લેંડમાં આવાં પ્રવચનો વધારે સફળ થવા વકી છે એમ જણાવ્યું મુસાફરીમાં હતો એટલે વિચાર કર્યો કે હિંદ પાછા ફરીને ઇંગ્લેંડ જવા નીકળવું એના કરતાં આફ્રિકાથી બારોબાર ઇંગ્લેંડ પતાની જવાય તો વધારે સારું એમ ધારીને પોંડિચેરી આશ્રમમાં રહી ગયેલા સાધકમિત્ર કૉમ્પ્ટન ચૅાકને મે ઇંગ્લેંડમાં કામ કરવાની શક્યતા વિષે કાગળ લખ્યો દરમિયાન હિંદી સરકારના એલચી શ્રી આપાસાહેબ પંતે પોતાના તરફથી ઇજિપ્તમાં સર ર પાણીકકરને અને ઇંગ્લેંડમાં શ્રીયુત બી જી ખેરને કાગળો લખ્યા જેમાં હિંદની સંસ્કૃતિના મૂળતત્ત્વોના પ્રચાર માટે મારું નામ એમણે સૂચવેલું પણ મિ ચૅાકનો જવાબ છેક જ નિરાશાજનક આવ્યો અને મિ પાણીકકર ઇજિપ્તમાંથી

દક્ષના એમાનું કશું ભાગ જોવામાં આવ્યું નથી એટલે એ બાજુ પડતી મૂકીને જાતના ઉપર જ આધાર રાખીને કામ શરૂ કર્યું. બ્રિટિશ કાઉન્સિલને માહિતી તથા સરનામાં પૂરાં પાડીને તથા બની શકે ત્યાં મુલાકાતો પણ ગોઠવીને પોતાનાથી બનતી મદદ કરી તેની નોંધ લેવી જોઈએ.

સૌથી પહેલી શોધ, ઘણી જ નિરાશા અને શરમજનક શોધ એ હતી કે અંગ્રેજ ભાષામાં આટલું વિપુલ સાહિત્ય સર્જનાર શ્રી અરવિંદ વિશે સાહિત્યના જગતમાં કોઈને કશી માહિતી ન હતી!—અને તે પણ એવા પુરુષ કે જે ચૌદ વર્ષ ઇંગ્લેંડમાં રહેલા, ત્યાં જ ઉછરેલા અને ભણેલા, ત્યાંની સમગ્ર ગ્રીક અને લૅટિન ભાષાની સમૃદ્ધિને જેણે આત્મસાત્ કરી હતી, સ્કૂલ અને કૉલેજમાં જેણે ઇનામો અને સ્કૉલરશિપો લીધી હતી! પણ હકીકતનો સ્વીકાર કરીને મેં કાર્યમાં

(૫) ૧૭-૧૦ ૫૫ ક્રિપિ મેગબીનેથૅર —૫, બૉમન્ટ રોડ, ઑક્સફર્ડ
(વિદ્યાર્થીઓ અને કેટલાક ગૃહસ્થો)

(૬) ૨૧ ૧૦ ૫૫ ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ કલ્ચર —૬૨, ક્વીન્સ ગાર્ડન્સ, ડબલ્યુ ૨
(જિજ્ઞાસુઓ)

(૭) ૨૨ ૧૦ ૫૫ ગુજરાતી સંસ્કારમંડળ —૩૫, પૉર્નિગૉન સ્ક્વૅર, પુટ્ટન
(ગુજરાતી સ્ત્રી પુરુષો)

(૮) ૨૩ ૧૦ ૫૫ રવિવાર —૩૧, ક્વીન્સ ગેટ ટેરેસ, એસ ડબલ્યુ ૭
(સાધકો અને જિજ્ઞાસુઓ)

(૯) ૨૮ ૧૦ ૫૫ ધ ગૅથરન ઇન્ડિયા પાકિસ્તાન ઍન્ડ સિલોન સોસાયટી —અસ્ટર રૂમ, ઓવરસીઝ હાઉસ, પાર્ક પૅલેસ, સેન્ટ જેમ્સ સ્ટ્રીટ, એસ ડબલ્યુ ૧
(જિજ્ઞાસુ સ્ત્રી પુરુષો)

(૧૦) ૮ ૧૧ ૫૫ બી બી સી ઑફિસ —મૅન્ચેસ્ટર બ્રૉડકાસ્ટિંગ હાઉસ પિકાડિલી, મૅન્ચેસ્ટર
(બી બી સી ના માણસો, બહારના પ્રેમીઓ, જિજ્ઞાસુઓ)

(૧૧) ૨૦ ૧૧ ૫૫ રવિવાર —૩૧ ક્વીન્સ ગેટ ટેરેસ, એસ ડબલ્યુ ૭
(જિજ્ઞાસુઓ અને સાધકો)

(૧૨) ૨૦ ૧૧ ૫૫ મિસ ઍલિસન બરનાર્ડનું મંડળ —૪ વિમ્પલ મ્યૂઝ, લંડન, ડબલ્યુ ૧
(જિજ્ઞાસુ મંડળ)

(૧૩) ૨૫ ૧૧ ૫૫ યોગ ઉપરના પ્રવચનોની શ્રેણીમાનુ છેલ્લુ —ફ્રેન્ડ્સ હૉલ, કેમ્બ્રિજ
(વિદ્યાર્થીઓ અને જિજ્ઞાસુઓ)

(૧૪) ૧ ૧૨ ૫૫ રામકૃષ્ણ મિશન તરફથી ગીતા અને શ્રી અરવિંદ —લંડન

ઈંગ્લૅંડમાં આપણે ત્યાં થાય છે એવી સભાઓ બહુ ઓછી થાય છે. નાનાં નાનાં મંડળો વાર્તાલાપો કે પ્રવચનો ગોઠવે છે. મારાં પ્રવચનો એ પ્રકારનાં હતાં—તેમાં ચારેક મંડળો આપણે ત્યાં સભા કહી શકાય એટલાં મોટાં કહેવાં હતાં.

એ કાર્યને અંગે મારે લંડન, કેમ્બ્રિજ, ઑક્સફર્ડ, લીડ્ઝ, મૅન્ચેસ્ટર, બોલ્ટન, વાન્ટેજ રોડ, ડર્હામ, હેમ્પ્ટન ઇન આર્ડન, પોર્ટ્સમથ વગેરે શહેરોની મુલાકાત લેવી પડી હતી, તેમાં કેમ્બ્રિજની ત્રણ વાર, ઑક્સફર્ડની પણ ત્રણ વાર, મૅન્ચેસ્ટરની બે વાર.

૮૦ થી ૯૦ માણસોની મુલાકાત પણ લેવાઈ હતી. જેમાં અધ્યાપકો, ચિંતકો, યુનિવર્સિટીના સંચાલકો, અને બી. બી. સી. જેવા ખાતાના અધિકારીઓનો સમાવેશ થાય છે. કેમ્બ્રિજ અને લીડ્ઝની યુનિવર્સિટીના વાઇસ ચૅન્સેલરોની મુલાકાત લઈને પોંડિચેરીની આંતરરાષ્ટ્રીય યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે મોકલવાની દરખાસ્ત પણ સ્વીકારાઈ હતી. કેમ્બ્રિજની કિંગ્સ કૉલેજની લાયબ્રેરીમાં શ્રી અરવિંદનો ફોટો મૂકવાની દરખાસ્ત મેં કરી જેનો સ્વીકાર થયો. પરિણામે ફોટો મુકાયો છે અને એમની સ્મૃતિમાં એમનાં પુસ્તકોનો સંગ્રહ એકત્ર રાખવામાં આવ્યો છે. સર હર્બર્ટ રીડ, સી. ટી. લુઇસ

એમાં થઈ ત્યારે શ્રી અરવિંદના જીવનદર્શન તથા કાર્ય વિષે, સાહિત્યની અને કાવ્યસર્જનની, તત્ત્વજ્ઞાનની અને સમન્વયની એમની મીમાંસા વિષે મુખ્યત્વે વાતચીત થઈ હતી. વાર્તાલાપો ગોઠવાયેલા તે દરમિયાન આંતરરાષ્ટ્રીય એકતા, કેળવણી, સમુત્ક્રાંતિ, યુરોપીય સંસ્કૃતિ વગેરે વિષયો પર પ્રશ્નોત્તરી પણ થઈ હતી. સામ્રાજ્યવાદી અંગ્રેજ પ્રજાના માનસ પરથી હજી પોતાની સંસ્કૃતિની સર્વોત્તમતાનો ખ્યાલ દૂર થયો નથી, એટલે યુરોપની બહારથી કશું પણ લેવાને, એશિયા અને હિંદની સંસ્કૃતિનાં તત્ત્વોનું મૂલ્ય આંકવાને એનું માનસ તૈયાર નથી. ઇંગ્લેંડના લોકમાનસની આ એક મોટી મુશ્કેલી,—જેમ એના બળનું એક તત્ત્વ પણ,—છે. બાહ્ય જીવનમાં ઇંગ્લેંડે કલ્યાણ રાજ્યે સાધી શકે એવી બધી વસ્તુઓ પોતાના સામૂહિક જીવન પૂરતી સિદ્ધ કરી છે એ પણ એના સ્વપર્યાપ્ત માનસિક વલણનું એક કારણ છે. ત્યાં ગરીબાઈ, ભૂખમરો કે કામની અછત નથી. કેળવણી, આરોગ્ય, રસ્તાઓ, વીજળી વગેરેના લાભો સૌને મળે એવી યોજનાનો સક્રિય અમલ થાય છે, શોધખોળમાં અને ઉદ્યોગોમાં જોકે અંગ્રેજો પહેલાની પેઠે સૌથી આગળ નથી,—કારણ કે અમેરિકા અને જર્મની એનાથી બે ડગલાં આગળ હોય એમ માનવાને કારણ છે,—તોપણ પોતાની સરસાઈની લાગણી અંગ્રેજ પ્રજામાં ખૂબ પ્રમાણમાં, સામ્રાજ્ય ગયુ અને કૉમનવેલ્થ થયું તે છતાં, આજે પણ છે. અને ઇતિહાસ જોતાં એ હોય એ સ્વાભાવિક પણ લાગે છે.

શ્રી અરવિંદનાં ઇંગ્લેંડમા ગાળેલા વર્ષો વિષે સપ્રમાણ માહિતી મેળવવાનું કામ આ બધાં કામો સાથે સાથે જ ચાલતુ હતું. શરૂઆતમાં ૧૮૭૯થી ૧૮૮૪ સુધી તેઓ મૅન્ચેસ્ટરમાં રહેલા એ માહિતી એમની સાથેના વાર્તાલાપોમાંથી મને હતીજ. વળી રેવ. તથા શ્રીમતી ડ્રુવીટ સાથે રહેલા તે પણ ખબર હતી. પરંતુ ડ્રુવીટનુ નામ, એમનો ધંધો, સરનામું વગેરેની કશી માહિતી ન હતી. અને લગભગ ૮૦ વર્ષ પછી એ માહિતી, એ જગા ખાનગીપૂર્વકની મળી શકશે કે કેમ એ વિષે

મને ઘંટા હતી. પરંતુ લંડનમાં સેન્ટ પૉલ સ્કૂલના રજિસ્ટરમાં ફ્રુવીટનું નામ વિલિયમ—મળી આવ્યું. તેનો આધાર લઈને મૅન્ચેસ્ટરની રેફરન્સ લાયબ્રેરીમાં જૂનાં રિપોર્ટો, અને ગાર્ડિયન પેપરની ફાઈલો ઉથલાવતાં ફ્રુવીટ જે ચર્ચમાં નોકરી કરતા હતા તેનું સરનામું મળી આવ્યું. તે ઉપરથી કૉન્ગ્રેગેશનલ ચર્ચના જૂના રિપોર્ટો તપાસ્યા. તેમાં એમના ઘરનુ સરનામું ૮૪, શેક્સપિયર સ્ટ્રીટ—મૅન્ચેસ્ટર મળી આવ્યું.

હવે એ ઘર અત્યારે છે કે નહિ, હોય તો એમાં કશા ફેરફાર થયા છે કે નહિ વગેરે નક્કી કરવાનુ કામ રહ્યું હતું. સાંજે એ ભાગની મુલાકાત લઈ પાસેના દુકાનદાર પાસેથી લગભગ ખાનરીબંધ માહિતી મેળવી લીધી કે એ શેરી ઓછામાં ઓછા ૪૦ વર્ષથી તો આવી ને આવી—કશા ફેરફાર વગરની રહી છે. પછી બ્રિટિશ કાઉન્સિલની ઑફિસમાંથી મ્યુનિસિપાલિટીને ફોન પર પુછાવ્યું કે આ શેરીના ઘરના નંબરોમાં કશા ફેરફાર થયા છે કે નહિ, એનો જવાબ નકારમાં આવ્યો એટલે મારી ખાનરી થઈ કે ઘર તો એ જ છે. પાસે ચર્ચ હતું તેના ટ્રસ્ટીનુ સરનામું મેળવી એને ઘેર ગયો પણ તે ઘરમાં હતો નહિ. ચર્ચમા વિશેષ માહિતી લેખિત મળવાનો સંભવ પણ ઓછો હતો. ચર્ચની હાલત એકદર કંગાલ હતી. મજૂરો અને એવા જ લોકો એનો ઉપયોગ અનિયમિત રીતે કરતા હશે એમ મને લાગ્યું.

૧૮૮૪ના ઑક્ટોબરમાં શ્રી અરવિંદ સેન્ટ પૉલ સ્કૂલમાં દાખલ થયા અને ૧૮૮૯ના ડિસેમ્બરમાં ગ્રીક અને લૅટિનમાં સ્કૉલરશિપ મેળવીને કિંગ્ઝ કૉલેજ કેમ્બ્રિજમાં ગયા. સેન્ટ પૉલ સ્કૂલના હાઈ માસ્ટરને મળીને જૂના રેકોર્ડમાંથી શ્રી અરવિંદના સ્કૂલ જીવનની માહિતીનું પાનું શોધી તેનો ફોટો લેવડાવી લીધો, જેથી સપ્રમાણ માહિતી, મૂળની નકલ રૂપે, હિંદમાં રહે. હાઈમાસ્ટરની મારી મુલાકાતને પરિણામે એમણે મને બપોરે વિદ્યાર્થીઓ જોડે ભોજન લેવાને આમંત્રણ આપ્યું અને સ્કૂલ તરફથી ચાલતા 'પોલાઇન' પત્રમાં શ્રી અરવિંદ વિષે એક લેખ લખવાને માટે માગણી કરી. એ લેખ 'પોલાઇન'માં પ્રગટ થશે અને એના ત્રણથી ચાર હજાર ગ્રાહકોને પહોંચશે.

કેમ્બ્રિજના વાઇસ ચૅન્સેલર સાથે મુલાકાત સપ્ટેમ્બરમાં થઈ ત્યારથી શ્રી અરવિંદ જે કૉલેજમાં ભણ્યા હતા તે કિંગ્સ કૉલેજમાં વાઇસ પ્રૉવોસ્ટ મિ જૉન સૉલ્ટ માર્શ ઘણા જ સહાનુભૂતિવાળા નીકળ્યા. એમની મદદથી કિંગ્સ કૉલેજના રેકોર્ડમાંથી શ્રી અરવિંદ વિષેની માહિતી મેળવી એનો, તથા એ રહેતા હતા તે કૉલેજની ઓરડીનો ફોટો લેવાની ગોઠવણ કરી. વધારે આનંદની વાત તો એ બની કે શ્રી અરવિંદનો ફોટો કિંગ્સ કૉલેજની લાયબ્રેરીના હૉલમાં મૂકવાની દરખાસ્ત એમણે સ્વીકારી અને તે પ્રમાણે ૨૫મી નવેમ્બરે એમનો ફોટો મૂકવામાં આવ્યો.

શ્રી અરવિંદ આઇ. સી. એસ.ની પરીક્ષામાં આરે નંબરે પાસ થઈને ચૂંટાયા હતા. છેલ્લી પરીક્ષામાં બહુ સારું પરિણામ આવ્યું ન હતું તેનાં બે કારણ હતાં. એક તો પૈસાને અભાવે ઘણી અગવડ વેઠવી પડતી તેથી કૉલેજમાં ટ્રાઇપૉસ ઉપરાંત આઈ. સી. એસ.માં પૂરું ધ્યાન તેઓ આપી શકતા નહિ. અને બીજું કારણ એ હતું કે હિંદની સ્વતંત્રતા વિષે એમના મનમાં એટલો દૃઢ સંકલ્પ થઇ ચૂક્યો હતો કે વિદેશી સરકારની સનદી નોકરી કરવામાંથી એમનું દિલ ઊઠી ગયું હતું; એટલે આઈ. સી એસ.માંથી નોકરી માટે કેવી રીતે ન ચૂંટાવું એ

એમને માટે કાયદો હતો અને તે એમણે ઘોડેસવારીની પરીક્ષામાં ગેરહાજર રહીને ઉકેલ્યો—તે પણ એવી રીતે કે ડૉ. કૃષ્ણધન એમના પિતા એમનો વાંક કાઢી શકે નહિ.

આ આખી બાબત એમની સાથેની વાતચીત મેં નોંધી છે તેનાથી સ્પષ્ટપણે તરી આવે છે પરંતુ આઇ. સી. એસ.નું ખાતું તો સરકારી ખાતું હતું અને ઇન્ડિયા ઑફિસમાં એના વિશે વખાણ ન હોય એ અસંભવિત છે એવી ધારણાથી હવે જેને ઇન્ડિયા ઑફિસ લાયબ્રેરી કહેવામાં આવે છે ત્યાં ગયો અને જૂના રેકાર્ડ જોવા માટે માગણી કરી. લાયબ્રેરિયન ઘણો જ સહાનુભૂતિવાળો માણસ છે. તેણે સારી મદદ આપી. પરિણામે શ્રી અરવિંદ વિશે લગભગ ૪૧ ફ્રેમ થાય એટલો પત્રવ્યવહાર મળ્યો જેની માઇક્રોફિલ્મ કૉપી મેં કઢાવી લીધી અને તેના પરથી મોટા કદના ફોટાઓ કરાવ્યા. આમ શ્રી અરવિંદની આઇ. સી. એસ. પરીક્ષાનું છેલ્લું પ્રકરણ ઘોડેસવારીનું સપ્રમાણ માહિતીવાળું બન્યું.

શ્રી અરવિંદ સેન્ટ પૉલ સ્કૂલમાં હતા ત્યારે અને કેમ્બ્રિજથી લંડન રજાઓમાં આવતા ત્યારે મિ. જેમ્સ કૉટન જેઓ સેક્રેટરી હતા તે લિબરલ ક્લબની ઑફિસમાં એમના મોટાભાઈ મનમોહન સાથે રહેતા હતા. એ ઑફિસ વિશે માહિતી મેળવવા ઘણા પ્રયત્નો કર્યાં પરંતુ સફળતા મળી નહિ. લિબરલ ક્લબની મોટી ઑફિસના જૂના રેકાર્ડ જોયા પણ તેમાં મિ. જેમ્સ કૉટનની સાઉથ કેન્સિંગ્ટનની કોઈ વિગત કામ હતી એવું પ્રમાણ મળ્યું નહિ અને મેં એ મકાનની

પત્રવ્યવહાર હતો એની મને માહિતી હતી અને લૉરેન્સ. બિનિયનના પત્રો કલકત્તા યુનિવર્સિટીને આપેલા તે જાપાનના આક્રમણ વખતે કલકત્તા યુનિવર્સિટીએ પોતાની કિંમતી વસ્તુઓ બહારગામ ખસેડી તે વખતની ગરબડમાં ખોવાઇ ગયા હતા એ પણ હું જાણતો હતો. મિસિસ બિનિયનને પત્ર લખીને મનમોહનના કાંઈ પત્રો હોય તો તે જોવા માટે મેં માગણી કરેલી. અલબત્ત, એ કાંઇ મારો મુખ્ય વિષય ન હતો પણ કદાચ એમાંથી શ્રી અરવિંદના ઇંગ્લૅંડમાં ગાળેલા જીવન વિષે કાંઇક મળી આવે એવી આશા હતી. પરંતુ બે અઢી મહિના પછી જ્યારે મનમોહન ઘોષના લૉરેન્સ બિનિયન ઉપરના પત્રો આવ્યા ત્યારે ખરેખર ઘણી ઉપયોગી માહિતી એમાથી મળી. પ્રથમ તો લંડનનાં ચાર સરનામાં બરાબર મળી આવ્યાં અને કાઉન્ટી કાઉન્સિલ સાથે ફોનથી અને રૂબરૂ મુલાકાત લઇને એ સરનામાં એનાં એ જ્યાં છે કે એમાં ફેરફાર થયા છે તેની બધી માહિતી મેળવી લીધી. પરિણામે લિબરલ ક્લબનું સરનામું પણ મળ્યું. અને શ્રી અરવિંદ રજાઓમાં બહાર ગામ ગયેલા તે જગાઓમાથી બેત્રણનાં નામ અને જ્યાં ગ્હેલા તે સરનામાં પણ મળી આવ્યાં. શ્રી અરવિંદના જીવનના એ ભાગ વિષે જુદો જ લેખ જરૂરી છે.

છેલ્લા અઠવાડિયામા 'પિક્ચર પોસ્ટ'ના એક લેખક ડૉ. કેનેથ વૉકરે શ્રી અરવિંદ વિષે એક લેખ—એમના ફોટા સાથે પ્રગટ કરવા માટે લીધો, અને બી. બી. સીના ત્રીજા કાર્યક્રમમાં શ્રી અરવિંદને ૨૦ મિનિટ મળી જાણીને ઘણો સંતોષ વ્યક્ત કર્યો.

કેટલાક પ્રવચનો અને ત્યાર પછી થયેલા પ્રશ્નોત્તરો તથા ઇંગ્લૅંડની યાત્રાના એકંદરે મારા માનસ ઉપર પડેલા સંસ્કારો આ પુસ્તકમાં રજૂ કર્યા છે. તા. ૩૭ ડિસેમ્બરે લિવરપૂલથી હું હિંદ આવવા માટે ઊપડ્યો ત્યારે જે ત્રણ પ્રકારનાં કાર્યો કરવાની ધારણા મેં રાખી હતી તે પાર પડી હતી એનો મને સંતોષ હતો.

---

# ૨

# ઇંગ્લેંડ—પ્રથમ પરિચયે

## (૧)

ઇંગ્લેંડ દેશનું બાહ્ય દર્શન, એનો કિનારો શહેરો, પ્રકૃતિ સઘળા ઉપર માનવની છાપ પડેલી જણાયા વિના રહેતી નથી. આગબોટમાંથી દેખાતો કિનારો માનવના હાથના સંસ્કાર પામેલો જણાય—એમાં બચાવના સાધનો હોય કે યાંત્રિક યોજના હોય, એટલું જ નહિ પરંતુ શુદ્ધ પ્રકૃતિ હોય તોપણ જાણે માણસે કાળજીપૂર્વક એની રચનાને સંમતિ આપીને જાળવી છે અથવા પોતાની યોજના કે ભાવના પ્રમાણે એમાં ફેરફારો કર્યા છે એમ આપણને દેખાઈ આવે છે. વળી લંડન ઇંગ્લેંડ નથી એ આપણા લોકોમાંના ઘણા થોડા જાણતા હશે, કારણ મોટો ભાગ લંડનનો પરિચય વધારે સાધતો હોય છે.

આ દેશ એક મહાન પ્રજાનો દેશ છે એ ભાવ જાગ્રત યાનીને થયા વિના રહેતો નથી. એનું એક કારણ અહીંના લોકોમાં એ ભાન પ્રગટ કે અપ્રગટ રહેલો છે. અલબત્ત, હિંદમાંથી આવનાર ઘણા કાં તો એકદમ અંજાઈ જાય છે, અહોભાવ ધારણ કરીને અંગ્રેજ એટલે તો

છુ મોટે ભાગે તો કોઈ ખાસ હેતુ—અભ્યાસ, વેપાર, વાટાઘાટ, નોકરી, અથવા રંજન—માટે ઘણા આવતા હોય છે. અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ વડાયેલા ન ગણાય, એમની પાસેથી સારો અભ્યાસ કરી પોતાના વિષયમા નિષ્ણાત થવા સિવાય બહુ વધારે આશા રાખી શકાય નહિ એવુ જ અન્ય વર્ગોનુ ગણાય અને અહી આવે ત્યારે અહીનુ સામાજિક બધારણ એવુ છે કે એના પોતાના કાર્ય સાથે નિસબત હોય એ કે એવા લોકો સાથે જ ઘણુખરુ એ સબધમા આવે,—એની બહાર સબધો નહિ જેવા જ હોય છે આવા ઘણા કારણો છે તેમાનુ એક અહીની પ્રજા એ પ્રકારે મિલનસાર નથી એ પણ છે

મારો ભાવ કોણ જાણે કેમ પણ ઘણો જુદો રહ્યો છે હુ આવ્યો તે એક યાત્રીનો ભાવ લઈને શ્રી અરવિંદે જ્યા સાતથી એકવીસ વર્ષ સુધીની બાલ્યાવસ્થા, કિશોર અને યુવાવસ્થાનો આરભ ગાળ્યો હતો તે દેશમા એક રીતે જાણે એમની ભૂમિમા હુ જતો હતો એમ મને લાગ્યુ છે આ દેશની ભાષાને એમણે પોતાના અમૂલ્ય ગદ્ય અને કવિતાના ગ્રથો આપીને ધન્ય બનાવી છે,—એક રીતે એમના લખાણની ભાષા બોલનાર લોકોમા હુ જતો હતો એમ પણ મને લાગ્યુ અલબત્ત, આ પ્રમાણેની ભાવના અહીંના કેળવાયેલા લોકોમા પણ નથી એ તો હુ જાણતો હતો જ—અહીં આવવાનુ એ તો એક પ્રયોજન હતુ—પરતુ તેનાથી મારા ભાવમા ફેર પડયો નહિ પણ એ અતરની વૃત્તિ વિષે રહી કોઈ અન્ય પ્રસગે

આમ કેવળ બહારથી જોઈએ તો કોઈ પણ રાહેરના કોઈ પણ ગામના કે ગામડાના રસ્તામા એક પણ કૂતરુ કે ગાય કે અન્ય પ્રાણી જણાતુ નથી એની કલ્પના આપણા હિંદી ભાઈઓ કરે તે ઇગ્લેંડની વાસ્તવિક સ્થિતિ છે હુ ૪૫૦ માઈલ મોટરમા મુસાફરી કરીને ઘણા ગામડાઓમા થઈને તથા બાજુ પર ખેતરોવાળા રસ્તાઓમા થઈને ગયો છુ—રસ્તામા એક પણ ગાય કે કૂતરુ સમ ખાવા પણ મળ્યુ નથી

મોટાં શહેરોમાં ગમે તેટલી સંખ્યામાં માણસો જતાં હોય પણ આપણને અવાજ સંભળાતો નથી, કોઈ બૂમ કે પાડતું નથી. ચાલક સ્પીકરો તો અહીં જગતમાં એક વાર પણ સાંભળવા મળ્યા નથી. હા, અવાજો હોય છે તે થી દોડતી ગાડીઓના, મોટરોના તથા યંત્રોના— પણ માણસો તો ધીમેથી વાત કરે છે, અવાજ કર્યા વગર કામ કરે છે યા તો ચાલે છે. આ વસ્તુ આમ બહુ મોટી જણાતી નથી પણ આખા દેશમાં એ વ્યાપક હોય ત્યારે અસાધારણ તો ગણી શકાય. વળી વ્યવસ્થા માટે પણ આ પ્રજાએ અસાધારણ પ્રયત્નો કરીને નાગરિક જીવનમાં એને સ્થાપન કરી છે.

ઇંગ્લૅંડે પોતાના સામ્રાજ્યની સમૃદ્ધિને સંસ્થાઓના પાયામાં નાખીને પોતાની પ્રજાની પ્રગતિ ચિરસ્થાયી કરવાના પ્રયત્નો કર્યા છે. ઇંગ્લૅંડ એટલે ફક્ત અહીંનું રાજ્ય નહિ પણ સંસ્થાઓ અને લૉર્ડ નફીલ્ડ જેવી વ્યક્તિઓ પણ ખરી. તેમને સામ્રાજ્યની સમૃદ્ધિ અને સત્તા મળ્યાં ત્યારે તે એશઆરામમાં પડી ગયું અને આખરે પડ્યું ત્યારે ફૅરડે, ઍડિસન, સીમેન્સ વગેરે શોધખોળોનો લાભ ઉઠાવીને ઉદ્યોગો સ્થાપન કર્યા, રાજસત્તા સાથે વેપાર વધાર્યો અને ઉદ્યોગોમાં સતત પ્રગતિ કર્યા કરવાની માગણી રાખી. પરિણામે આજ તો અહીં ઍડન થઈ એમાંથી મૅન્ચેસ્ટર જેવાં દરિયાથી દૂર શહેરમાં પણ સ્ટીમર જઈ શકે તેને માટે એન્જિનિયરિંગ જ્ઞાન અને અપાર ધન ખર્ચ કરીને જમીન વચ્ચે બંદર બનાવ્યાં, જે વેપારના રસ્તાઓ કરવા માટે પર્વતો ખોદ્યા—અને એ રીતે સ્થાયી આર્થિક ઉન્નતિનો પાયો નાખવા પ્રયત્નો કર્યા. સાથે સાથે બ્રિટિશ મ્યુઝિયમ, ટેટ ગૅલરી જેવી સંગ્રહ તથા એવી જ સંસ્કારપોષક સંસ્થાઓ ઊભી કરી જેમાં ગરીબમાં ગરીબ માણસ વગર પૈસે મહેનત કરીને જ્ઞાન મેળવી શકે. ઇતિહાસમાં પોતે કરેલાં પરાક્રમો લોકોની નજર આગળ રહે તેના માટે યુરોપની બધી પ્રજાઓ પેઠે ઇંગ્લૅંડ પણ ચિત્રમાળ નહિ પણ સ્થળે સ્થળે સ્મારકો ઊભાં

કર્યાં છે. સામ્રાજ્યની સમૃદ્ધિને આ પ્રમાણે અનેક સંસ્થાઓનું રૂપ આપવામાં ઇંગ્લેંડ કદાચ જગતની પ્રજાઓમાં અજોડ ગણાય.

## (૨)

## ઇંગ્લેંડ-સંસ્કૃતિની દૃષ્ટિએ

ઇંગ્લેંડની સૌથી પહેલી અને ઊંડી છાપ મારા ઉપર એ પડી કે 'આ પ્રજાએ પોતે મેળવેલા સામ્રાજ્યની સમૃદ્ધિને રાષ્ટ્રપોષક અને સંસ્કારિતાનો વિકાસ કરનારી સંસ્થાઓના રૂપમાં ફેરવી નાખી છે.' રોમને સામ્રાજ્ય મળ્યું હતું પણ એ વિલાસમાં પડી ગયું અને પોતાના રાષ્ટ્રીય પરાક્રમને સ્થાયી સ્વરૂપ આપી શક્યું નહિ. વ્યવહારકુશળ અંગ્રેજ પ્રજાએ ઇતિહાસમાં પોતાને મળેલી અમૂલ્ય તકનો ઘણો સારો ઉપયોગ કર્યો છે એ નિઃસંશય છે જાહેરમાં મુકાયેલાં સ્મારકો, પૂતળાંઓ વગેરે સામાન્ય નાગરિકની સામે ઇતિહાસને જીવતો રાખવાનું કામ કરે છે, અવચેતનામાંથી ઊતરી જઈને પ્રજાજનમાં પોતાના ઇતિહાસનું ગૌરવ પોષે છે. એનાં મ્યુઝિયમોમાં એણે જગતભરમાંથી એકત્ર કરેલી જ્ઞાનસામગ્રી વ્યવસ્થિત અભ્યાસ માટે પ્રજાજન આગળ મફત રજૂ કરી છે. એમાં વેપારી, સેનાપતિ, નાવિક, શોધક, લેખક, કે રાજકર્તા બધાએ પોતાનો ફાળો આપ્યો છે. ગ્રીસમાંથી, ઇજિપ્તમાંથી, હિંદમાંથી – જગતના ચારે ખંડમાંથી – કળાના, ઉદ્યોગના, સ્થાપત્યના, પુસ્તકના, લેખોના, એમ અનેક સંસ્કારભંડાર એણે એકત્ર કર્યા, વ્યવસ્થિત રીતે ગોઠવ્યા અને પ્રજાજનને એનો લાભ લેવા ખુલ્લા મૂક્યા છે. બ્રિટિશ મ્યુઝિયમમાં એટલા બધા નમૂનાઓ છે કે એને જોતાં દિવસો લાગે. અને એનો એક વિભાગ લાયબ્રેરી છે તેમાં કોઇ પણ પુસ્તક વિષે માહિતી તથા પુસ્તક અભ્યાસ કરવા માટે તદ્દન મફત મળી શકે છે. સંપૂર્ણ શાંતિવાળા વિશાળ ઓરડામાં ગરીબમાં ગરીબ અભ્યાસક ખુરસી તથા વિજળીની બત્તીનો લાભ લઇને અભ્યાસ કરી શકે છે. આખું પુસ્તકાલય શિયાળામાં

ગમ ગાખવામા આવે છે. પુસ્તકની અનુક્રમણિકાનાજ કેટલા અંકો અંધે ગોળાકારમાં વ્યવસ્થિત ગોઠવાયેલા હોય છે.

એવુંજ પ્રાકૃતિક ઇતિહાસનું મ્યુઝિયમ લંડનમાજ એ પ્રમાણે છે એમ નથી. દરેકેદરેક શહેરમાં Referenceનુ જંગી પુસ્તકાલય હોય છે તેમા એ ગામનુ સઘળુ સાહિત્ય મુખ્યત્વે અને બીજુ બહુ પણ સામાન્ય રીતે મળી આવે છે. એકજ ઉદાહરણ માત્ર અનુભવનુ આપુ છુ. મૅન્ચેસ્ટર ગાર્ડિયન પત્રના બધાજ પાછલા અંકો મૅન્ચેસ્ટર શહેરની રેફરન્સ લાયબ્રેરીમા ગીતસર બનાવેલા સુરક્ષિત રખાય છે, એ વસ્તુ ૧૮૮૧ની સાલના મૅન્ચેસ્ટર ગાર્ડિયનના અંકો જોઇને મને પોતાને આનંદ થયેલો વળી, એ લાયબ્રેરીના વ્યવસ્થાપકો એકાખાઉ પગારદાર નથી હોતા, પરંતુ પોતાનુ કામ જાણનારા અને અભ્યાસીને મદદ કરવાને હમેશા ઉત્સુક હોય છે તપાસ કરનારને ઉત્તેજન આપવાનુ એમનુ વલણ હોય છે અને પોતે માહિતી એટલી વ્યવસ્થિત રીતે જાણતા હોય છે કે તપાસ કરનારને મદદ કરી શકે છે

આવી પ્રાન્તીય અને શહેરની લાયબ્રેરીઓ ઉપરાંત ઑક્સફર્ડ, કેમ્બ્રિજ તેમજ બીજી બધી યુનિવર્સિટીઓની પોતાની લાયબ્રેરીઓ હોય છે જેવા ઑક્સફર્ડની બોડલીયન લાયબ્રેરીમા લાખો પુસ્તકો જળવાઇ રહેલા છે, અને તે અભ્યાસ કરનાર જઇને પણ વગર ખર્ચે અભ્યાસ માટે મળી શકે છે વળી દરેક યુનિવર્સિટીની કૉલેજની પાસે પોતાની લાયબ્રેરી હોય છે!

આપણા તાલુકા જેવા ગામોમા નિશાળ નિયમના વખતમા બેસતી હોય છે તેજ મકાનને સાંજે ધંધા-ઉદ્યોગના શિક્ષણના વગમા ફેરવી નાખવામાં આવે છે અને દૂર ગામડાઓમાથી માણસો સાંજે આવીને ધંધા કે ઉદ્યોગ શીખી શકે તેને માટે બસની વ્યવસ્થા પણ હોય છે એટલે મોટી ઉમ્મરના કોઇને નવું શીખવું હોય તો તેને માટે સગવડ

વ્યવસ્થા છે. આથી પ્રજામાં પ્રગતિની ધગસ જાગ્રત રહે છે અને આર્થિક દૃષ્ટિએ સમષ્ટિ જીવન સંપન્ન બને છે.

આમ કેળવણી, સંસ્કાર તથા આર્થિક પ્રગતિનાં સાધનો ઇંગ્લેંડે પોતાની પ્રજા માટે સુલભ બનાવ્યાં છે.

ઈંગ્લેંડની બીજી સિદ્ધિ એણે પોતાની પ્રજાના એકેએક માણસમાં જાગ્રત કરેલી રાષ્ટ્ર-ચેતના, દેશની મહત્તાની, ઇંગ્લેંડના ગૌરવની ભાવના છે. એ ચેતનાનું પ્રગટ સ્વરૂપ 'એકતા'–'સંપ' છે, વ્યક્તિની સ્વતંત્રતા સાથે સુમેળ સાધી શકે એવી એ એકતા, એવો એ સંપ છે. બસ આગળ જુઓ તો લોકો કોઇના નિયંત્રણ વગર એક પછી એક સીધી લીટીમાં ગોઠવાઈ જાય છે. જીવનમાં ઘણાં માણસોનાં કામો સાધવાનાં હોય ત્યાં એવી જ વ્યવસ્થા એ લોકો રાજીખુશીથી અપનાવી લે છે.

અલબત્ત, આ પ્રજાકીય અસ્મિતા એક દિવસમાં પ્રગટી નથી. ૧૬ મી સદીમાં ઈંગ્લેંડની પ્રજાનો સૂર્ય ચડતી કળાનો થયો તે લગભગ ચારસો વર્ષ વધતી કળાઓ સાથે ઊંચે ને ઊંચે ચડતો રહ્યો છે. એ દરમિયાન એણે પોતાની પ્રગતિ સાધવા ઉપરાંત ઇતિહાસમાં એક સર્જક શક્તિ તરીકે આગળ પડતો ભાગ ભજવ્યો છે. જાણ્યે અજાણ્યે સ્વતંત્રતા, વ્યક્તિત્વ, અને તર્કવાદ પર વિશ્વાસ મૂકવાનાં મૂલ્યો પોતાના સંબંધમાં આવેલ પ્રજાઓને આપ્યા છે ભૌતિકશાસ્ત્રોમાં શોધખોળ કરનારા પુરુષો એણે જગતને આપ્યા અને એમની શોધને વ્યવસ્થિત ઉદ્યોગના રૂપમાં ફેરવી, માનવજાતિના બાહ્ય જીવનમાં પરિવર્તન લાવનાર સગવડો આગગાડી, આગબોટ, હવાઇ જહાજ વગેરે એણે પ્રથમ પ્રચારમાં મૂક્યાં છે. ન્યાયનું અતિ ઉચ્ચ ધોરણ પ્રગટ કરીને જગતને નિષ્પક્ષપાત ન્યાયનું પ્રજાજીવનની તંદુરસ્તીમાં કેટલું અગત્યનું સ્થાન છે તે એણે બતાવ્યું છે. અલબત્ત, ૧૭ મી સદી પછી ઇંગ્લેંડ એકલું પોતાના સમષ્ટિ જીવનમાં એ કાર્યો કરતું હતું એવું નથી. ફ્રાન્સ, જર્મની, ઇટાલી, વગેરે પ્રજાઓ પણ એણે મેળવેલ સામ્રાજ્યથી અને અઢળક

સંપત્તિથી આકર્ષાઇને એને માર્ગે ઝડપભેર ચાલી ગ્ગી હતી અને કદવીક બાબતમાં એનાથી આગળ પણ નીકળી ગઇ હતી. પરંતુ યુરોપની પ્રજાઓમાં પણ ઇંગ્લેંડ એક પ્રકારનુ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. યુરોપ ખંડ ઉપરના લેકો ઇંગ્લૅંડને Continental પોતાના ખંડની પ્રતિનિધિ પ્રજા ગણતી નથી. ઇંગ્લૅંડના લોકો કાઇક તોછડા અને તુમાખી પણ ગણાય છે

પરંતુ ઇંગ્લૅંડની રાષ્ટ્રીય એકતાની સંગીનતા રોજના સમષ્ટિ જીવનના વ્યાપારોમાંજ નહિ પરંતુ બે ભયંકર વિશ્વ યુદ્ધોમાં એણે જે અસાધારણ પરાક્રમો કરી બતાવ્યા છે તેમાં આપણે વધારે સારી રીતે જોઇ શકીએ છીએ. જરૂરિયાતો ઉપર દરેક દેશમાં અંકુશ હોય છે પરંતુ ઇંગ્લૅંડમાં એ અંકુશ કેટલી સખ્ત રીતે સખ્તાઈથી, સ્વેચ્છાપૂર્વક પળાયો હતો તે જ્યારે જાણીએ છીએ ત્યારે આપણને એમની પ્રજાકીય એકતા કેટલી વાસ્તવિક છે તેનો યથાર્થ ખ્યાલ આવે છે. એ 'એકતા'ના વાજાં વાગતાં નથી, એના પોકારો સંભળાતા નથી, પરંતુ જીવન સાથે એ જડાયેલી વસ્તુ છે તે આપણે જોઇ શકીએ છીએ. મૌનમાં રહેલી એ શક્તિ સક્રિય છે, કશાથી ન ભાગે એવી મજબૂત છે. જ્યારે ઇંગ્લૅંડ પર બૉમ્બ પડતા હતા. ત્યારે પ્રજાએ જે રીતે જીવન-વ્યવસ્થા બાંધી નાખી અને સરકારને પૂરેપૂરો સહકાર આપ્યો તે પણ એ જીવંત રાષ્ટ્રીયતાનો પુરાવો છે, અને લડાઇ પછી જે ઝડપથી આવશ્યક રાજકીય ફેરફારો કરીને અણે પોતાના છિન્નભિન્ન થઇ ગયેલા વેપાર, ઉદ્યોગ અને આર્થિક જીવનને જે રીતે પાછું વ્યવસ્થિત કરી દીધું તે એ પ્રજાકીય અસ્મિતા કેટલી જીવંત છે તેનો પ્રત્યક્ષ પુરાવો ગણી શકાય

કટોકટીના પ્રસંગોમાં પણ અંગ્રેજ પ્રજામાં ખેલદિલીનો ગુણ જોવામાં આવે છે. મુશ્કેલ પરિસ્થિતિમાં અંગ્રેજ હિંમત હારી જતો નથી, હાર કબૂલ કરતો નથી, લડવાનું ચાલુ રાખે છે અને કોઇ વાર એવા કેવળ આગ્રહથીજ જીતી જાય છે. ઇંગ્લૅંડ પર બૉમ્બ પડતા

ત્યારે પ્રજામાંથી લડાઇ અને ક ચાની વાત એક પણ અંગ્રેજની કલ્પનામાં આવે નહિ અને બધી અગવડો હસતે મોંઢે સહન કરે એવું એના માનસનું ઘડતર છે

જ્યારે ઇંગ્લેન્ડની શક્તિનો વિચાર કરીએ છીએ ત્યારે ભૌતિક શાસ્ત્રોની શોધખોળની પાછળ જે વિચારણા અને જીવનદર્શન રહેલા છે, તેમાં એનું મૂળ આપણને જોવા મળે છે જેમ આપણે ત્યાં આધ્યાત્મિક જીવનનું દર્શન પ્રાધાન્યને પામ્યું અને સમગ્ર પ્રજાજીવન એની આજુબાજુ રચાયું તેમ યુરોપમાં – ઇંગ્લેંડમાં ખાસ – રસાયન તથા પદાર્થશાસ્ત્રમાં જે પ્રગતિ થઇ તેને સર્વવ્યાપી બનાવવા, જીવનમાં એ શોધખોળોનો પ્રયોગ કરીને સામાન્ય જનતાને એના લાભો પહોંચાડવા પ્રજાએ પ્રયત્નો કર્યા છે, તેમાં એનું સામર્થ્ય રહેલું છે એ શોધખોળના પરિણામો સર્વસુલભ અને સોંઘા બનાવવા એણે અથાગ પ્રયત્નો કર્યા છે નવી વસ્તુઓ યંત્રો તથા ઉપયોગી ચીજો બનાવીને એને માટે જરૂર ઊભી કરી છે, બજારો ખડા કર્યાં છે, સોંઘી વસ્તુઓ બનાવવા માટે પરદેશો પર ગજબની ઝૂસરી પણ લાદી છે કાચ વીજળી રેડિયો, પ્લાસ્ટિક વગેરેની પાછળ એ ભૌતિક દૃષ્ટિબિંદુ જ કાર્ય કરી રહેલું છે

આટલું છતાંય ઉત્તમ યંત્રો બનાવવાની શક્તિમાં અંગ્રેજ પ્રજા જર્મનીને આજે પગ પહોંચી શકતી નથી એવું યંત્રો વિશે જાણનાર કહે છે

બન્ને વિશ્વયુદ્ધો પછી આજે પણ અંગ્રેજ પ્રજા અતિ આધુનિક શાસ્ત્રખોળોના પ્રયોગ પ્રજા જીવનમાં કરવા માટે ઉદ્યુક્ત છે એની માન્યતા છે કે એ પ્રકારની પ્રગતિ સાધવાથી અને નવા ઉદ્યોગો શરૂ કરવાથી સામૂહિક જીવનના બધા પ્રશ્નો ઉકેલી શકાશે એને માટે લોકમતને કેળવવાની જરૂર પણ એના રાજ્યકર્તાઓ સ્વીકારે છે છેવટમાં છેવટની મગત મજૂર વર્ગને પણ મળી જો એ એ મત ર અનુસાર એનું

કરતા હોય તો નવાઇ નહિ પરંતુ એ સ્ત્રીઓ ઘણુ ઉપયોગી કામ કરી શકે એવી સ્થિતિમા હોય છે સમાજહિતના કે આધ્યાત્મિક જીવન ગાળવાના પ્રયોગમા એ સ્ત્રીઓ ઘણો અગત્યનો ભાગ ભજવી શકે

અહીના સમગ્ર જીવનમા સ્ત્રીનુ વિશિષ્ટ સ્થાન છે પુરુષ અને સ્ત્રીનુ પરસ્પર આકર્ષણ પ્રકૃતિના એક સામાન્ય કાર્ય તરીકે સ્વીકારીને એમણે એ આકર્ષણને લગ્નની સસ્થામા મર્યાદિત કરવા ઉપરાત પ્રજા જીવનના બીજા ક્ષેત્રોમા બન્ને જાતિને સરખુ સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે કૉલેજમા, બસમા, રેલ્વેમા, ઑફિસોમા, રેસ્ટોરામા, ગોડામા, રણ ભૂમિ ઉપર કે દરજીના કાર્યમા, ભરત ગૂંથણમા જ નહિ પરંતુ લશ્કરમા, ઘોડેસવારીમા, ઍરોપ્લેનમા અને પ્રોફેસર તરીકે—સર્વત્ર—સ્ત્રીઓ અને પુરુષો સાથે કામ કરતા નજરે પડે છે આપણા મજૂર વર્ગમા ઘાંચી જેવી જાતિના ધંધામા, અને સામાન્ય રીતે રેંકડી ખેંચનાર જેવાના ધંધાઓમા એ પ્રકારનુ સરખાપણુ હોય છે મને લાગે છે કે કૉલેજ વગેરેમા પણ સહશિક્ષણ થતા બન્ને જાતિ પરસ્પર વધારે સારુ અને ઉદાત્ત વલણ ધારણ કરતા શીખશે એવી આશા છે મને પોતાને સ્ત્રી પુરુષો જીવનના જુદા જુદા ક્ષેત્રોમા સાથે કાર્ય કરે છે તેના કરતા પતિ પત્નીનો સબધ સ્વીકારીને કુટુંબજીવન ગાળે છે એમા ઇંગ્લેંડના સમાજનુ એક મૂળ જણાય છે

ઇંગ્લેંડમા પ્રકૃતિ બીજા દેશોથી જુદુ સ્વરૂપ ધારણ કરે છે એ દેશનુ ઋતુમાન પણ ઘણુ અનિશ્ચિત અને અનિયમિત રહે છે આકાશમા રંગોની લીલા પૂર્વ દેશોના જેવી ચમકવાળી ભાગ્યે જ જણાય છે વાદળા અને ધુમ્મસ ભાગ્યે આનદ આપે એવા હોય છે ટાઢી પણ કડક અને ભીનાશવાળી હોઇ સારો વખત ગરમી જાળવવા માટે પ્રયત્ન કર્યા કરવા પડે છે પરંતુ ઇંગ્લેંડની ભૂમિ એક સરખી નથી, ટેકરીઓ અને ઢોળાવોવાળી છે અને પ્રજાએ પોતાની પ્રકૃતિના સૌન્દર્યને જાળવવા જાગ્રત પ્રયત્નો કર્યા છે એટલે ઇંગ્લેંડનુ પ્રાકૃતિ

જેથી સમસ્ત યુરોપમાં, અને દુનિયાના બીજા દેશોમાં પણ, એ આર્થિક પ્રણાલિનો સ્વીકાર થયો અને સહજે એ પ્રકારની વિચારણા માટે ક્ષેત્ર ઉભાં થયાં એ સાચું છે. મજૂર પક્ષે ઇંગ્લેંડમાં એ વિચારણાને રજૂ કરવાની પહેલવહેલી ઝુંબેશ ઉઠાવી. જૂદાજૂદા ઉદ્યોગોના મજુરો વ્યવસ્થિત થયા અને પોતાના પક્ષ તરફથી રાજ્ય ચલાવવા માટેની વિચારણા અને યોજના પ્રજા આગળ એમણે રજૂ કરવા માંડી.

એ બધા ઇતિહાસની વિગતમાં જવાની જરૂર અહીં નથી. અહીં મારે જે કહેવું છે તે એ છે કે મજૂરપક્ષની વિચારણામાં અને કાર્યક્રમમાં જે સબળ વસ્તુ હતી તેનો ઇંગ્લેંડની બધી જનતાએ—અને રાજ્યના સર્વે પક્ષોએ સ્વીકાર કરી લીધો—ખાસ કરીને બે વિશ્વયુદ્ધો દરમિયાન લશ્કરને દારૂગોળો, હથિયારો વગેરે પૂરાં પાડવામાં મજૂરપક્ષનો સહકાર અનિવાર્ય થઇ પડ્યો હતો અને મજૂરપક્ષ પણ દેશભક્તિમાં કે સ્વાતંત્ર્યનાનું રક્ષણ કરવાના દૃઢ સંકલ્પમાં ઇંગ્લેંડના બીજા કોઇ પક્ષથી ઉતરતો ન હતો. પરિણામે સમગ્ર ઇંગ્લેંડની જનતામાં રાજ્ય "ક્ષેમ-સાધક" –Welfare State–હોવું જોઇએ એ વિચારનો સ્વીકાર થયો. અને તેથી સામ્યવાદ કે સામ્યવાદી પક્ષને ઘરમાં લાવ્યા સિવાય ઇંગ્લેંડે સામ્યવાદ જેની હિમાયત કરીને પ્રજાઓમાં અસંતોષ જગાડે છે, ક્રાંતિઓ કરાવે છે તે એમના સાધનને બુઠ્ઠું કરી નાખ્યું.

મજૂરપક્ષે કલમને ગોદે લોઢું, કોલસો વગેરેના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કર્યું, એટલું જ નહિ પરંતુ માંદાની સારવારનો ધંધો–દાક્તરનો ધંધો–પણ રાષ્ટ્રીયકરણમાં સમાવી લીધો. અલબત્ત, ઇંગ્લેંડની પ્રજા એટલી વ્યવહારકુશળ છે કે સમગ્ર પ્રજાને હાનિ થાય છે એમ જણાય તો મજૂરપક્ષ પણ રાષ્ટ્રીયકરણની વિરૂદ્ધમાં મત આપતાં પાછો પડે નહિ એવું એનું માનસ છે. અને જરૂર પડે તો મૂડીદાર વર્ગ પોતાના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઇએ એવી માગણી કરતાં જરા પણ અચકાય નહિ.

એટલે ઇંગ્લેંડમા ગમે તે પક્ષ સત્તા ઉપર આવે પણ રાષ્ટ્રીય સરકારની નીતિ સમગ્ર પ્રજાનુ 'ક્ષેમ' સાધવાની હોવી જોઇએ એ સિદ્ધાંતને અને એને અનુસરતા કાર્યક્રમને તિલાંજલી આપી શકે એવી પરિસ્થિતિ આજે નથી અર્થકેન્દ્રિત દૃષ્ટિબિંદુને મધ્યમા રાખીને ઇંગ્લેંડના રાજ્યે ક્ષેમના ખ્યાલનો અમલ કર્યો છે ઇંગ્લેંડના રાજ્યનો ક્ષેમનો ખ્યાલ અર્થકેન્દ્રિત રહેલો છે એટલે સૌથી પ્રથમ પ્રત્યેક માણસને "કામ" મળવુ જોઇએ એના પર રાજ્યની નીતિ ઘડવામા આવે છે આજે ઇંગ્લેંડમા એક પણ માણસ કામ વગરનો નથી "નવરો" ચાર પૈસા માટે મજૂરી કરવાને નવરો, કોઇ નથી. દરેક માણસ પોતાનુ કામ જાણે છે, અને સ્વમાન જાળવીને, સગવડ કરીને પોતાનુ કામ તે કરે છે મજૂરોને ઉદ્યોગમા વધારે મોટો હિસ્સો આપવામા આવે, એમને ઉદ્યોગની માલિકીમા ભાગ મળે—તો મજૂરો વધારે કામ કરે અથવા તો કરશે, કાંઈ નહિ તો વધારે ઉત્સાહપૂર્વક કામ કરશે—એ માન્યતા જ્યાં જ્યાં એવા પ્રયોગો થાય છે ત્યાં ત્યાં કમનસીબે સાચી પડી નથી સોવિયેટમા તો એના પરિણામો શરૂઆતના વર્ષોમા બહુ જ નિરાશાજનક આવ્યા હતા ઇંગ્લેંડમા Transport એનુ વર્તમાન ઉદાહરણ છે જ્યારે ટ્રાન્સપોર્ટનુ રાષ્ટ્રીયકરણ ન હતુ ત્યારે એવી દલીલ કરવામા આવતી કે મજુરને રેલ્વે, બસ વગેરે પોતાના છે એવી માલિકીની લાગણી થાય તો એ વધારે અને વધારે સારૂ કામ કરે. પરતુ જ્યાર રાષ્ટ્રીયકરણ થયુ ત્યારે જણાયુ કે મજુરો વધારે કામ કરતા નથી

વૃદ્ધાવસ્થા માટે પેન્શનની યોજના સમગ્ર પ્રજામા—નાની અને સમૃદ્ધ હોવાથી એમને માટે પ્રમાણમા સ્હેલુ તો પણ પાર પાડવુ ઘણુ મુશ્કેલ કામ—ઇંગ્લેંડના રાજ્યે અમલમા મૂકી છે

મજૂરના પગારમાથી અમુક હિસ્સા કાપી લઈ, ઉદ્યોગના માલિકો પાસેથી થોડી રકમ ફરજીઆત ઉઘરાવીને, રાજ્ય તરફથી તેમા અમુક રકમ ઉમેરીને મોટુ નૅશનલ ફંડ તૈયાર કરવામા આવ્યુ છે, જેમાથી

કામ કરવા માટે અશક્ત થાય ત્યારે પ્રત્યેક પ્રજાજનને રાજ્ય તરફથી અમુક પેન્શન મળે. પરિણામે ઈંગ્લેંડમાં સાચા અર્થમાં ગરીબાઈ નથી અને ભૂખમરો પણ નથી. પ્રજાના એકેએક માણસને પૂરતું ખાવાનું અને પહેરવાનું મળી રહે એવી મધ્યમીજીવનની યોજના એણે અમલમાં મૂકી બતાવી છે.

પ્રજાને—કામગાર વર્ગને—તથા ઉદ્યોગોને મદદ કરવા માટે નવા રસ્તાઓ—પાકા રસ્તાઓ—અને આવજા કરવા માટે રેલ્વે, બસ, ટેક્સી, એરોપ્લેન વગેરે સગવડો દેશવ્યાપી—સર્વત્ર મળી શકે એવી—કરી નાખી છે. એ કાર્યમાં નફાનો એણે વિચાર કર્યો નથી. ત્યાંની રેલ્વે હું ધારું છું કે ખોટમાં ચાલે છે. અને એની પાસે એક લાખ જેટલા તો એંજીનો છે! ઈંગ્લેંડ જેટલા નાના સરખા દેશમાં બસ, મોટર લોરીઓ વગેરે ઉપરાંત એક લાખ જેટલા એંજીનો છે તે ઉપરથી માણસો અને પદાર્થોની આપલેનું ટના પ્રમાણમાં અને કેટલી સોંઘી થતી હશે તેનો આપણને કાંઈક ખ્યાલ આવે છે. આવજા કરવામાં પ્રજાને ઓછામાં ઓછો ખર્ચ કેમ થાય એ દૃષ્ટિએ આખી યોજના ઘડવામાં આવે છે. સાથે સાથે પોસ્ટ, ટેલીગ્રાફ અને ટેલિફોન મફત જ પહોંચાડવામાં આવ્યા છે.

આમ જરૂરીઆતોના 'ક્ષેમ'ના સૌથી પહેલા વિભાગમાં મૂકીને પછી એમણે કેળવણી વગેરે ઉપર ધ્યાન આપ્યું છે. કેળવણી પાનાનું દૃષ્ટિબિંદુ એ છે કે બાળકો માટેની જવાબદારી સમગ્ર પ્રજાની છે. એટલે માબાપ નહિ પણ રાજ્ય તરફથી બાળકની કેળવણીની તથા એના પોષણની પણ વ્યવસ્થા થવી જોઈએ. નવી પ્રજાનું શારીરિક ઘડતર ઘણું સારું નીવડેલું છે. સગર્ભા કે ગર્ભિણી માતાની આરોગ્યની વ્યવસ્થા રાજ્ય તરફથી થાય છે. પરિણામે ઇંગ્લેંડનાં બાળકો સૌથી વધારે તંદુરસ્ત અને શરીરે સુખી અને આનંદી બાળકો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ચોખ્ખું દૂધ અને નાસ્તો તથા બપોરનું ખાવાનું પણ શાળાઓ તરફથી નિશાળમાં આપવામાં આવે છે.

રંજનમાં સંગીત, નાટક વગેરે વિષો બી બી સી તરફથી તથા રાજ્યના એ વિષયના ખાતાઓ તરફથી સામાન્ય પ્રજાજનને સુલભ થાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે ટેલીવીઝન અને બી બી સી તો પોતાની બધી શક્તિ અને બધી યોજના પ્રજાને સપ્રમાણ માહિતી, સામાન્યજ્ઞાન, પહોંચાડવામાં તથા "જનતાની કેળવણી" કહી શકાય એવી બધીજ પ્રવૃત્તિ કરવામાં ગાળે છે એમ કહી શકાય એ બધા કાર્યક્રમોમાં રંજનનું પ્રમાણ સારું જાળવવામાં આવે છે પરંતુ એનું પ્રમાણ જાળવીને પછી ઘણું મોટું વિશાળક્ષેત્ર બી બી સી અને ટેલીવીઝન પોતાની પ્રવૃત્તિઓમાં સમાવી લે છે ભૌતિકશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો, વૈદકીય શાસ્ત્રની માહિતીથી માંડીને શસ્ત્રો, રમતો, નાચ વગેરેના પ્રાથમિક જ્ઞાન આપવાનું કાર્ય પણ તે કરે છે કાયદાનું જ્ઞાન રોજબરોજના પ્રશ્નો અને ઉત્તરો પ્રાર્થનાઓ, પ્રસંગો, ભૂતકાળના ગૌરવના પ્રસંગોની સપ્રમાણ રજૂઆત, જીવનના કોઈ ક્ષેત્રમાં વિજય કે મહત્તા પ્રાપ્ત કરનાર વ્યક્તિઓના જીવન અને કાર્ય, ટેલીવીઝન પર અને બી બી સી મા આવે છે ઉ ત. એમાં ટ્રફાલ્ગરની પ્રખ્યાત દરિયાઈ લડાઈ થઈ તેની સવારે લોર્ડ નેલ્સને કરેલી પ્રાર્થના લોકોને સંભળાવવામાં આવે છે, તો કોઈવાર ઉત્તર ધ્રુવ તરફ શોધ કરવા ગયેલા સ્કૉટની ડાયરીના રજના રજુ થાય છે કોઈવાર એર્દો નામના ફ્રેન્ચ શહેરની પાસે ખાડીમાં ઉતરીને મૂઠીભર અંગ્રેજ સિપાઈઓએ જર્મનોની સેના વિષે માહિતી મેળવીને પછી નવ દસ જેટલી સંખ્યામાં કેવું પરાક્રમ કરેલું તે એ સિપાઈઓની પાસે કહેવડાવવામાં આવે છે આ પ્રમાણે થાય છે ત્યારે "એમાં શું?" એવી મનોદશા કોઈ અનુભવતું નથી

ઈંગ્લૅંડ હિંદને પ્રાચીન પ્રિય, રૂઢિપ્રિય, અને અપ્રગતિશીલ ગણે છે હિંદીઓ ધર્મની બાબતમાં જરા પણ પ્રગતિ કરતા નથી એવો આક્ષેપ આપણા પર મૂકવામાં આવે છે પણ વિચારની બાબતમાં અંગ્રેજોના જેવી રૂઢિચુસ્ત બીજી એકપણ પ્રજા ભાગ્યે હશે એમની અવચેતનામાં

એ વિચાર ઊંડા ઘર કરી ગયેલો છે કે "આપણે તો કાંઈ શીખવાનું નથી," "આપણું અનુકરણ દુનિયાએ કરવાનું છે" "આપણે અનુકરણ કરવાના નમૂના છીએ" અને અમુક ગુણો એમની પાસેથી જરૂર શીખવા જેવા છે પણ એમનું ગમ્ય ધર્મની બાબતમાં જે પ્રયાસો કરે છે તે આપણા Secular કહેવડાવવામાં અભિમાન લેનાર ન્યાતે પણ વિચારવા જેવા છે

ચર્ચ–પ્રોગ્રામ ઇંગ્લેંડના બી બી સી અને ટેલીવીઝન બન્નેમાં નીકૃત કાર્યક્રમ છે એમાં પ્રાર્થનાઓ, સમૂહગીતો, પ્રવચનો, ચર્ચાઓ વગેરેનો સમાવેશ થાય છે પ્રજામાં અમુક ધર્મ નહિ પણ ખ્રિસ્તિ ધર્મનો ભાવ એની ભાવનાઓ આદર્શો વગેરે જાગ્રત રાખવા માટે મોટે ખર્ચે નામ્ય અધ્યાત્મ પાદરીઓને રોકે છે પ્રજાજનને કાયદાનું જ્ઞાન મળે એ દૃષ્ટિએ કલ્પિત કેસોના રીપોર્ટ રજૂ કરીને શ્રોતાઓને "તમે કોને ગુન્હેગાર ગણો છો?" એ પ્રશ્નનો ઉત્તર આપવાને આમંત્રણ કરવામાં આવે છે—તે પક્ષના બન્ને બાજુના સારા વકીલો પોતપોતાની બાજુ રજૂ કરે છે જેથી શ્રોતાને અભિપ્રાય બાંધવામાં મદદ થાય અને એમ એને કાયદાનું જ્ઞાન પણ મળી રહે

વર્તમાન જીવનના પ્રશ્નો પણ બી બી સી અને ટેલીવીઝનમાં ચર્ચવામાં આવે છે તેમ પ્રજાના સારા ચિંતકો અને અભ્યાસકોને જનતાની સામે લાવીને ખાસ પ્રશ્નોની ચર્ચા બીજાઓ પાસે કરાવી એમના અભિપ્રાય પાછળથી લેવામાં આવે છે સામાજિક જીવનના કુટુંબના, ગુન્હાઓના માનસિક ગુત્થણોના એમ અનેક પ્રશ્નો પ્રજાજનો મારફત સમગ્ર પ્રજા સમક્ષ રજૂ કરવામાં આવે છે એવા લોકોને પોતાના નામ પ્રગટ ન કરવા હોય તો તે પ્રમાણે નનામી રીતે એમને પોતાને નડતી ગુત્થવણ રજૂ કરવાની તક આપવામાં આવે છે

રમતો અને શરતો પણ રોજના છે આપણી ગામોમાં વાસ કરીને ફરતી વસ્તીની પેઠે અંગ્રેજ પ્રજામાં પણ Caravan Houses ને

પેડાંના ઘરમાં રહેનારાં ટોળાં—તથા Boat Houses નદીમાં તરતી હોડીઓમાં રહેનારા લોકો પણ છે. એ લોકોની જીવનપ્રણાલિ જનતા આગળ રજૂ કરવામાં આવે છે.

જર્મન ભાષાના પાઠો શાળાના વિદ્યાર્થીઓ માટે બીજા વિષયો પેઠે શીખવવામાં આવે છે. એક નિશાળમાં વિદ્યાર્થીઓને શીખવાતા પાઠો રેડીયો પર બીજી શાળાઓમાં સાંભળી શકાય એવી વ્યવસ્થા રાખી છે.

આ બધા કાર્યક્રમોમાં યુરોપ અને અમેરિકા જેવા બહારના દેશોમાં જીવન કે સંસ્કૃતિને સ્થાન મળી શકે છે. એશિયા કે હિંદને એમાં બીલકુલ સ્થાન મળતું નથી—સિવાય કે Common Wealth નો કાર્યક્રમ હોય ત્યારે આપણી સરકાર તરફથી કોઈ કાંઈ બોલે તે સચિત્ર રજૂ કરવામાં આવે છે.

ઇંગ્લેંડ પોતાના રાજ્યને 'ક્ષેમ-સાધક' રાજ્ય બનાવવાના અથાગ પ્રયાસો કરી રહ્યું છે એ સાચું છે, પરતુ એની પ્રજા ઉપર કરનો બોજો પણ ઘણો ભારે રહેલો છે. સમગ્ર પ્રજાની આર્થિક ક્ષેમકુશળતા વિષે યોજના કરવાની મહત્વાકાંક્ષાવાળી કોઈપણ સરકાર ભારે કર નાખ્યા વિના તે કદી પાર પાડી શકે કે કેમ એ એક પ્રશ્ન છે. ઇંગ્લેંડની પ્રજાને હવે કરનો બોજો અસહ્ય લાગવા માંડ્યો છે.

ઇંગ્લેંડમાં માનવ પ્રકૃતિમાં સહજે મળે છે તેવા કર્તવ્યની ઉચ્ચ ભાવનાનાં તેમજ અપ્રમાણિકપણે સરકાર પાસેથી લાભ લેવાનાં એમ બન્ને પ્રકારનાં ઉદાહરણો જોવા મળે છે. આપણા જુવાનો ઇંગ્લેંડના બહારના દેખાવથી અંજાઇ જઈને ઉજળુ એટલુ સોનું માની લે છે. એમની નજરે એક જ બાજુ ચડે છે, બીજી બાજુ જોવાની એમની વૃત્તિ નથી હોતી. ઉપરાંત, એ જોવા માટે ઇંગ્લેંડના સમાજની ભીતરમાં જે પ્રવેશ જોઇએ તે એમાંના ઘણાને મળતો નથી. નિયમિતતા અને વ્યવસ્થાનું તથા કર્તવ્યના તીવ્ર જાગ્રત ભાનનું ઉદાહરણ અમને વોરીક કાસલમાં જોવાનો પ્રસંગ મળ્યો. વૉરીક અમે સવારે સવાનવ વાગ્યે

પહોંચ્યા હતા અને વૉરવીક કાસલમાં–કિલ્લામાં–પ્રવેશ કરવા માટેની ટીકીટ સાડાનવ વાગે મળે છે એવી નોટીસ એક ઑફીસના બારણા પર હતી. સવાનવ વાગ્યા સુધી કોઈ ત્યાં ફરકતુ ન હતું અમારા સિવાય બીજા કોઈ પ્રેક્ષકો પણ ત્યાં હાજર હતા નહિ. મને લાગ્યું કે કદાચ રજવાડી ખાતુ ચાલતુ હશે. ૯॥ વાગ્યા છે પણ કોણ જાણે ક્યારે એ બાઈ આવશે. અમે પાસેનો બાગ તથા નદીનો કિનારો જોઈને ૯॥ વાગે પાછા આવ્યા. બરાબર ૯॥ ને ટકોરે બારણું ખૂલ્યુ, અને અમને ટીકીટો મળી! સમય પ્રમાણે પોતાનુ કામ કરવા માટે હાજર થવાની ટેવ કેટલી બધી ઉપયોગી છે તે આવા પ્રસંગે આપણે બરાબર સમજી શકીએ છીએ.

બીજો એથી ઉલટા પ્રકારનો અનુભવ પણ આ પ્રકારનો છે ઈંગ્લેંડમાં કાઉન્ટી અને ડીસ્ટ્રીક્ટની કાઉન્સિલોની આપણા લોકલ બોર્ડના જેવી — કહો મ્યુનિસિપાલિટીના જેવી પણ — સંસ્થાઓ છે એમને સ્કૂલના ભાડામા સરકારી મદદ નિયમ પ્રમાણે મળે છે એમાં કેટલાક સ્થળોની કાઉન્ટી કાઉન્સિલ પોતાના હસ્તક ચાલતી શાળાઓનાં ભાડાંનુ બીલ ઊંચુ આકાર્યું — ભલે, વાસ્તવિક રીતે ભાડું ઓછું અપાતુ હોય કાઉન્ટી કાઉન્સિલ પોતાને સરકાર પાસેથી મળનાર ભાડાની રકમમાંથી અમુક હિસ્સો ડીસ્ટ્રીક્ટ કાઉન્સિલને આપવાની — પસ કરવાની — શરત પણ કરે છે પણ તે ખાનગી સમજૂતિ રૂપે હોય છે, અને સરકારના કેળવણી ખાતા પાસેથી વધારે આકારણીનુ ભાડુ તથા તે પ્રમાણેની વધારે મદદ વસુલ કરે છે જ્યારે ઑડીટર આ સ્થિતિ પકડે છે અને સરકારના કેળવણી ખાતાને રીપોર્ટ કરે છે ત્યારે મિનિસ્ટ્રી મંત્રી તરફથી આખી બાબત ભીની સંકેલવામાં આવે છે કારણકે જાહેરમાં પાછો વિરોધ કે ઉહાપોહ ઉભો કરવા તેની મરજી નથી!

એ સિવાય પણ વુલ્વર્થ — અને બાર્કલે જેવી મોટી કંપનીઓ સરકારને બધા કર પૂરે અંગે ભરવામાંથી નીકળી જવાની છટકબારીઓનો ઉપયોગ કરે છે એવું મારા ધ્યાનમાં આવ્યું છે.

પરંતુ આવાં ઉદાહરણો જતાં મારે કહેવું જોઇએ કે ઇંગ્લૅંડમાં જનતાને પોતાના હકનું ઘણું તીવ્ર ભાન હોય છે અને પોતાના હક માટે તે લડવાને અને સહન કરવાને પણ તૈયાર હોય છે.

પહેલી નજરે રખડતાં કુતરાં, ગાયો કે વાંદરાં વગરનો, માખીઓ કે મચ્છરના ઉપદ્રવથી મુક્ત દેશ નવા આવનારને આશ્ચર્યમા નાખે એ સ્વાભાવિક છે. વળી આખા દેશમાં સ્નાન કરવા માટે તથા કુદરતી હાજતો માટે જે સાર્વજનિક સગવડો રાખવામાં આવી છે તે પણ પરદેશીને ઘણી અસર કરે એવી સારી રીતે ચાલતી હોય છે. સ્વચ્છતા અને આરોગ્યના જાહેર નિયમોનું સારૂં પાલન થાય છે. ઉપરાંત, ચોકખું માંસ અને ચોકખું દૂધ સઘળે સાધારણ માણસ લઇ શકે એટલી સોંઘી કિંમતે મળે એવી યોજના કરેલી છે. દિન પ્રતિદિન કેવળ શારીરિક મજૂરી કરવાની પરિસ્થિતિ દૂર કરવા માટે નવાં નવાં યંત્રો શોધવામાં આવે છે એટલે રસ્તો વાળનાર, ઝાડ તળેથી પાંદડાં ભેગાં કરનાર કે રસ્તાઓની બાજુએથી ઘાસ કે ઝાંખરાં કાપનાર પણ શારીરિક મજૂરી કરવાને બદલે યંત્રનો પ્રયોગ કરતો જણાય છે. જાહેર સંડાસને યાંત્રિક પદ્ધતિથી સાફ કરવામાં આવે છે. દરેક ઘરમાં ધૂમાડો લઇ જતી ચીમની સાફ કરવા માટે પણ ઇલેક્ટ્રીસીટી વડે—વિજળીની શક્તિ વડે,—યત્ન કરવામાં આવે છે. ચોમાસામાં પાણીમાં કામ કરવા માટે રબરના લાંબા બૂટનો વપરાશ છે.

ઉદ્યોગ અને ખેતીને સરકાર પૂરેપૂરી મદદ કરે છે.

(૨)

આ આખી યોજના પહેલી દષ્ટિએ આપણને 'આદર્શ રાજ્ય' જેવી લાગે છે, પરંતુ એમાં વધારે સૂક્ષ્મ દષ્ટિ કરતાં બે ત્રણ બાબતો આપણુ ધ્યાન ખેંચે એવી આપણને જણાય છે.

પ્રથમ તો, આ આખી યોજના સરકાર, એટલે કે સરકારી ખાતા તરફથી અમલમાં મૂકાય છે અને એમાં મુખ્ય ઉદ્દેશ સાચી કે અપ્રમાણ

'માહિતી' પૂરી પાડવાનો હોય છે. 'માહિતી' પૂરતો એ કાર્યક્રમ બરાબર છે, પરંતુ વ્યક્તિની સર્જકતાને એમાં વિકાસ પામવાની તક મળતી નથી. રંજનમાં પણ જ્યારે લોકો સરકાર પર આધાર રાખતા થઇ જાય ત્યારે પોતાની મેળે કાંઇ નવું સર્જવાની શક્તિ ઓસરી જવાનો સંભવ પણ રહેલો છે. વળી સરકાર બી. બી. સી. અને ટેલીવીઝન જેવાં સાધનો દ્વારા અમુક માનસિક પરિવર્તન જનતામાં લાવવા માગે છે, પરંતુ ખરેખર શું એવાં સાધનોથી અને માહિતી માત્રથી માણસમા ફેરફાર થઇ શકે ખરો? અને થાય તો કેટલે સુધીનો એ પણ વિચારવા જેવું છે. એવા પ્રચારથી લોકોમાં માહિતી પહોંચે પણ પ્રેરણા જાગે ખરી? એવા કાર્ય માટે કોઇ વ્યક્તિની કે નેતાની જરૂર નથી રહેલી જે પોતાની વિચારણાને, આદર્શને કે દર્શનને જીવનમાં મૂર્ત કરતો હોય?

આ યોજનામા વ્યક્તિ વિકાસ માટે ઘણું ઓછું સ્થાન રહે.— સિવાય માહિતી પૂરી પાડવાનું. આખરે તો એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે કે સમસ્ત પ્રજાને કોણ દોરે તે ઇષ્ટ છે.—આમજનતા કે નેતાઓ? નવી જ યોજના જ્યારે રાજ્ય કે સમાજ તરફથી ઘડવામાં આવે અને અમલમા મૂકાય ત્યારે વ્યક્તિના કાર્યનું, એની સર્જકતાનું ક્ષેત્ર બહુ જ સંકુચિત બની જાય છે. અને અમુક મર્યાદા પછી તો વ્યક્તિને માટે ક્ષેમ રહેતુ પણ નથી. એનું વ્યક્તિત્વ જ કદાચ લુપ્ત થઇ જાય છે આ પ્રમાણે સમષ્ટિ જીવનની પ્રચંડ યાંત્રિક યોજનાઓનો અમલ કરવામાં વ્યક્તિઓનો જે ભોગ અપાય છે અને માનવતાને જે નુકસાન થાય છે તેનો ખ્યાલ ઘણા ઓછા લોકોને આવે છે.—આર્થિક કે ભૌતિક લાભ કે પ્રગતિના સામા પલ્લામાં આ માનવતાની હાનિ આપણે મૂકવી જોઇએ.

અધિ વખત આપણા લોકોનું માનસ યુરોપનું—અંગ્રેજોનું— અનુકરણ કરવા તરફ દોરાતું જણાય છે. આપણી વિચારણામાં હિંદની

અંગ્રેજ જીવનનું અનુકરણ કરવાની તથા અંગ્રેજ પ્રજાની સંસ્કૃતિ ઉત્તમ છે એવી છાપ પડે છે. આખો વખત "આપણે ત્યાં આ પ્રમાણે નથી," "આપણા કરતાં અંગ્રેજોની અમુક જીવન પદ્ધતિ કે સરકારી ખાતાનું કાર્ય ઘણાં ચડીયાતાં છે" એવી છાપ એમના માનસ પર સતત પડ્યા જ કરે છે. એમાં આપણને થોડો લાભ પણ થાય છે—અંગ્રેજ પ્રજાના કેટલાક સારા ગુણો જોવાથી અને એનું અનુકરણ કરવાની વૃત્તિથી. પરંતુ એકંદરે સંસ્કૃતિની દૃષ્ટિએ જોતાં આપણને ઘણી હાનિ થાય છે. હિંદ જાણે કે કોઈ અસંસ્કૃત દેશ હોય એવું જ એમનું વલણ બંધાઈ જાય છે.

આપણી પ્રજામાં જે ઉત્તમ ગુણો છે—અવગુણો કે ખામીઓની સાથે—આપણી સંસ્કૃતિનાં જે સારામાં સારાં ઊંડાં તત્ત્વો છે તે વિષે એ લોકો અજ્ઞાન હોવાથી પ્રથમ તો જે અંગ્રેજ લોકોના સંબંધમાં એ વિદ્યાર્થીઓ આવે છે તેમને હિંદ વિષે, આપણી સંસ્કૃતિ વિષે કશો સાચો ખ્યાલ આપી જ શકતા નથી. અંગ્રેજો એવા ખ્યાલમાં રહે છે કે હિંદમાં એનું પોતાનું હોય એવું—મહાત્મા જેવા અસાધારણ પુરુષ સિવાય—સમગ્ર પ્રજામાં વ્યાપક કશું તત્ત્વ નથી. ઉપરાંત, હિંદની પ્રજા ઘણી પાછળ છે, લોકો રસ્તામાં મરી જાય છે તેની કોઈ દરકાર પણ કરતું નથી, એવા એવા ખ્યાલો એમના મનમાં દૃઢ થાય છે. વધારામાં જ્યારે એ વિદ્યાર્થીઓ હિંદ પાછા ફરે છે ત્યારે પોતાના જીવનમાં અને બની શકે ત્યાં પોતાની આજુબાજુ ઇંગ્લિશ કે યુરોપિયન ઢબનું જીવન જીવવા, એના વિચારો અને મૂલ્યો અમલમાં મૂકવા પ્રયત્ન કરે છે. હિંદના માનસને, દેશની આબોહવાને, સંસ્કૃતિને એ બધું બંધબેસતું આવે છે કે નહિ એનો તેઓ ભાગ્યે ખ્યાલ કરે છે. હિંદની પ્રજા જીવતી પ્રજા છે, એનું પોતાનું માનસ છે, એને દેશના ભાવિ ઘડતરમાં ભાગ લેવી કરવાની છે, એને સમજાવવાનું છે, એનો સહકાર સાધવાનો છે—એ મુખ્ય વસ્તુ એમના ધ્યાનમાં ભાગ્યે આવે છે. અહીં ઇંગ્લેંડની

પ્રજા પ્રત્યેક જાહેર પ્રસંગે—બી બી સીના પ્રોગ્રામમા પણ—દેશભક્તિનુ ગાન કર્યા વિના રહેતી નથી અભણમા અભણ અંગ્રેજ એ ગાન જાણે છે, અને જ્યારે એ ગવાતુ હોય ત્યારે સ્થિર, એકાગ્ર થઇને ઉભો રહે છે ઇંગ્લેંડમા વસતા હિંદીઓ 'જનમનગણ' કે 'વંદેમાતરમ્' ગાઇ જાણતા નથી, અને રાષ્ટ્રીય ઉત્સવોને પ્રસંગે પણ શીખીને આવતા નથી. સમૂહગાન, એમા ભાગ લેનાર ગાનારાઓ અને શ્રોતાઓ બન્નેના માનસ ઉપર અસર કરે છે,—જો એ સમ ગભીરપણે, ભાવપૂર્વક ગ્વામા આવે તો તો ખાસ આપણા લોકો સમૂહગાનમા પોતે ભાગ લેતા નથી એટલુ જ નહિ પરતુ સમૂહગાન સાભળતી વખતે સ્થિર રહેવુ જોઇએ, રાષ્ટ્રગીતના ભાવ ઉપર એકાગ્રતા કરી જોઇએ, હિંદમાતા વિષે, એની એકતા, સ્વતત્રતા અને ઉન્નતિ વિષે હૃદયમા ભાવ જાગ્રત કરવો જોઇએ, એ સાદી વાત પણ એમના ધ્યાનમા હોતી નથી. રાષ્ટ્રગીત વખતે હાલચાલ કરતા જોવામા આવે છે અંગ્રેજ પૂછે તો રાષ્ટ્રગીત કે તેનો અનુવાદ આપી શકતા નથી!

લડન જેવા શહેરની વિશાળતા, વ્યવસ્થા અને બાહ્ય સ્મારકો વગેરેથી આપણો જુવાન અજાઇ જાય છે—એની ચારે બાજુ જે લોકો છે—તેને (અંગ્રેજોને) તો પોતાની સર્વોપરિતા, કહો સત્તાનો ખ્યાલ સ્વાભાવિક હોય છે, એટલે આપણો જુવાન એમનુ અનુકરણ કરવા પ્રેરાય છે

વળી, પોતાની સસ્કૃતિનો અભ્યાસ કે પરિચય વિનાના અહીં આવેલા જુવાનોમા થોડા હિંદની નિંદા કરતા. તો મોટા ભાગના હિંદને ઉતારી પાડતા જણાય છે અંગ્રેજ પોતાની પ્રજાની કે રાજ્યની ખામીઓ વિષે તીવ્ર અભિપ્રાય કે લાગણીવાળો હોય તો પણ પરદેશી માણસ આગળ તે કદી પોતાના દેશ કે રાજ્યને ઉતારી પાડે એવા પોતાના વિચારો કે અભિપ્રાયો પ્રગટ કરતો નથી—(સિવાય કે તમારી સાથે એને ગાઢ મિત્રાચારી થઇ હોય) પરતુ આપણા જુવાનો પોતાની સસ્કૃતિ અને દેશનુ માન ઘટાડવા પ્રયત્નો કરતા હોય છે

બીજી એક વસ્તુ પણ ઇંગ્લેંડમાં આપણી નજરે ચડે છે તે એ કે આપણા હિંદી ભાઇઓ — વિદ્યાર્થીઓ કે બીજા — વ્યક્તિ તરીકે પોતાનો ભલો વ્યવહાર કરતા હોય છે સરસાઇનું ભાન એમને, હોય છે ત્યારે પણ, વ્યક્તિ તરીકેની પોતાની કે બીજાની સરસાઇનું હોય છે સમષ્ટિ તરીકે, એક સંઘ તરીકે, પ્રજા તરીકે, એ લોકો જાગ્રત નથી હોતા પોતે જાણે છે, યાને છે, વર્તે છે તે જાણે પોતાના પૂરતું જ છે, અને એની જવાબદારી પોતાની છે એટલું તે જાણે છે પણ પોતે જે કાંઈ કરે છે તે દેશને પણ રજૂ કરે છે, હિંદ આખાની સંસ્કૃતિને સારી કે ખરાબ ગણાવે છે એ વાત એમના ધ્યાનમાં જ નથી હોતી. હિંદના, સ્વતંત્ર હિંદના, ગૌરવનું એને ભાન પણ નથી અને પોતાના રહેવાસ દરમિયાન વર્તનમાં એ ગૌરવની પોતે રક્ષા કરવાની છે એ પણ તે સમજતો નથી.

હિંદ ઇતિહાસ પ્રાચીન દેશ છે, એની સંસ્કૃતિ માનવજાતિના ઉદ્ગમ જેટલી જૂની છે, એણે મહાન પ્રયાસો અને પરાક્રમો કર્યાં છે, વિજયો મેળવ્યા છે બીજા દેશોને સંસ્કારી બનાવ્યા છે, રાષ્ટ્રીય જીવનની તડકા છાંયડી જોઇ છે, જૂનો કરી છે, અને જીવ માનવજાતિને માટે અમૂલ્ય એવી વસ્તુઓના ભંડારને એણે સાચવી રાખ્યો છે એનું પોતાનું જીવન શાશ્વતી અને અનંતનું જાણે પ્રતીકરૂપ બનેલું છે. રામ્સે મેક્ડોનાલ્ડ - મજૂર પક્ષના નેતા તરીકે ૧૯૦૬માં, જ્યારે રાષ્ટ્રીય ચળવળનો જુવાળ ચડેલો હતો ત્યારે, હિંદમાં આવ્યા હતા ઘણા નેતાઓને મળ્યા, સઘળી રાષ્ટ્રીય ચળવળનો અભ્યાસ કર્યો, ઇંગ્લેંડના રાજકારણ સાથે સરખાવવા પ્રયત્ન કર્યો, પણ એમાં એમને સફળતા મળી નહિ એમણે જોયું કે હિંદમાં રાષ્ટ્રીય પક્ષના નેતાઓ કોઈ ન સમજાય એવી મનોદશામાંથી કામ કરે છે રાજનીતિમાં જે વ્યવહારકુશળતા જોઇએ પરિસ્થિતિ તરફ જે ધ્યાન અપાવું જોઇએ તેમાંનું કશું એમને દેખાયું નહિ. અને આ ચળવળ જોઈજોઈને ચાલતી હતી એમણે લખ્યું "We feel before India like a decent minded prize-fighter

before a saint." "Her destiny is set above our will."—"હિંદની પાસે આવીએ છીએ ત્યારે જાણે ઈનામ જીતવાને તત્પર, પ્રામાણિક માનસવાળો હરિફ કોઈ સંતની પાસે ઊભો હોય એમ આપણે અનુભવીએ છીએ." "હિંદનું ભાવી આપણી—અંગ્રેજોની—સંકલ્પ-શક્તિની બહાર, એનાથી પર, રહેલું છે."

## ઇન્ડિયા હાઉસ

ઇન્ડિયા હાઉસ: ઈંગ્લેંડમાં આપણી સરકાર તરફથી ચાલતું ઇન્ડિયા હાઉસ સ્વતંત્ર હિંદનું એલચીખાતું છે. એનો મુખ્ય અધિકારી એલચી —Ambassador નહિ પરંતુ High Commissioner કહેવાય છે. લંડન શહેરના મધ્યસ્થ ભાગમાં આલિશાન મકાનમાં એ ઑફીસ આવેલી છે, જો કે એનાં કેટલાંક ખાતાંઓ જુદે જુદે ઠેકાણે ઘણા મકાનોમાં લંડન શહેરમાં પસરેલાં પણ છે. ઈંગ્લેંડમાં રહીને કામ કરતું હોવા છતાં આપણને જણાય છે કે ઇન્ડિયા હાઉસ અંગ્રેજ પ્રજા પાસેથી કાંઈ જ શીખ્યું નથી—સ્વતંત્ર થયા પછી પણ. અંગ્રેજ પ્રજા પાસેથી કાંઈ નહિ તો શીખવા જેવા થોડા ગુણો વ્યવસ્થા, સ્વચ્છતા, નિયમિતતા વગેરે ઇન્ડિયા હાઉસ શીખ્યું નથી. તેમ એના ઑફીસરોમાં કે એની કાર્યપદ્ધતિમાં હિંદના ખાસ-વિશિષ્ટ ગુણોની છાપ એની સાથે કામ પાડનાર ઉપર પડે છે એવું પણ નથી. ઇન્ડિયા હાઉસ એક અજાયબ પ્રકારની ખીચડી છે. આ આલિશાન મકાનને સ્વચ્છ રાખવાનું એને સૂઝ્યું નથી. "India today"ની ચોપડીની સાલ ૧૯૫૩ કે ૫૪ હોય તો તમારે આશ્ચર્ય પામવાનુ નહિ. તમે કોઈ અંગ્રેજ કે અમેરિકનને હિંદ વિષે, હિંદની સંસ્કૃતિ વિષે રસ લગાડો અને ઇન્ડિયા હાઉસમાં સપ્રમાણ માહિતી આપવાના વિચારથી લઈ જાઓ તો તમે અને તમારો મિત્ર નાસીપાસ થાઓ એ સંભવિત છે. માહિતી માટે તમને ઉપર લઇ જવામાં આવે પણ પુસ્તક નીચેને માળે કે ભોંયતળીયે હોય એટલે તે જોવા માટે લાવતાં વાર થાય. એમાં એમની વ્યવસ્થા શક્તિનો વાંક

કાઢો તો ભૂલ તમારી ગણાય. આપણે મનમાં જ સમસમીને એમી રહેવાનું કે પેલી અમેરિકન એમ્બેસીમાં કેટલી સગવડો એ લોકો એમને ત્યાં જનાર માટે સભ્યતાપૂર્વક સુલભ કરી આપે છે અને લોકોને આકર્ષે છે!! અહીં તો દરેક ખાતામાં પુષ્કળ માણસો છે પણ જ્યારે જોઈએ ત્યારે માહિતી મળવી કે કામનો ઉકેલ જલદી લાવવો શક્ય નથી. પાસપોર્ટ જેવી તદ્દન સરળ બાબતમાં પણ આપણાં એલચીખાતાંઓ દિવસો લગાડે છે.

સ્વતંત્ર હિંદી તરીકે દરેક ભારતવાસીનો હક છે એ વાત યાદ રાખવાને બદલે "અમે અધિકારી છીએ અને પ્રજાજને અમારૂં માનવું જોઈએ," "અમે કરીએ છીએ તેજ બરાબર છે"—એ વલણપૂર્વક નવા આવનાર હિંદી પ્રત્યે વર્તન કરવામાં આવે છે. Y. M C. A. આપણી સરકારે શરૂ કર્યું તે મોંઘવામાં રહેવા માટે કેટલાક વિદ્યાર્થીઓને અને પરદેશીઓને સગવડ આપે છે, પરંતુ એમાં હિંદની રાષ્ટ્રીયતાનું કોઈ નિશાન દેખાતુ નથી. આફ્રિકાથી ધનવાન માબાપના નાનપણમા આવેલા વિદ્યાર્થીઓ પોતે અંગ્રેજ બનવામાં કેટલા સફળ બન્યા એના ઉપર પોતાની પ્રગતિનુ માપ કાઢે છે—તેમાંના કેટલાક Y. M. C. A.મા રહે છે ઇન્ડિયા હાઉસમા હિંદની સંસ્કૃતિનું કશું નામનિશાન જણાતું નથી, ગૌરવની તો વાતજ નથી. લંડનમાં અને ઇગ્લેડમાં વસતા હિંદીઓને એકત્ર કરવા, એમને મળવું, અને પરસ્પર મેળવવા, એમને અને અંગ્રેજોને મળવાના પ્રસંગો ઉભા કરવા—એમાંનું કાંઇ થતું નથી.

હિંદનુ હિત ઇચ્છનાર અગ્રેજ ગૃહસ્થોએ કરી શકાય તેવી સભ્ય રીતે મને પોતાના અભિપ્રાય દર્શાવ્યા છે જે માન પર પડેલી છાપનુ સર્વાંગે સમર્થન કરે છે ૧૨૦૦ માણસ ઇન્ડિયા હાઉસમા કામ કરે છે સરકારી પ્રવૃત્તિના સચાલક એક ભાઇએ મને કહ્યુ કે ઑસ્ટ્રેલિયાની આવક જેટલો ખર્ચ ઇન્ડિયા હાઉસ પર હિંદ કરી રહ્યુ છે! તે સાચુ હોય કે ન હોય પરન્તુ ગવા પરદેશખાતાના એલચીખાતામા લડનનુ આપણુ ઇન્ડિયા હાઉસ અજોડ છે એ વિષે મે મનને સ્થાન નથી તળીયાઝાટક સુધારો કર્યા વગર અત્યારની અવ્યવસ્થિતતામા કશો સુધારો કરવો અસભવિત લાગે છે

આપણા ઇન્ડિયા હાઉસમા નોકરી કરનાર હિંદીઓમા કેટના 'હિંદી' પાસપોર્ટ સાથે બ્રીટીશ પાસપોર્ટ પણ રાખે છે એ વસ્તુ તપાસ કરવા જેવી છે! ઇગ્લેંડમા આપણા એલચીખાતામા નોકરી કરનારને બ્રીટીશ પાસપોર્ટ લેવાનુ શા માટે સૂઝે છે એ પ્રશ્ન છે

ઇગ્લેંડમા—લડનમા પણ—વસતા હિંદીઓને ઑફીશીયલ Red Tapeનો દેખાવ કરીને દૂર નાખવામા આવે છે,—ઇન્ડિયા હાઉસ ચલાવનારા પોતે બીજા હિંદીઓ કરતા ચડિયાતા છે એવુ વલણ રાખે છે

## (૨)

આર્થિક પ્રગતિ, અર્થ પ્રાપ્તિ, સમષ્ટિ જીવનમા અર્થશાસ્ત્ર એ જ એક સમૂહની પ્રગતિનો માનદંડ, આ પ્રચલિત વિચાર સર્વાંગે સાચો નથી પશ્ચિમની સંસ્કૃતિએ પોતાના રાજકીય વર્ચસ્વથી અને આર્થિક સગઠન અને ભૌતિકશાસ્ત્રોની પ્રગતિનો ઉદ્યોગોની ખીલવણીમા પ્રયોગ કરીને સમગ્ર જગતની પ્રજાઓ ઉપર આ વિચાર લાદ્યો છે આપણા નેતાઓમાના ઘણાના માનસના ઉપર, આપણા જુવાનોમાના ઘણાના મનના ઉપર, અને વિશાષત યુરોપ કે અમેરિકા જનાર લગભગ સધાજ જુવાનોના મન ઉપર એ વિચાર એવી દૃઢ છાપ પાડતો જણાય છે કે કોઇપણ વિચારશીલ સમાજહિતચિંતકને આશ્ચર્ય અને દુ ખ બન્ને થાય.

આ દશા લઘુતાની ગ્રંથીનુ પરિણામ છે આજે સ્વતત્ર થયા પછી પણ એ દશા ઘણાઓના માનસની જોવામા આવે છે આપણુ બધારણ હવે પ્રજાસત્તાક હોવાથી અને યુરોપની છાપ લઈ આવેલા, કેળવાયેલા ગણાતા પરતુ ખરુ જોતા યુરોપના માનસપુત્રો, પ્રજા આગળ પોતાના વિચાર રજૂ કરીને લોકમાનસને દોરવાનો પ્રયત્ન કરતા હોવાથી આપણા સામાન્ય વર્ગે પોતે સ્વતત્ર વિચાર કરવાની ટેવ પાડવાની અને કેળવાયેલી વ્યક્તિએ પોતાનો સ્વતત્ર અભિપ્રાય બાધવાની ટેવ પાડવાની ઘણી જરૂર છે નહિ તો, તદ્દન ઉપયોગીતા સત્યાભાસી વિચારોવાળા પ્રજાસત્તાક રાજ્યબધારણનો લાભ લઈને આપણા દેશની આર્થિક અને રાજકીય તથા પરિણામે માનસિક દશા ઉપર પોતાના અધમ્ય । વિચારો વાળી ચૈ ત્નાઓ લાદીને નવામા ગેરવડાઓ ઉભા કરવાનો સભવ છે

એક પ્રચલિત ભ્રમ એ છે કે હિંદ ઇગ્લેંડ કે અમેરિકા જેટલી લક્ષ્મી અને આર્થિક પ્રગતિ સાધે તો અને તોજ આન્તરરાષ્ટ્રીય રાજ્યોમાં અને યુનાઇટેડ નેશન્સમા વધારે અસરકારક બની શકે આ વાત સાચી નથી હિંદની સંસ્કૃતિનાં મૂલ્યો જ પ્રધાનપણે આતિક,

નૈતિક અને આધ્યાત્મિક હોય તો એ કેવી રીતે લશ્કર અને ધન જેવા બાહ્ય મૂલ્યોને મુખ્ય તરીકે સ્વીકારી શકે?—સિવાય કે તે પોતાનાં આંતરિક મૂલ્યોજ નકામાં કે અવ્યવહારૂ કે બુદ્ધિથી વિરૂદ્ધ છે એમ પોતેજ સ્વીકારે! ક્ષાત્રબળ અને અર્થબળ જીવનમાં—સામૂહિક જીવનમાં ખાસ—જરૂર, એક બળ છે, અને ગઇકાલ સુધી પ્રધાન બળ હતાં. પરંતુ ક્ષાત્રબળ અને અર્થશક્તિ એજ કાંઈ શક્તિ છે અને બીજી કોઇ શક્તિજ નથી એ સાચું નથી. બ્રહ્મતેજ પણ બળ છે, ક્ષાત્રતેજથી અને અર્થની શક્તિથી ચડીયાતું બળ છે. નૈતિક ભાવનાઓ પણ શક્તિ છે અને કેટલાક સમાજોમાં એની શક્તિ પશુબળ અને પૈસાના બળ કરતાં ઘણારે ઊંચી પણ ગણાય છે અને જીવનમાં સચોટ પણ નીવડે છે.

હિંદ મોટા લશ્કર અને અઢળક દોલતની તિજોરી વગર પણ આંતરરાષ્ટ્રીય જીવનમાં ઘણી અસર કરી શકે—પોતાની આધ્યાત્મિક, નૈતિક અને આંતરિક શક્તિથી. સામા માણસને, સમાજ કે દેશને લશ્કરથી મહાત કરવો કે ધનની સંપત્તિને બળે જીતી લેવો એના કરતાં એના અંતરનો પલટો કરવો, યા તો એની પાસે આપણા આદર્શનો સ્વીકાર કરાવવો એનાથી સાચો વિજય પ્રાપ્ત કરી શકાય છે. એ કામ બુદ્ધિની શક્તિ વડે, તર્કની યુક્તિ વડે તથા આદર્શની ભક્તિ વડે થઇ શકે છે આતર જીવનના આદર્શો બીજાને આપવાં હોય તો તે માટેનો સહેલામા સહેલો અને સચોટ ઉપાય એમને આપણા પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરવા એ છે. ખરેખર શોચનીય તો આ જ વસ્તુ છે કે આપણી પાસે હિંદમા આંતરની શક્તિની અઢળક તિજોરી આપણી જનતાના માનસમાં તૈયાર પડેલી છે તેને આપણા જુવાનોમાંના કેટલાક ઉઘાડવા તો શું જોવા પણ માગતા નથી. એવી મહાન શક્તિ, એટલી સબળ આંતરિક શક્તિ; જગતમા આજે બીજી કોઇપણ પ્રજા પાસે નથી. એનો ઉપયોગ કરવાનું છોડીને જડવાદના પરિણામ જેવી આ બાહ્ય સંસ્કૃતિ જેણે બે વિશ્વયુદ્ધો ઉત્પન્ન કરીને પોતાનાં સ્વરૂપની એક બાજુ આપણને

બનાવી છે તે માર્ગે જવાનો નિર્ણય કરવો એ આપઘાત ક્વા જેવુ જ ગણાય જેટને અશે હિદ પોતાના આંતર મૂલ્યોને વફાદાર રહીને પશ્ચિમના ક્રિયાત્મક તત્ત્વોને પોતાના સમૃદ્ધ જીવનમા ધબવશે તેટને અશે હિન્દ પોતાનુ કલ્યાણ કરીને પ્રગતિ સાધશે એટલુ જ નહિ પરતુ જગતની બીજી પ્રજાઓને પણ મદદ કરશે. આતરરાષ્ટ્રીય સગઠનમા ભાગ લેતી પ્રજાઓના પોતાના ઉપર સહનતાથી અને આતર શક્તિથી છાપ પાડી શકાય એટલુ જ નહિ પરતુ એમના માનસનો પલટો પણ સાધી શકાય—લશ્કરની મ વગર અને પૈસાની શક્તિની લાલચ આપ્યા વગર.

એ પ્રકારના આતરમૂલ્યોનો આજની ઘડીએ કેટલે સુધી સફળતા પૂર્વક પ્રયોગ થઇ શકે તેનો પ્રત્યક્ષ પુરાવો મહાસભાનો ઇતિહાસ પૂરો પાડે છે પ્રજાસત્તાક ભારત નવુ અર્થતત્ર ઉપજાવી શકે એવી એની પાસે બુદ્ધિની તથા આતરિક તત્ત્વોની સપત્તિ છે અત્યારે જે પવન વાઇ રહ્યો છે કે અર્થબળ —આર્થિક સ્થિતિ—સમૂહોના જીવનનુ એક માત્ર અને અવિરોધ્ય નિયામક બળ છે એ સવાગે સાચુ નથી એ હિદ પુરવાર કરી આપી શકે તેમ છે એટલે કે સમૂહના ક સમાજના જીવનમા ચૈતસિક માનસબળો વધારે ઉચ્ચ અને તેથી નિયામક હોવા જોઇએ અને અર્થતત્રને એ ઉચ્ચ મૂલ્યોની સાથે રાખીને એને યોગ્ય સ્થાને મૂકવુ જોઇએ. "अर्थस्य पुरुषो दास एનાથી કેટલો અનર્થ થઇ શકે છે તે આપણે વ્યક્તિના તથા પ્રજાઓના જીવનમા જોઇ શકીએ છીએ એણે અર્થને માનસિક આતરમૂલ્યોથી ગૌણ સ્થાને મૂકવા યત્ન કર્યો છે એ કાર્ય ગળથી મ્વતત્રતા ન હોય ત્યા સુધી થઇ શકે તેવુ નથી. પરતુ ગળથીર મ્વતત્રતા મળ્યા પછી પણ યુરોપના અધ અનુકરણમાજ આપણો ઉદ્ધાર છે એમ માનીને આપણા સર્વ પ્રયાસોમા વર્તવુ એ તો કરુણમાં કરુણ આપઘાત જ ગણાય એમ મને લાગે છે ઉ ત. આપણે ત્યાં માપ ની મીલોનો ઉદ્યોગ પ્રમાણમા

સાગે ખીજેનો છે હાથવણાટનુ કાપડ પણ ઘણુ વધ્યુ છે યુરોપમા અને અમેરિકામા કૃત્રિમ, માણસે બનાવેલ કાપડો તૈયાર થતા માત્ર્યા છે એ પ્રકારના ઉદ્યોગની સફળતાનો આધાર જરૂરીયાતો વધારવાની માણસાની વૃત્તિ ઉપર રહ્યો છે હવે નાઈ સમાજ કે કાઈ પ્રજા એ પ્રમાણે જરૂરીયાતો કૃત્રિમપણે ન વધારવાનો નિશ્ચય કરી શકે અને તેનો અમલ કરે તો એથી કામનાઓના સંતોષ પર, ખર્ચ જેના, કામનાઓના અમર્યાદ વિસ્તાર પર, અંકુશ મૂકાતા, આર્થિક તત્ત્વ આપોઆપ સમતુલાનાશુ રહે એ સંભવિત છે અલબત્ત, બહારથી આવતી વસ્તુઓ પર ભાર જકાત મૂકીને સરકાર પોતાની પ્રજાના આર્થિક જીવનની સ્વતંત્રતાનુ રક્ષણ કરી શકે છે પણ નોકમાનસ પોતે જાગ્રત થઈને એ કાર્ય સ્વેચ્છાથી કરે તો આખો પ્રશ્ન સહેલાઈથી ઉકેલી શકાય



સ્વીકારાયેલી હોવાથી સ્ત્રી પ્રત્યેના જાહેર વર્તનમાં પ્રેમ જેવી અમૂલ્ય વસ્તુની દેણગી કરનાર તરીકે માનની વૃત્તિ પ્રગટ થાય છે. સમાજના ઘણા થરોમાં સ્ત્રી પ્રત્યે સન્માન એક રૂઢિ થઈ ગયું છે. લગ્ન થયા પછી પણ કુટુંબમાં પતિપત્નીની વચ્ચે એ ઉપકારની વૃત્તિ કાયમ રહે છે. ૮૪ વર્ષના વયોવૃદ્ધ અને જ્ઞાનસંપન્ન પ્રોફેસર મેઇન્ઝી પોતાની પત્ની ચહા રેડે ત્યારે 'Thank you'—'તારો આભાર' કહે ત્યારે તેની પાછળ કેવળ રૂઢિ કે શુષ્ક બાહ્યાચાર જ છે એમ નથી લાગતું.

ભવભૂતિનો પેલો શ્લોક—

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यत्।
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्नहार्यो रसः ॥

એમાં સુખદુઃખની તડકાછાંયડીમાં જ નહિ પરંતુ જીવનની અને અંતની સર્વ અવસ્થાઓમાં પણ પતિપત્નીનું અદ્વૈત અવિચળ રહે છે એમ કહેલું છે. એ અદ્વૈત ઇંગ્લેંડમાં જાણે એક પ્રકારે કાર્ય કરે છે એમ લાગે છે. દુઃખમાં કે મુશ્કેલીમાં અંગ્રેજ પત્ની આગળ આવીને ઊભી રહે છે. પતિને તે આશ્વાસન ભાગ્યે આપે છે. ઘણુંખરું સમાન હકથી પતિને પ્રેરે છે, હિંમત આપે છે. પતિનો આશ્રય દીપશિખા જેવી જ્વલંત એ મને છે.

આ સરખામણી આપું છું તેથી આપણાં સુખી દાંપત્યમાં 'અદ્વૈત' કે સ્નેહ ઓછાં છે એમ કોઈ ન માની લે એટલા માટે એક વસ્તુ અહીં જણાવી લઉં કે આ લોકો (અંગ્રેજો) પ્રજા તરીકે, આપણા કરતાં વધારે બહિર્મુખ ચેતનાવાળા મને લાગ્યા છે. આપણા લોકોના અંતરનું મધાધણ એવું છે કે એમનાથી સહેલાઈથી અંતર્મુખ થઈ શકાય. પ્રોફેસર ગીલ્બર્ટ મેઇન્ઝીની સરખામણીમાં મને ૮૦ વર્ષ વટાવી ગયેલા કલ્યાણરાય ચાચા યાદ આવે છે. ઘરમાં ચાચા મોટે તે જાણે હુકમ કરતા હોય એમ લાગે પરંતુ કરે ચાચી કહે તેટલું. ચાચી ચાચાને ચીંચક મેમે, એમાંથી કોઈ ભાઈ ઓને કરે નહિ પણ મૂંગા જ થોડાં વચન સૂચે અને ૬૦ વર્ષના દીર્ઘ સહવાસનો પાક મનને અનુભવે

પોઢાડી દે છે. 'એક રાજકુમાર એને જાગ્રત કરશે' એવી ભવિષ્યવાણી પ્રમાણે સેંકડો વર્ષો પછી એ અવડ રાજમહેલની આજુબાજુના જંગલને ભેદીને વર્તમાન જમાનાનો એક માણસ—રાજકુમાર—આવે છે. અને મંત્ર-ફૂંડાળામાંથી પોતાની ભક્તિ વડે સૌને જગાડે છે. સૌન્દર્ય-કુમારી વર્તમાન જગતને જુએ છે. 'તમે, આજના માનવો મારે માટે નાલાયક છો, તમે બૉમ્બ વર્ષાઓ કરી છે, તમે કુરૂપતાને જીવનમાં પ્રગટ કરી છે. મારે તમારા જીવનમાં આવવું નથી'—એવા ભાવનું એ કથન કરે છે. નિરાશ થયેલો રાજકુમાર સૌન્દર્ય-દેવીને જીવનમાં આવવા પોકાર કરે છે.

જ્યારે એ પાત્રે 'Beauty! we want thee'—'અહો! સૌન્દર્ય-દેવી! તું અમારી ઇષ્ટ છો!' એવા કરુણ, આક્રંદભર્યા ત્રણ પોકાર સાથે પોતાનું કાર્ય પૂરું કર્યું ત્યારે જાણે યુરોપીય સંસ્કૃતિના બાહ્ય સ્વરૂપની, જડતાની અને ઐહિક સુખની વાંછનાની પાછળ રહેલી કોઈ આધ્યાત્મિક ક્ષુધા આર્તનાદ કરતી ન હોય એમ મને લાગ્યું.

'La Picta'—'લા પિયેટા'ના નાટકમાં પણ વફાદાર પત્ની પતિ માટે પોતાના જીવનનો ભોગ આપે છે અને કુટુંબ જીવનની પવિત્રતાનો પ્રધાન સૂર એ નાટકમાંથી પ્રગટે છે.

મે આગળ જણાવ્યું છે કે અંગ્રેજ પ્રજાને આધ્યાત્મિક અનુભવની વાસ્તવિકતાનો ખ્યાલ દાંપત્યમાંથી—પુરુષ અને સ્ત્રી વચ્ચેના આદર્શ, પ્રેમ સબંધમાંથી કાંઈક અંશે આવી શકે તેમ છે. અદૃશ્ય, અસ્પર્શ્ય એવો કોઈ ઉત્કટ ભાવ—પ્રેમ—ચમત્કારી અને અદ્‌ભુત કાર્યો કરી અને કરાવી શકે એ વસ્તુ તેઓ સમજી શકે છે, અને સ્વીકારી પણ શકે છે પરંતુ કોઈ દિવ્ય ચેતનાની અનુભૂતિ, અનંતનો સ્પર્શ, બ્રહ્મનો સાક્ષાત્કાર, પ્રભુ સાથે સતત અદ્વૈત, પ્રત્યક્ષ અનુભવનો વિષય હોઈ શકે, અથવા, ખરું જોતાં, સમગ્ર ચેતનાને વ્યાપીને વ્યક્તિની સર્વ પ્રવૃત્તિઓનું સક્રિય નિયમન કરી શકે એ વસ્તુ એમના સમજવામાં આવતી નથી.

## મંગીતનો મહા પ્રભાવ

પ્રેમના જેવીજ જીવનની એક બીજી પ્રવૃત્તિ છે જેના દ્વારા યુરોપીય માનસ આધ્યાત્મિક અનુભૂતિની ઝાંખી મેળવી શકે છે એ પ્રવૃત્તિ તે કળાની સર્જક પ્રવૃત્તિ છે ખાસ રીતે સંગીતની કળાના આસ્વાદમા મેંકડો માણસો કોઈ અશરીરી સત્વાનો સંપર્ક સાધી શકે છે અને તેનો આનંદ સુખ અને શાંતિ પ્રમાણમા, અનુભવી શકે છે યુરોપીય સંગીત નાના આંદોલનની શ્રેણીમાં ઘણુ સપન્ન છે હિંદના સંગીત સાથે સરખામણી કરવાનો મારો ઉદ્દેશ નથી

યુરોપીય સંગીતમા ખાસ કરીને ઑર્ગનનુ સંગીત અદ્ભુત ભાવની ભરતી ભક્ત હૃદયમા જાગ્રત કરી શકે છે તેજ પ્રમાણે વાયોલિન અને મેન્ડોલીનના આંદોલનના સાત સૈંકડો ઉપર ફરી વળે છે અને અસાધારણ સ્વર મધ્ય ઉત્પન્ન કરી શકે છે પિયાનો વાયોલિન અને બીજા વાદિત્રોનો સત્વ સ્વરનો મહાન સંચાર પેદા કરે છે અને શ્રોતાના માનસના ઉપર જુદી જુદી અસર કરે છે સંગીતની ભક્તિમા યુરોપીયન માનસ સત્વના સૌન્દર્યના સ્મના ચાલિના કોઈ પ્રદેશમા થોડા સમય માટે જઈ શકે છે અને એને પ્રત્યક્ષ અનુભવથી જાન થાય છે કે સૂક્ષ્મ આંદોલનનુ જગત માનવ પ્રકૃતિ ઉપર પરિણામ નિપજાવી શકે છે વળી યુરોપીય સંગીતની કળાના ઉપાસકો સંગીતના માર્ગને ritual—ધાર્મિક વિધિ જેવુ બનાવે છે તથી પણ શ્રોતાઓના મનના ઉપર સારી અસર થાય છે કળાકારો પ્રત્યે યુરોપની જનતા ઘણા માનથી જુએ છે અને એને આર્થિક મદદ આપવી પોતાની ફરજ માને છે સંગીતને પશ્ચિમના જીવનમા ઊંચુ સ્થાન છે એમા મને ઘણી આશાજનક પરિસ્થિતિ દેખાય છે મોટે ભાગે આ સંગીત પ્રાણની ભૂમિકામાથી ઉદ્ભવતુ હોય છે જો ખરેખર ઉચ્ચ સત્વાની ભૂમિકામાંથી સંગીત કળાને કોઈ કલામર્મજ્ઞ પોતાના સર્જનમા—મારુ આો [illegible] પેરે—મૂર્ત કરે તો યુરોપીય જનતાને

તે એ દિવ્ય સવાદનો અનુભવ આપી શકે એમ હુ માનુ છુ. કોઈ હિંદી સંગીતકાર આધ્યાત્મિક સવાદવાળા સંગીત દ્વારા યુરોપીય જનતાને આધ્યાત્મિક અનુભૂતિનો પરિચય કરાવી શકે એવી મારી માન્યતા છે યુરોપીય માનસને આધ્યાત્મિકતા પ્રત્યે વાળવામા સંગીત, ચિત્ર, વગેરે કળાઓ ઘણો અગત્યનો ભાગ ભજવી શકે — જો એ કળાઓ પોતાની ઉચ્ચમા ઉચ્ચ શક્યતાઓને જીવનમા લાવી શકે તો

સંગીતના જલસાઓમા મે જોયુ છે કે પ્રેક્ષકો કે શ્રોતાઓની ચેતના બહુ સહેલાઇથી એકાગ્ર થઇ જાય છે અને એ એકાગ્રતાનો પ્રસગ ઉચ્ચ આધ્યાત્મિક અનુભૂતિ જનતામા સક્રાંત કરવા માટે વાપરી શકાય એવી મારી દૃઢ માન્યતા છે.

ઇંગ્લેંડના લોકમા ઉચ્ચ જીવન માટે જે કાઇ અભીપ્સા છે તે 'ભાવિ યુદ્ધનો સર્વાંગે વિરોધ' કરવાના પ્રયત્નોમા, વૃદ્ધ માણસોને સારી રીતે રાખવાના આશ્રયગૃહોની ચળવળમા, સામ્યવાદી આદર્શનુ અનુસરણ કરનાર મડળોમા એમ જુદી જુદી પ્રવૃત્તિઓમા વહેચાઈ ગયેલી જોવામા આવે છે એમ આર પી 'ઑક્સફર્ડ મુવમેન્ટ', સ્વેડનબર્ગીના અનુયાયીઓ, બુદ્ધ ધર્મના અનુયાયીઓ એમ અનેક પ્રકારના નાના મોટા મડળો છૂટાછવાયા કામ કરે છે

પરતુ સામાન્ય અગ્રેજ પ્રાણની ભૂમિકા ઉપર રાચનારા, પ્રવૃત્તિ અને સમૃદ્ધિના વાતાવરણમા સુખી હોય છે — પોતાને સુખી ગણે છે પ્રજા તરીકે અગ્રેજ પ્રજાને બાહ્ય જીવનમાજ કેવળ નહિ પરતુ માનસિક અર્થમા પણ 'Decent and healthy' પ્રજા કહી શકાય, 'ચોક્ખી અને તદુરસ્ત'

## પ્રજાની એકતા અને વિવિધતા

આ પ્રજાની એકતા મૂગી પરતુ સક્રિય અને અતૂટ છે એ સમગ્ર પ્રજાની સમષ્ટિ ક્રિયાઓમા આપણે જોઇ શકીએ છીએ છેલ્લા વિશ્વયુદ્ધ

દમિયાન અગ્રેજ પ્રજાને જર્મન રેડિયો સાભળવા દેતામ આવતો હતો। કારણ એ હતુ કે ન ત્યને પ્રજાની દેશભક્તિ વિષે અને એમનાની લાગણી વિષે ખાતરી હતી। આ દિનના અધિગાર દમિયાન મેરેથી મજૂરપક્ષની મોટી હડતાળ વખતે એક બીજુ ઉદાહરણ અંગ્રેજ પ્રજાની એમના અને ખેલદિલીનુ આપવાને જોવા મળે છે હડતાળ ચાલુ હતી ત્યારે ફુટબોલની મૅચ ગોઠવાઇ પોલિસ વિરુદ્ધ હડતાળિયા અને રમત બરાબર રમાઈ મજૂર નેતાઓ અને નાસ્તે મળીને હડતાલનો નિર્ણય આપ્યો. પણ પોલિસને હડતાળિયાઓએ માર્યા નહિ તેમ પોલિસોએ એમના પર જુલમ કરેલો નહિ મારામારી ત્યા સુધી વર્તે ત્યા સુધી

એક ઉદાહરણ ઠેક છેલ્લી લડાઇનુ કહેવાય છે એક અમેરિકન હવામા આવ્યો હતો રસ્તે જતા પેપર વેચનારાઓ બૂમો પાડતા હતા —'ઇગ્લેંડ જોખમમા'—આજે પાછા ફુટપાથ પર જતા આભાસ્યુ, અને મોટા અક્ષરોમાં વાચ્યુ —'Condition serious' 'પરિસ્થિતિ ગભીર' તે વખતે જર્મની જોડે લડાઇની શરૂઆત થઇ ચૂકી હતી પેલો અમેરિકન વિચારમા પડી ગયો ઇગ્લેંડ આટલુ જલદી હારી જશે એવી એણે કલ્પના પણ કરેલી નહિ બીજે દિવસે આભાસ્યુ 'Will England survive? 'ઇંગ્લેંડ ટકશે ખરુ?' ત્યારે તો એ ઘણો જ નિરાશ થઈ ગયો. જ્યારે ત્યારે ટૅક્સીમા બેસેલો હતો ત્યારે ટૅક્સીવાળાએ પેપર બાજુ પર મૂકી કહ્યુ 'Yes Sir, but this time we have had it' ('હા સાહેબ પણ આ વખતે તો ઇગ્લેંડને ખબર પડી ગઇ છે ) ત્યારે એનાથી રહેવાયુ નહિ એને એણે પૂછ્યુ 'શુ ઇંગ્લેંડ જર્મની જોડે સુલાહ કરી નાખશે?' ત્યારે પેલા ટૅક્સીવાળાએ કહ્યુ 'We have lost the Test (match) against the Australians, Sir' (અમે ઑસ્ટ્રેલિયા સામેની ટેસ્ટ મૅચમા હારી ગયા છીએ) ઇગ્લેંડના લોકો માટે રાજ્યમા ગૌરવ જેવી રમત છે જ્યારે જોખમ કે ખતરો આવે છે ત્યારે એ લોકો એ મન

બંધ કરે છે, ત્યારે સામો પક્ષ અનુભવે છે કે 'એ તો એકીવાળી છે!' 'પક્ષનો કે ભેદ પાડવાનો સવાલજ નથી.'

ઇંગ્લેંડ આપણને બહારથી એક લાગે છે એમાં નક્કર સત્ય જરૂર રહેલું છે; પણ ઇંગ્લેંડ અને સ્કૉટલેંડ, ઇંગ્લેંડ અને વેલ્સ એક બીજા પ્રત્યે પ્રેમ અને ઉપકાર કે આભારની વૃત્તિ ધરાવે છે એવું નથી. એટલે આપણે ત્યાં કોઇ વાર બંગાળી અને બિહારી કે ગુજરાતી મરાઠી વચ્ચે પરસ્પર વિગ્રહનું, કે જુદું દૃષ્ટિબિંદુ જાણે આપણી રાષ્ટ્રિયતાનું વિઘાતક હોય એવા આરોપ કરનાર અંગ્રેજ અને યુરોપિયનોએ ઇંગ્લેંડ અને સ્કૉટલેંડ તથા વેલ્સ—આયર્લેંડને તો હું ગણાવતો નથી—વચ્ચેનું માનસિક વલણ કેવું છે તે જોવા આમંત્રણ કરું છું. અલબત્ત, એનો અર્થ આપણી પ્રજામાં જે પ્રાંતીય ભાવ અને પ્રાંતીય દેશભક્તિ છે તે સારી વસ્તુ છે એમ કહેવાનો મુદ્દલે આશય નથી, પરંતુ સમગ્ર હિંદની એકતા માટે સમર્પણ કરવાની ભાવના જાગ્રત હોય તો એવી પ્રાંતીયતા કે પ્રાદેશિક ભક્તિ માનવ પ્રકૃતિની એક ક્ષંતવ્ય અને સહ્ય નિર્બળતા ગણી શકાય. અંગ્રેજ અને સ્કૉટ ગમે તેટલી પરસ્પર ટીકા કરતા હોય, એકબીજા પ્રત્યે શંકાની નજરે જોતા હોય, કે મશ્કરી કરતા હોય પરંતુ દેશના રક્ષણને પ્રસંગે એ બધું ભૂલી જઇને એક થઇ જાય એ નક્કર હકીકત આપણે હિંદીઓએ ખૂબ ધ્યાનમાં રાખવાની છે અને એમાંથી ઘણું શીખવાનું પણ છે.

પરસ્પર આક્ષેપો અને ઉત્તેગ, મશ્કરીઓ અને સામે મશ્કરી આ પ્રજાઓ વચ્ચે એકતા સાથે ચાલુ રહ્યાં છે. અને સ્કૉચ પોતાની રહેણીકરણી, પહેરવેશ તથા ભાષા જાળવવા ભારે આગ્રહી રહ્યો છે. વેલ્સની પ્રજા પણ પોતાનું પ્રાંતીય—સ્થાનિક—સ્વરાજ માગે છે! અને પોતાની ભાષા જાળવવાનો આગ્રહ સફળતાપૂર્વક કરીને પોતાની સંસ્કૃતિ માટે ખાસ સ્થાન મેળવવા મથે છે. એમાં પણ હાસ્યવિનોદનું, રમુજી ટુચકાઓનું, સૂક્ષ્મ નર્મ વાચાનું સાહિત્ય સરજાયું છે! બેએક નમૂનાઓ અહીં રજૂ કરું છું.

પહેલવહેલાં જ્યારે યાંત્રિક કરવત દાખલ થયું ત્યારે હાથથી ચલાવવાને બદલે ગોળ ફરતું કરવતનું પાતળું પતરું વપરાતું. એમાં કામ કરનાર એક સ્કૉચ મજૂરનું કાંડું ભૂલથી મશીનમાં આવી જઈને કપાઈ ગયું અને લાકડાના વહેરના ઢગલામાં ઊંડું ઊતરી ગયું. પેલા મજૂરની સારવાર માટે એ કાંડું તરત પાછું મેળવાય તો કદાચ કામમાં આવે પણ તે વહેરના મોટા ઢગલામાંથી મેળવવું કેવી રીતે?

કોઈને તુક્કો સૂઝી આવ્યો: એણે ગોળ ફરતા કરવતના પાટિયાની બાજુ પર છ પેન્સનો સિક્કો મૂક્યો. કહે છે કે સ્કૉચ મજૂરનું કપાયેલું કાંડું વહેરના ઢગલામાંથી તરત ઉપર આવ્યું!

એક અંગ્રેજ લંડનમાં ભારે માંદગીમાં સપડાયો હતો. ડાક્ટરોએ એને બહારથી લોહી આપવાની જરૂર છે એમ જણાવ્યું. આખરે એને લોહીની બૅંકમાંથી લોહી આપવામાં આવ્યું અને એ સાજો થઈ ગયો. સાજા થયા પછી એણે તપાસ કરી તો એક સ્કૉચનું લોહી એને આપવામાં આવ્યું હતું. એણે પોતાનો આભાર પ્રગટ કરવા સ્કૉચને ૨૦૦ પાઉન્ડ મોકલ્યા! થોડા મહિના પછી બીજી વાર પાછો એ માંદો પડ્યો અને બીજી વાર લોહીના ઇંજેક્શનથી સાજો થયો. એ વખતે પણ એણે પેલા સ્કૉચને પોતાના તરફથી રકમ મોકલી. ત્રીજી વાર એ પ્રમાણે પાછો માંદો પડ્યો અને પાછો લોહીના ઇન્જેક્શનથી સાજો થયો ત્યારે એણે આભારનો એક કાગળ સ્કૉચને લખ્યો!

# ૬

## લંડન

દુનિયાની વિરાટ નગરીઓમાનુ એક લંડન—બધી જ વિરાટ નગરીઓ પેઠે—યુરોપીય સંસ્કૃતિનુ જાણે એક પ્રતીક છે—વ્યક્તિની ચેતના વિશાળ બનીને રાષ્ટ્રીય ચેતના રૂપે જાગ્રત થાય અને સમષ્ટિ જીવનના વ્યાપારોને કેન્દ્રિત કરે, એમા ભૌતિકશાસ્ત્રોની શોધખોળો કરીને ઉદ્યોગોમા એના પ્રયોગ કરે અને જે પરિણામો—શુભાશુભ—આવે તે બધા લંડન, ન્યુયોર્ક, પેરીસ, રોમ વગેરે વિરાટનગરીઓમા આપણને જોવા મળે છે મુંબઇ અને કલકત્તા પણ એના બચ્ચા જેવા ગણાય ચાર લાખ ઘેરીઓવાળુ આ વિરાટનગર પચાસ ચોરસ માઈલથી પણ વધારે વિસ્તારમા પથરાયેલુ છે—અને નાના શહેરથી શરૂઆત કરીને છેલ્લા ૪૦૦ વર્ષમા એણે પોતાનો પસારો ચારે બાજુ કર્યો છે પ્રાચીન અવશેષોને એણે જાળવવા પ્રયત્ન કર્યો છે, અદ્યતન સગવડો ઊભી કરવામા એણે બાકી રાખી નથી. 'પ્રગતિ'—'પ્રગતિ'—'ફેરફાર', 'નવીનતા' —જાણે એનો મુદ્રાલેખ હોય તેમ એ ફેરફારો કર્યા જ કરે છે જાણે માનવતા વિનાનુ કોઈ યત્ર હોય નહિ એવુ લંડન મને પ્રથમ પરિચયે લાગ્યુ કોઈ યત્ર સામે અસહાય માનવ અવશપણે યત્રના સચાલનને વશ વર્તતો હોય એવી ત્યાની માનવમેદિની લાગી માનવ સકલ્પ વિફળ કરનાર એ યત્ર પોતે જાણે સચેતન હતુ માનવના વ્યક્તિના સકલ્પ બળ સામે દુર્ધર્ષ બીજી એ યાંત્રિક શક્તિ ઝૂઝ કરે છે, અને સમષ્ટિએ ઊભી

કરી એ યાંત્રિક શક્તિને અનુસરે તોજ વ્યક્તિ ટકી શકે અને તેનો લાભ લઇ શકે એ પાઠ પણ થોડાજ વખતમાં લંડન શીખવે છે

ત્રણ દિવસના અતિશય દબાણ પછી જોઉં તો લંડન ઇંગ્લેંડની સમષ્ટિએ ઉભો કરેલો એક પ્રચંડ શક્તિનો વમળ છે, જે વેગપૂર્વક ગોળગોળ ફર્યા કરે છે અને માણસો એમાં તણાય છે પરિણામે સમષ્ટિ જીવનની, પ્રજાકીય જીવનની કેટલીક જરૂરો તે પૂરી પાડે છે — આર્થિક સંગઠન, ઉદ્યોગ, વેપાર વગેરે ચાલુ રહે છે એ શક્તિપ્રવાહમાં તણાતી વ્યક્તિઓ પૂર્ણપણે ભાગ્યે સચેતન હોય છે એમને પ્રવાહનો વેગ આકર્ષક લાગે છે, એમાં તણાવું આનંદ આપે છે ઘણીવાર તો એ પ્રવાહ પોતાનો છે, પોતે ઉત્પન્ન કર્યો છે એવા ભ્રમનો આનંદ પણ લોકોને થાય છે પરંતુ અવશપણે વ્યક્તિઓને એ ખેંચી જાય છે અને અચેતનપણે પોતે એમાં તણાય છે એનું ભાન ઘણાને હોતું નથી શક્તિના એ પ્રવાહની ગતિ સાથે કદમ મિલાવવા માટે વ્યક્તિએ ખૂબ ખૂબ મહેનત કરવી પડે છે, એની ગતિએ દોડવા માટે એને સતત સજાગ રહેવું પડે છે અને એ દોડ કરવામાં માનવતા, જીવનનાં ઉચ્ચ મૂલ્યો, ભાવના બધું જતું કરવું પડે છે એટલે પ્રજાજીવન જેનાથી ખૂબ સફળ બને છે એવી એ યાંત્રિક યોજના વ્યક્તિને ગુંગળાવી નાખે છે, વ્યક્તિની સાર્થકતા કે વિકાસ વિષે તે બિલકુલ ઉદાસીન રહે છે ૪૦ કે ૪૫ વર્ષની ઉમ્મર પછી જ્યારે વ્યક્તિમાં એ યાંત્રિક ગતિની સાથે કદમ મીલાવવાની શક્તિ રહેતી નથી ત્યારે વ્યક્તિ બાજુ પર પડી જાય છે, ફેંકાઇ જાય છે, નિરાશા, અસહાયતા અનુભવે છે, સમગ્ર જીવનને નસ્વાભે જાણે પોતાને કેટલું થોડું મળ્યું છે તે જુવે છે

હોય તો કોણ જાણે. પણ પ્રજાજનનો મોટો ભાગ એ વિષે અજ્ઞાન છે એ તો નક્કી. 'ગતિ,' 'ગતિ,' દોડાદોડ, 'ઝડપ' ચારે તરફ જણાય છે. મોટરો, ટ્રકો, આગગાડી, બસ, ટયુબટ્રેન ચારે બાજુ ઉપર નીચે દોડાદોડ કરે છે. 'શા માટે?'—એ પ્રશ્ન જ નથી. નોકરી, ઑફીસ, મજુરી, વેપાર, દુકાન, કૉલેજ વગેરે કામો કરવાનાં સ્થાનોએ વખતસર પહોંચવાનું છે, ત્યાંથી પાછા ફરવાનું છે. અર્થ-કેન્દ્રિત દૃષ્ટિબિંદુ અને અર્થ-કેન્દ્રિત જીવન ઉત્પન્ન કરીને આ સંસ્કૃતિએ માનવતા કરતાં પણ વધારે ઉંચું સ્થાન ધનને આપવાની વૃત્તિ માનવમાં ઉત્પન્ન કરી છે. અને સમગ્ર પ્રજાજીવનમાં એ અર્થ-કેન્દ્રિત દૃષ્ટિબિંદુને આગળનું સ્થાન આપીને બાહ્યજીવનની સમૃદ્ધિ અને સંતોષનાં સાધનોની વિપુલતા ઉપજાવીને બીજી પ્રજાઓ ઉપર એણે પોતાનું વર્ચસ્વ—પોતાની સંસ્કૃતિની સર્વોપરિતા, સ્થાપન કરવાના પ્રયત્નો કર્યા છે. ત્યાં સુધી કે એના ચિંતકો અને તત્ત્વવેત્તાઓ ભૌતિકશાસ્ત્ર અને એનું દૃષ્ટિબિંદુ એ જ ફીલૉસોફીનો—સાચી ફીલૉસોફીનો—પાયો હોઇ શકે એવું વિધાન કરવા લાગ્યા છે. અહીંનાં માણસો અને ખાસ કરીને બાળકો જાણે 'અપક્વ' આત્માઓ હોય નહિ એમ મને જણાતું. હિંદનાં બાળકો પ્રમાણમાં 'પુખ્ત' આત્માઓ જેવા હોય છે.

પરંતુ લંડનમાં રહેનારા લંડન પર ખુશ હોય છે. અને પૈસા વાપરવાના હોય તો લંડનમાં આરામ, રંજન વગેરેનાં અનેક સોંઘાં અને મોંઘાં સાધનો મળી રહે છે. ખૂબ ખર્ચાળ રીતે તેમજ ખૂબ કરકસરથી લંડનમાં જીવી શકાય છે. ૧૦૦ રૂપિયામાં પણ લંડનમાં રહી શકાય. લંડન પર ખરૂં વર્ચસ્વ પ્રજાકીય જીવનનું છે,—સમષ્ટિના સંકલ્પને યંત્રની મદદથી અને સંગઠનથી લંડન જલદીથી પાર પાડી શકે છે. આ એની ઉપયોગિતા છે.

આંગણાં અને બારણાં ધોવાનું, 'બધી વસ્તુઓ ઘસીને સાફ કરવાનું તથા વારેવારે રંગ લગાડવાનું કામ આખા ઇંગ્લેંડની અને

ખાસ કરીને લંડનની એક મુખ્ય પ્રકૃતિ છે ધુમ્મસ વગેરેને લઈને બધી વસ્તુઓ કાળી થઈ જાય છે તથા ઘરની અંદર પણ વાતાવરણમાંની વરાળ ઠરીને પાણીના રેલા ભીંતો પર ઉતરે છે એટલે બહુ ઘસીને સાફ કરવું જ પડે છે અહીં જ કાચનો ખૂબ ઉપયોગ થયેલો જોવામાં આવે છે કારણ કે સૂર્ય બહુ જ ઓછો સમય દેખાતો હોવાથી ઘર, દુકાન વગેરેની અંદર અજવાળું નહિ એટલા માટે કાચની બારીઓ, બારણાં વગેરે વાપરવાં પડે છે

મોટામાં મોટો વ્યાપક ઉદ્યોગ ખાવાનું પૂરું પાડવાનો છે પોણા ભાગના ઘરો ભાડે અપાય છે કપડાં, જોડા અને ઘરનું રાચરચીલું, ફરનિચર,—પણ ઘણા મોટા ભાગનો ઉદ્યોગ છે કારખાનાઓ છે—લંડનમાં, લંડનની બહાર, તથા ઈંગ્લેંડના ઘણા શહેરોમાં પણ—જેના ઉપર ઈંગ્લેંડની સંપત્તિનો આધાર છે વિજળી, રેડીયો, ટેલીવિઝન, ઓક્સીજન રસાયનિક દ્રવ્યોના ઉદ્યોગો તથા બીજી વસ્તુઓ ઈંગ્લેંડ બનાવે છે

શરૂઆતમાં જ્યાં જુઓ ત્યાં 'Courage' 'કરેજ' 'Stout' 'સ્ટાઉટ' એવા શબ્દો મકાનો પર તથા દુકાનોમાં જોવામાં આવે ત્યારે આપણને લાગે કે વ્યાયામનું કે લડાઈની કોઈ કળા શીખવાનું સાધન હશે પણ પછી જણાયું કે એ તો દારૂની જાહેરખબર છે !!

ઈંગ્લેંડમાં સર્વત્ર—પણ લંડનમાં સવિશેષ,—પગે પહેરવાના જોડાના ઝાડ જોવામાં આવે છે—આ લોકો જોડાઓને પણ આકર્ષક આકારમાં ગોઠવીને દુકાનોમાં મૂકે છે

લંડનમાં પણ Romance રોમાન્સની ખોટ નથી એના ૨૦૦–૬૦૦ એકરના પાર્કોનો સવારે અને સાંજે પ્રેમીઓ લાભ ઉઠાવે છે બસના સ્ટેન્ડ સુધી લોકો પોતાના મહેમાનોને વળાવવા આવે છે પ્રેમીઓ પણ પરસ્પર બસ સ્ટેન્ડ પર છૂટા પડે છે બસનો એક વધુ લાભ જેવો કહ્યો એ છે કે બહુ ભાવ થતા એક બસને જવા દઈને

ખીજી બસમાં, દશ મિનિટ પછી, જઈ શકાય છે. અહીંની બસો નિયમિત વખતસર દોડે છે.

કેટલાક રોજના વ્યવહારમાં સામાન્ય અને કદાચિત્ રૂઢિ જેવા થઈ જવાથી અર્થ વગરના લાગતા સામાજિક રિવાજો જ્યારે મૂળ દેશના જીવનનો આપણને પરિચય થાય છે ત્યારે સાર્થક બને છે. ઉ. ત. 'Good-morning'–'સુપ્રભાત' કહેવાનો રિવાજ સામા માણસ પ્રત્યે શુભેચ્છા દર્શાવનારો છે એ વાત હું ઈંગ્લેંડ ગયો ત્યારે બરાબર સમજ્યો. ઈંગ્લેંડના ધુમ્મસ, ટાઢ અને વાદળાંઓમાં 'Good-morning' 'સુપ્રભાત' એટલી વિરલ વસ્તુ છે કે આપણા પાડોશી કે મિત્રને 'પ્રભાત'—'Morning' સુપ્રભાત નીવડો એવી ભાવના સુભેચ્છાનું સ્વરૂપ બને છે. આપણે માટે 'નમસ્તે' કે 'જયજય' બરાબર છે, કારણ કે આપણા ઉપર તો ઉષ્ણતાની મહેર છે. ભારતના જેવી ઉષાઓ બધે નથી હોતી.

તેજ પ્રમાણે અંગ્રેજો સામાન્ય રીતે જલદી જલદી ચાલતા હોય છે તેને આપણા લોકો એમની 'શક્તિ'ની નિશાનીરૂપ ગણે છે. પરંતુ ઇંગ્લેંડ ગયો ત્યારે મેં અનુભવ્યું કે ત્યાંની ઠંડીમાં શરીરની ગરમી રાખવા માટે એકેએક માણસ સ્વાભાવિક રીતે ઝડપથીજ ચાલે છે. ખરું જોતાં, એ જરૂર એની ટેવ બની જાય છે. એને માટે ઇંગ્લેંડની ઠંડી જવાબદાર છે.

અંગ્રેજો પોતાના ઘરનાં બારણાં હમેશાં બંધ રાખવાની અતિશય ચિવટ રાખે છે એનું આપણા કેટલાક લોકો અનુકરણ પણ કરે છે. પરંતુ ઈંગ્લેંડના બરફ જમાવનાર શિયાળામાં જ્યારે ઠંડો ઉત્તર સમુદ્રનો પવન ફૂંકાય છે ત્યારે બારણામાંથી તો શું પણ તાળાની કુંચીના સારમાંથી એવી દારૂણ ઠંડી ઘરમાં આવે કે અંદરના માણસોના અંગ ઠરી જાય વળી દરેક ઘરમાં બારીબારણાં પૂરા બંધ બેસતાં બારણાવાળાં ઇંગ્લેંડમાં હોય છે, તેનું કારણ પણ બહારની ઠંડી હવાને

અહીં આવતી અગવડતાનો હોય છે તથા ધુમ્મસમાં ગંદેલી કાળ કરીને ભીંતો ઉપર ઉતરે નહિ માટે પણ ખાસ્સા નવાં રાખવા પડે છે વળી ભીંતો ઉપર કાગળ અને રંગ લગાડવાનું કારણ પણ ત્યાંની ઋતુનો સામનો કરવામાં એનાથી મદદ થાય છે તે છે

ઘરમાં રહેવા ચેનાનીને ઘરના અંદરના ભાગને વરસમાં ઘણા મહિના સુધી ગરમ રાખવાની ફરજ પડે છે એટલે સહારાનું ગરમ પતાવીને વળી ઘરમાં જવા માટે દરેક અંગ્રેજ આતુર હોય છે એનું ઘર એનો કિલ્લો કહેવાય છે તે એ અર્થમાં કે બહારની ઋતુથી પોતાનું રક્ષણ કરવાનું સ્થાન એનું 'ઘર' છે ત્યાં જીવન ટકાવવા માટે જરૂરી ગરમી એને મળે છે

મને જેવું ઇંગ્લેંડ લાગ્યું તેવું હિંદની હવાને સાથે વહીને આવનાર ઘણા હિંદીઓને પણ લાગતું હશે એમ હું ધારતો હતો એ અનુમાન અનુભવ ઉપરથી સાચું પડ્યું એક હિંદી ભાઇ ગયામાં મહિના પણ નવા હતા એ હું એમના ચહેરા ઉપરના ભાવથી સમજી ગયો — નહિ કે હું કાંઈ લંડનનો ભોમિયો થઈ ગયો હતો! — પછી વાત નીકળતાં એણે પોતાની મૂંઝવણ જાહેર કરી "જાણે પાછો હિંદુસ્તાન ચાલ્યો જાઉં એમ થાય છે" એમ જણાવ્યું કહે અહીં તો Existence જ નથી! અહીં તો Struggle for existence એકલી જ છે! ભાષામાં

ખાવાની કશી જોગવાઇ નથી, ખબર હોત તો કદાચ થઇ શકત." દીકરી ૧૫ કે ૧૬ વર્ષની થાય એટલે માબાપ કહેજ કે "હવે તારે ઘરમાં રહેવું અને ખાવું હોય તો મહિને ઓછામાં ઓછા ત્રણ ચાર પાઉન્ડ લાવ." અને વાતાવરણ પણ એવું ખરૂં કે છોકરા છોકરીઓ કમાવાનું શોધતાંજ હોય! તે કેટલાક વાર માબાપને મદદ કરવાની લાગણીથી પણ હોય! એ મનોદશામાં વ્યક્તિના વિકાસ માટે ઘણાં સુંદર બીજો રહ્યાં હશે. વ્યક્તિ પોતાની સ્વતંત્રતા જલદી સમજતી અને આચરતી થવાને પરિણામે પોતાની જાતને સારી રીતે ઘડી શકે એ પણ શકય છે; પરંતુ આપણને જાણે એમાંથી કોઇ અમૂલ્ય માનવતત્ત્વ બાતલ થઇ ગયેલું લાગેજ છે! માબાપ અને બાળકના સંબંધમાં અર્થને—પૈસાને સ્થાન હોય એ કલ્પનાજ જાણે બેહૂદી લાગે છે. ટાગોરે પોતાની જીવનસ્મૃતિમાં પોતાનો એક અનુભવ નોંધ્યો છે જેમાં એક ગરીબ વિધવા બાઇના ધનવાન સગાએ બાઇના માથા ઉપરનો ભાર હળવો કરવા એના છોકરાને પોતાને ત્યાં લઇ જવાની માગણી કરી ત્યારે વિધવા બાઇને પોતાનું અપમાન થયેલુ લાગ્યું! બાળકને ઉછેરવાનો પોતાનો હક ગરીબ હોવાને કારણે જાણે કોઈ છીનવી લેતું હોય એવું એને ખોટુ લાગ્યું અને ઓછું આવી ગયું!

જીવનની રસાકસીની ભીંસમાં પોતાને ત્યાં બાળક ભૂખે મરે તેના કરતાં બૉર્ડીંગમાં, અનાથાશ્રમમાં કે સરકારના કોઇ સંગઠનમાં પેટ ભરીને ખાય એ વધારે સારૂ ગણાય એવું પણ માણસને લાગે તો પણ ઉચ્ચ માનવતાના મૂલ્યોનો એમાં ભોગ અપાય છે અને બાળક જીવે છે અને શારીરિક પોષણ મેળવે છે પરંતુ માનવ માનવના સંબંધમાં સ્વાર્થ-ત્યાગ, મૂંગો સ્વાર્થત્યાગ વ્યક્તિના વિકાસમાં જે ભાગ ભજવે છે તેનાથી તો તે બાળક વંચિતજ રહે છે. આપણા સંયુક્ત કુટુંબોમાં એવાં દેવ જેવાં સ્વાર્થત્યાગી વડિલો—પુરૂષો અને સ્ત્રીઓ—બાળકોને મૂંગો પરંતુ કેવો સચોટ પદાર્થપાઠ આપતાં—અને હજી એવાં કુટુંબો

## ૭

# ઑક્સફર્ડની સંસદ

### વિષય. 'સમકાલીન બ્રિટિશ ફિલૉસૉફી'

આ અધિવેશન 'બ્રિટિશ કાઉન્સિલ' તરફથી યોજવામાં આવ્યું હતું. એણે પસંદ કરેલા વિષય ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે સમકાલીન બ્રિટિશ ફિલૉસૉફી પર અંગ્રેજ વિચારકો અને પ્રજાનું તથા બને તેટલું પરદેશી લોકોનું ધ્યાન ખેંચવું એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. કુલ્લે બાર દિવસ ચાલેલી આ સંસદ એકંદરે સફળ થઈ ગણાય. ઑક્સફર્ડ વિદ્યાપીઠ'ના તત્ત્વજ્ઞાનના અધ્યાપકો, અભ્યાસકો અને વિદ્યાર્થીઓની હાજરી વધારે સંખ્યામાં હોય એ તો જાણે સ્વાભાવિક ગણાય. સ્કૉટલૅન્ડમાંથી પણ થોડા અધ્યાપકો આવ્યા હતા. ફ્રાન્સ બેલ્જિયમ, ડેન્માર્ક, પશ્ચિમ જર્મની, હિંદ, મલાયા વગેરે દેશોમાંથી પણ જેમને સગવડ હતી તેવા અભ્યાસકો આવ્યા હતા. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાંથી બે જણા ઇંગ્લૅંડમાં હતા તેઓએ હાજરી આપી હતી. રહેવાની અને ખાવાની વ્યવસ્થા ઘણી સારી હતી અને બ્રિટિશ કાઉન્સિલના અધિકારીઓ મિ. ટૉમલિન, મિ બાશ અને મિસ ટિમ્સી સંસદના કાર્યને અને સભ્યોના જીવનને બની શકે તેટલી બધી સગવડ તથા મદદ આપતા હતા.

'સમકાલીન બ્રિટિશ ફિલૉસૉફી' એ યથાર્થ ઇંગ્લૅંડની બધી વિચારધારાઓને સમાવે તેવું છે પરંતુ હકીકતમાં અત્યારે ઇંગ્લૅંડમાં

જેને 'ઑક્સફર્ડ સ્કૂલ' તરીકે ઓળખવામાં આવે છે તે સ્કૂલની ફિલૉસૉફીને વિચારજગતમાં આગળ પડતું સ્થાન આપવાનો ઉદ્દેશ કદાચ આ સંસદની યોજના પાછળ હોય તો નવાઈ નહિ. ઇંગ્લેંડ સિવાયના કૉમનવેલ્થના, હિંદ જેવા, બીજા દેશોના વિચારપ્રવાહોને સંસદ આગળ રજૂ કરવાની યોજના કરવામાં આવી હોત તો ઘણો વધારે લાભ થાત એમ મને લાગે છે. આ અને આવી સંસદોની જાહેર બેઠકમાં જે ચર્ચાઓ થાય છે તેમાં વિચારની આપલે તથા માનસિક સૃષ્ટિની મર્યાદાનો વિસ્તાર થાય છે એટલો જ તેમનો લાભ નથી. પરંતુ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે સંબંધની, મુલાકાતની તથા બાહ્યાચારના પડદા વગર છૂટથી પોતપોતાનાં દૃષ્ટિબિંદુઓ, માન્યતાઓ, અભિપ્રાયો વગેરેની આપલે કરવાની જે તક મળે છે તેમાં એનો સૌથી મોટો લાભ સમાયલો છે. એ દૃષ્ટિએ આ સંસદને ઘણી સફળતા મળી હતી એમ કહેવું જોઇએ.

ઇંગ્લેંડના તત્ત્વજ્ઞાનના પ્રવાહોમા ઑક્સફર્ડ સ્કૂલ અત્યારે સૌથી વધારે સક્રિય અને વાચાળ સ્કૂલ છે. વધારામાં, ઇંગ્લેંડમાં જ્યાં જ્યાં તત્ત્વજ્ઞાનનો વિષય શીખવાય છે ત્યા ત્યા બધે ઑક્સફર્ડ પોતાના માણસો મૂકવા જાગૃત પ્રયત્ન કરે છે અને એ રીતે, આખુ ઇંગ્લેંડ પોતે સર કરવા માગે છે ઇંગ્લેંડની બીજી સ્કૂલો એના જેટલી સક્રિય કે ઉત્સુક નથી. આ ઑક્સફર્ડ સ્કૂલના આદ્યપ્રવર્તકો બર્ટ્રાન્ડ રસેલ અને થોમસ મુર છે. અલબત્ત, એ બેના ઉપરાંત બીજા ઘણા વિચારકોએ એમનુ મૌલિક દૃષ્ટિબિંદુ સ્વીકારીને ફિલૉસૉફીના પુસ્તકો તથા લેખો લખ્યા છે અને લખે છે.

બાર દિવસ રોજ સવારે ૯ વાગે બેઠકની શરૂઆત થતી તે બપોરના ૧૨।। સુધી ચાલતી. પહેલેથી નક્કી કરેલા – કમિટિએ – વિષય ઉપર આગળ નક્કી થયેલ એક અધ્યાપક ૪૦–૪૫ મિનિટમાં પોતાનું વક્તવ્ય વાંચીને સંભળાવતો. ત્યાર પછી એ વિષય ઉપર ચર્ચા થતી. બપોરે ૪–૩૦થી ૬–૩૦ સુધી બેઠક ચાલતી. કુલ્લે ૨૦ વિષયોની

ચર્ચા થઈ હતી. વચમાં એક દિવસ આખી સંસદને શેક્સ્પિયરને ગામ સ્ટ્રેટફર્ડ-ઑન-એવન જોવા જવા માટેની ગોઠવણ કરવામાં આવી હતી. બધાને એ કાર્યક્રમ ઘણો ગમી ગયો હતો. એક નજીવી ગણાય એવી બાબત નોંધ્યા વગર હું રહી શકતો નથી. જે હૉલમાં સંસદ મળતી હતી તે વધારેમાં વધારે સો માણસોનો સમાવેશ કરી શકે એવો હતો. એમાં અમે ૭૦–૭૫ તો કોઈ વાર ૮૦–૮૫ જેટલા બેઠા થતા. ઇંગ્લૅંડની ઋતુની જરૂર પ્રમાણે બધાંજ બારણાં ઠંડીને કારણે બંધ રાખવાં પડતાં અને આખી સંસદમાં ગણ્યાચાર જણ સિવાય બધા જ સિગારેટ કે સિગાર પીતા. સૌથી મોટું આશ્ચર્ય તો એ હતું કે વ્યાખ્યાન વાંચનાર અધ્યાપક પણ પોતાનો પેપર વાંચતાં બીડી પીતો જતો! બંધબારણાંવાળા ઓરડામાં બેગો થતો ધૂમાડો અમને—એટલે હિંદીઓને—તો કોઈ વાર અકળાવી મૂકતો! આ માટે તત્ત્વજ્ઞાનીઓ કલાક બે કલાક માટે પણ બીડી પીવાનું મૂકી દઈ શકતા નથી એ ઠોપકાનો ઉલ્લેખ મને જડતો નથી.

આ સંસદમાં ભાગ લેવા માટે ઑક્સફર્ડની બ્રિટિશ કાઉન્સિલના મિ. બાશ અને મિ. ટૉમલિને મને આમંત્રણ મોકલ્યું ત્યારે ફેબ્રુઆરી મહિનામાં જ મેં એમની પાસે હિંદના સમકાલીન ફિલૉસૉફરોની વિચાર ધારા રજૂ કરવા માટે વ્યવસ્થા કરવાની માગણી કરી. જવાબમાં એમણે જણાવ્યું કે સંસદમાં 'સમકાલીન બ્રિટિશ ફિલૉસૉફીને' માટે જ વ્યવસ્થા રાખવામાં આવી છે એટલે હિંદના તત્ત્વજ્ઞાન વિષે ત્યાંની સંસદ વ્યાસપીઠ આપી શકે તેમ નથી. એના ઉત્તરમાં મેં જણાવ્યું કે ફિલૉસૉફી એક વાર જાહેર થાય છે, ત્યાર પછી કોઈ અમુક પ્રજાની આગવી રહે છે એમ હું માનતો નથી,—ફિલૉસૉફી માનવજાતિની બની રહે છે, વળી હિંદ કૉમનવેલ્થમાં હોવાથી એને પ્રતિનિધિત્વ મળવું જોઈએ. એવી કોઈ તક ન મળે તો ઑક્સફર્ડ જવું કે કેમ એ વિષે મારે વિચાર કરવો રહેશે. મિ. ટૉમલિને ઉત્તરમાં જણાવ્યું કે ફિલૉસૉફી

કોઈ દેશની હોઈ શકતી નથી એ વિચાર તેઓ સ્વીકારે છે પરંતુ કમિટિએ પોતાના કાર્યની અને વિષયની મર્યાદા બાંધી દીધી હોઈ એમાં હવે ફેરફાર કરાવવો ઉચિત, તેમ શક્ય પણ નથી પરંતુ હિંદના સમકાલીન ફિલૉસૉફરોના વિચારોથી સંસદના સભ્યો પરિચિત થાય એની બધી વ્યવસ્થામાં મને મદદ કરવાને એમણે તત્પરતા બતાવી અને ઑક્સફર્ડ જવા માટે આગ્રહ કર્યો શ્રી અરવિંદના દર્શનના કાર્યને અંગે જઈ શકાય તો એક વાર ઇંગ્લેંડ જવાનો મારો વિચાર આફ્રિકાની મારી મુસાફરી દરમિયાન મને થયેલો એટલે ઘણા અધ્યાપકો અને અભ્યાસકોને મળવાની તથા બ્રિટિશ ચિંતકોનું દૃષ્ટિબિંદુ સમજવાની તક મળશે એ વિચારથી મેં ઑક્સફર્ડ જવાનું સ્વીકાર્યું ત્યાંની સંસદમાં ભાગ લેવાથી એકંદરે મને લાભ થયો એ મારે સ્વીકારવું જોઈએ — તેમાં ઘણા અધ્યાપકો તથા વિચારકોની મુલાકાત લેવાની તક મળી એ સૌથી મોટો લાભ છે પેપરો વાંચ્યા પછી જે ચર્ચા ચાલતી તે ઘણી ઉચ્ચ તટસ્થતા અને માનસિક ઉદારતાની ભૂમિકા પર થતી હતી વળી, ઑક્સફર્ડમાં જ 'ઑક્સફર્ડ સ્કૂલ' તરીકે આગળ પડતા ચિંતકોથી જુદા પડનાર અધ્યાપકો વસેલા છે એ પણ જાણવા જેવું છે પ્રો પ્રાઇસ અને પ્રો વાઇઝમૅન ઉદાહરણ તરીકે નોંધી શકાય

સંસદમાં ભાગ લીધા પછી મારા મન ઉપર જે છાપ પડી તે એ છે કે ગણિતના ઉપર પ્રતિષ્ઠિત, ભૌતિકશાસ્ત્રના જડવાદનો પાયા તરીકે સ્વીકાર કરનારું રસેલનું દર્શન પ્રગટ થયું ત્યાર પછી ઑક્સફર્ડના ચિંતકોએ એક પ્રકારની એમની પોતાની ફિલૉસૉફીની પરિભાષા તૈયાર કરી છે, કહો, સ્વાભાવિક રીતે ઊપડી આવી છે સમગ્ર તત્ત્વજ્ઞાનને એ પરિભાષામાં સમાવવાનો એમનો પ્રયત્ન વર્ષોથી ચાલે છે મારા મન ઉપર પડેલી આ છાપ સાચી છે કે નહિ તે હું કહી શકતો નથી પરંતુ એટલું ખાતરીપૂર્વક કહી શકાય કે સંસદની બેઠકો દરમિયાન બધાના ઉપર એ પરિભાષાનો સ્વીકાર કરાવવા માટે ભારે આગ્રહ અને દબાણ

થઇ ગયું હતું. મારો અંગત અભિપ્રાય એ છે કે જે વ્યક્તિ ઑક્સફર્ડની સ્કૂલના મૌલિક તત્ત્વનો સ્વીકાર કરતી ન હોય તે એ પરિભાષા સ્વીકારે એટલે જ એના મૌલિક દૃષ્ટિબિંદુને પણ સ્વીકાર્યા વગર ભાગ્યે રહી શકે. એ પરિભાષા બરાબર છે, સ્પષ્ટ છે, આવશ્યક છે કે કેમ એ જ પ્રશ્ન વિચારવા જેવો છે અલબત્ત, એ પરિભાષાને ભૌતિકશાસ્ત્રનો સબળ ટેકો રહેલો છે આખી સ્કૂલનું દૃષ્ટિબિંદુ ભૌતિકશાસ્ત્રના દૃષ્ટિબિંદુથી નિરપેક્ષ થયેલું છે એમ પણ નહીં કહાય અત્યારે ભૌતિકશાસ્ત્રની શોધખોળના વ્યવહારમાં થતા ઉપયોગોનો દુનિયામાં અઢળક વિસ્તાર થતો જાય છે એટલે તત્ત્વચિંતન પર પણ—જીવનના બધા અન્ય તત્ત્વોની પડે છે અને પડવી જોઈએ એ પ્રમાણે—એની અસર પડે એ સ્વાભાવિક છે પણ એની તો બનેલું ભૌતિકશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ એ જ તત્ત્વચિંતન માટેનું એક માત્ર દૃષ્ટિબિંદુ હોવું જોઈએ એમ મનાય છે તે વધારે પડતું લાગે છે ભૌતિકશાસ્ત્રની વાસ્તવિકતાની શોધ કરવાની પદ્ધતિની પાછળ સત્ય રહેલું નથી એમ કહેવાનો આશય નથી. પરન્તુ સત્ય એનાથી મર્યાદિત છે એમ સ્વીકારવું બરાબર લાગતું નથી. ભૌતિકશાસ્ત્ર સહુથી આરંભ કરીને અંતર તરફ જાય છે પરંતુ સત્યપ્રાપ્તિ માટે એ જ એક માત્ર પદ્ધતિ છે એમ કહી શકાય નહિ

ઑક્સફર્ડ સ્કૂલનો એક પ્રયત્ન એ પણ છે કે તત્ત્વજ્ઞાનને સામાન્ય ભાષામાં રજૂ કરવું તત્ત્વજ્ઞાનના ઘણા ખરા વિરોધાભાસી કોયડાઓ અને પ્રશ્નો ભાષાના ખોટા પ્રયોગોને લઈને જ ઉપસ્થિત થયા છે એમ ઑક્સફર્ડ સ્કૂલ માને છે તત્ત્વદ્રષ્ટાનું સૌથી અગત્યનું કાર્ય ભાષાનો સાચો પ્રયોગ કેવી રીતે થાય એ શોધી કાઢવાનું છે તત્ત્વજ્ઞાનના પ્રશ્નો ઉપસ્થિત કરવામાં જ સાચા નિરંતર ભાષાનો શુદ્ધ રૂપનો પ્રયોગ કરવો જોઈએ અત્યારે તો ભાષાના પ્રયોગમાં અસ્પષ્ટતા, શુષ્કર અને એકરાગીને કારણે પ્રશ્નો, કોયડાઓ વગેરે ઊભા થયા છે

પરંતુ ઑક્સફર્ડ સ્કૂલનો એ વિચાર જો આપણે સ્વીકારીએ તો

તત્ત્વજ્ઞાનના પ્રશ્નો પ્રત્યે એક નિશ્ચિત વલણ આપણે ધારણ કરીએ છીએ એમ જ ગણાય. એટલે જેને એ વિચાર મૌલિક તરીકે માન્ય ન હોય તે તો સૌથી પ્રથમ એ મૂળ સિદ્ધાંત જ સિદ્ધ કરવા માટે માગણી કરે એ સ્વાભાવિક છે. અર્થાત્ ઑક્સફર્ડ સ્કૂલ અત્યારે જે પ્રકારે તત્ત્વજ્ઞાનના પ્રશ્નો રજૂ કરે છે એ જ એકમાત્ર અને ઉત્તમોત્તમ પ્રકાર છે કે કેમ એ જ પ્રશ્ન વિચારણા માગી લે છે.

ઑક્સફર્ડના ચિંતકોનો નિર્ણય એવો જણાય છે કે અત્યારે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં Analysis-પૃથક્કરણ અને Reconstruction-પુનર્ઘટનાની આવશ્યકતા સૌથી વધારે છે. એ રીતે તત્ત્વજ્ઞાનને ભૌતિક-શાસ્ત્રની કક્ષામાં લાવી મૂકવાનો એમનો પ્રયાસ જણાય છે. જેમ જડ તત્ત્વોના બંધારણનો અભ્યાસ કરતા પૃથક્કરણને પરિણામે અણુ, પરમાણુ વગેરે ઉપરના પદાર્થ-તત્ત્વના એકમોની શોધ થઇ છે તેમ વિચારના જગતમાં પણ 'તર્કના અણુઓ'ની શોધ કરવી શકય છે એવા મૌલિક વિચારઅણુઓ નક્કી કરવાનો પ્રયત્ન પણ ઑક્સફર્ડ કરે છે વળી એ ચિંતનની માન્યતા એ છે કે એ વિચારઅણુઓનો પ્રયોગ સાદી ભાષામાં કરવામાં આવે તો માનવના તત્ત્વજ્ઞાને — ખાસ કરીને પશ્ચિમના — નકામી ઊભી કરેલી ઝાડી અને જંગલને આજકાલનો માણસ સાફ કરી નાખી શકે. ખરું જોતાં, તત્ત્વજ્ઞાન અટપટું કે મુશ્કેલ હોવાની જરા પણ જરૂર નથી. જડતત્ત્વના અણુઓ વડે સ્થૂલ પદાર્થોનું બનેલું જગત આપણે તૈયાર કરી શકીએ છીએ તે જ પ્રમાણે આ વિચારઅણુઓ યાને તર્કના અણુઓની મદદથી ચોક્કસાઇવાળું, બધા સમજી શકે તેવું, તત્ત્વજ્ઞાન આપણે જગતને આપી શકીએ એમ તેઓ માને છે

આ કાર્ય સફળતાથી પાર પાડવા માટે ભાષાનો અભ્યાસ કરવો જોઇએ. ભાષા એ સમૂહજીવનના વિકાસમાંથી ઉત્પન્ન થયેલી સંસ્કાર-પોષક પ્રવૃત્તિ છે. ભાષાના અસ્પષ્ટ — ગોળગોળ અને ખોટા પ્રયોગમાંથી પ્રાચીનોએ તત્ત્વજ્ઞાનની આ અટપટી જંજાળ ઊભી કરી છે. આમ

ભાષાના પ્રયોગોનો અભ્યાસ ઑક્સફર્ડ સ્કૂલનો એક અગત્યનો વિષય છે. અને જ્યાં, પૃથક્કરણ અને પુનર્ઘટના કરીને એ લોકો આપણને એમની પરિભાષામાં—એમની દષ્ટિએ, સ્પષ્ટ અને સાદી ભાષામાં—એમનું તત્ત્વજ્ઞાન આપે છે ત્યારે તે પ્રાચીન દાર્શનિકોનાં દર્શનો કરતાં ઓછું અટપટું કે ઓછું દુર્બોધ હોતું નથી. છેલ્લી સદીમાં ભૌતિકશાસ્ત્રવેત્તાઓની પણ એવી જ દશા થઇ હતી. એમણે શરૂઆતમાં કહ્યું કે જડપદાર્થ ઇન્દ્રિયગ્રાહ્ય અને પ્રત્યક્ષ હોવાથી એ લોકો એને જ વાસ્તવિક તરીકે માને છે અને એનું આખરી સ્વરૂપ જગત આગળ બધા જોઇ અને સમજી શકે એ રીતે અમે પ્રગટ કરીશું. ચેતન, સૂક્ષ્મ કે આત્મા એવી કોઇ અગમ્ય વસ્તુમાં તો અમે માનતા નથી કારણ કે એ ઇન્દ્રિયગ્રાહ્ય નથી અને તેથી અવાસ્તવિક છે. પરંતુ જેમ જેમ જડતત્ત્વનો અભ્યાસ કરતા ગયા તેમ તેમ જડ જડ મટીને ચેતનમાં સરી જતું લાગ્યું. આખરે સામાન્ય માણસને સ્થૂલપદાર્થના ખ્યાલ આપી શકવાની સ્થિતિમાં ભૌતિકશાસ્ત્ર રહ્યું નહિ. મગજને ચક્તિ કરી નાખે એવાં સમીકરણોમાં એનું જ્ઞાન સમાપ્ત થતું લાગે છે.

રસેલે ભૌતિકશાસ્ત્રીઓના એ પરાજયમાંથી પોતાની નવી પદ્ધતિનું સર્જન કરવા પ્રયત્ન કર્યો છે. એ એમ પ્રતિપાદન કરે છે કે સર્વ પ્રકારના જ્ઞાનનો નિચોડ ગણિતશાસ્ત્ર છે. ગણિત એ માનવબુદ્ધિની ચરમ સિદ્ધિ છે, એના જ્ઞાનની આખરી સીમા છે. એનાથી ઉપર 'જ્ઞાન' નથી, અનુભવ કદાચ હોઇ શકે. અસ્પષ્ટ ભાષાનો પ્રયોગ એ પ્રાચીન મીમાંસકોની વિરુદ્ધ એક દલીલ છે એ તો આપણે જોઇ ગયા. પણ બીજી દલીલ એમની સામે એ છે કે એ લોકો તત્ત્વજ્ઞાનને જીવનથી વેગળું લઈ ગયા છે. પોતાના પ્રયત્નોને પરિણામે ઑક્સફર્ડની સ્કૂલ પોતાની વિશિષ્ટ વિચારધારાને જીવનની નજીક લાવી શક્યા હોય યા તો સહેલાઇથી સમજી શકાય એવી બનાવી શક્યા હોય એમ લાગતું નથી. અલબત્ત, એ વિચારધારાના રસેલ જેવા નેતાઓ પોતાના દર્શનને જીવન સાથે જોડવાને પ્રયત્નો કરે છે, મોટે ભાગે ભૌતિકશાસ્ત્રની

શોવખોજોનો આવાગ લઇને આર્થિક જીવનની પુનર્ઘટના - સાથો માનવજીવનના બધા પ્રશ્નોના ઉકેલ આવી જશે એવો એના કથનનો સાર હોય છે પરંતુ રસેલ જે પ્રકારના સ્ફુરણ જીવનમાં લાવવાની હિમાયત કરે છે તે બધા માનવની અત્યારની પ્રકૃતિમાં એ માને છે તે દિશામાં પાતર થાય તો જ બની આવે. હવે, એ રૂપાંતર કેવી રીતે અને કોણ લાવવાનુ છે એ જ પ્રશ્ન છે અર્થાત્ માનવના બધા પ્રશ્નોના મૂળમાં એની પ્રકૃતિમાં ફેરફાર થવાની જરૂર રહેલી છે અને પ્રશ્નોનો પ્રશ્ન એ છે કે માનવની પ્રકૃતિમાં પરિવર્તન કેવી રીતે લાવવુ?

સમની ચર્ચાએ દરમિયાન 'માનવનુ જ્ઞાનપ્રાપ્તિનુ કરણ અથાત્ માનવનુ ચિત્ત અત્યારે છે તેવુ જ સદા રહેવાનુ છે એ માન્યતા સ્વીકારી લીધેલી હોય એમ મને જણાયુ ... ઘણા અધ્યાપકોની માન્યતા એવી હશે કે ઇતિહાસના યુગો દરમિયાન માનવની માનસિક ચેતના — કાંઈ નહિ તો જનસાધારણમાં — કશા પણ નોંધપાત્ર પરિવર્તન વગરની રહેલી જણાય છે એટલે સદા એવી જ રહેવાની છે પરંતુ માનવ અત્યારે જ્ઞાનપ્રાપ્તિ માટે જે સાધનના ઉપયોગ કરે છે તેનો — એટલે એની માનસિક ચેતના અને ઇન્દ્રિયસમૂહનો — વિકાસ થઈ શકે કેમ કે નહિ એ પ્રશ્ન વિચારવા જેવો છે જો માનવ વિકાસ ... એવુ પ્રાણી હોય તો એ પ્રશ્નનો વિકાસ એને માટે શક્ય હોવો જોઈએ ભૌતિકશાસ્ત્રની શોધખોળમાં સૂક્ષ્મદર્શક દૂરબીન યંત્રનો ... ઉપયોગ કરીને ... નાખીને જણાવવાની શક્તિ ઉપર આપણને મળતા જ્ઞાનના પ્રકારનો અને તેની ચોકસાઈનો આધાર રહે છે સૂક્ષ્મદર્શક યંત્ર ... વસ્તુનુ કદ ... ગણુ વધારીને આપણને બતાવે તેમાં અને ... ગણુ વધારીને બતાવે તેમાં વસ્તુના સ્વરૂપમાં અને તેના વિશેના આપણા જ્ઞાનમાં ... પડી જાય છે એ આપણે જાણીએ છીએ તે જ પ્રમાણે આપણા માનસિક યાને ચૈતસિક ... ની બાબતમાં પણ બનવુ શક્ય છે એટલે ... માનવની માનસિક ચેતનાનો પોતાનો જ વિકાસ શક્ય હોય તો માનવને મળતુ

ઑક્સફર્ડ સ્કૂલ આપણને એમ કહેવા માગે છે કે અમુક નિર્ણયનો અથવા તો અમુક દષ્ટિબિંદુ કે વિચારધારાનો સ્વીકાર કરવો, અથવા તો તેનું પ્રતિપાદન કરવું એ ફિલસૂફીનું કામ નથી. સત્ય વિષે, વાસ્તવિકતા વિષે, માનવ વિષે, જીવન વિષે અમુક વિચારો હોવા કે સ્વીકારવા એ પણ ફિલસૂફીનું કાર્ય નથી. પ્રત્યેક વિધાન, વિચાર, સિદ્ધાંત, વિરોધાભાસ વગેરેની ચકાસણી કરવી એ તેનું મુખ્ય કાર્ય છે. આમ ફિલસૂફીની સમાલોચના કરવાની શક્તિનો સ્વીકાર થાય છે, પણ એને સર્જકતાનો અધિકાર આપવામાં આવતો નથી. એટલે જ તો ઑક્સફર્ડ સ્કૂલને કોઈ પૂછે કે "આજના માણસને માટે તમારો સંદેશ શો છે?" તો, હું માનું છું એ લોકો બેધડક રીતે કહે કે: "પ્રત્યેક વિચાર, અભિપ્રાય, સિદ્ધાંત વગેરેની ચકાસણી કરવાનો અમારો સંદેશ છે."

ભૌતિકશાસ્ત્રો પણ પોતાની શોધખોળ દરમિયાન ઘટનાની સમજૂતી આપવા માટે 'જે નથી' તેને અસ્તિત્વમાં લાવે છે. ઉ. ત. ટ્યૂબ્સ ઑફ ફોર્સ – શક્તિના કાર્યની નળીઓ, – વીજળી અને લોહચુંબકની શક્તિના કાર્યની સમજૂતી માટે એમનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું હતું. તે જ પ્રમાણે બળવાની ક્રિયાની સમજૂતી માટે એક વખત 'ફ્લોજિસ્ટન' નામનો પદાર્થ સ્વીકારાયો હતો. અલબત્ત, એવા અવાસ્તવિક ખ્યાલો ભૌતિકશાસ્ત્રમાં વધારે વખત ટકતા નથી કારણ કે એમને પ્રયોગનો ટેકો મળતો નથી. અણુ, ઇલેક્ટ્રોન વગેરે ખરું જોતાં ભાવનાના પદાર્થો છે જે સ્થૂળ ઘટનાઓની સમજૂતી મેળવવામાં આપણને મદદ કરે છે. ગણિતમાં તો સ્થૂળ સાથે જેને કશોય સંબંધ નથી એવી કેવળ માનસિક જગતમાં જ અસ્તિત્વવાળી સંખ્યાઓ અને પરિમાણોનો અભ્યાસ કરવામાં આવે છે. એટલે સ્થૂળમાં જ બધી વાસ્તવિકતાને મર્યાદિત કરવાનો પ્રયત્ન અથવા તો માનવની પ્રકૃતિના બંધારણમાં સૂક્ષ્મ અને માનસિક વાસ્તવિકતાને સ્થાન નથી એમ કહેવું અનુભવથી વિરુદ્ધ છે.

ઇંગ્લૅંડમાં ફિલસૂફીની પરંપરા બહુ લાંબી, સતત કે બહુ જ્વલંત નથી. લૉક, હ્યૂમ, બ્રૅડલી વગેરેની પરંપરા છે. પરંતુ યુરોપના બીજા દેશોની ફિલસૂફીનું જે સ્થાન છે તેવું બ્રિટિશ ફિલસૂફીનું નથી. અત્યારના જમાનામાં યુરોપની ફિલસૂફીના ક્ષેત્રમાં ઇંગ્લૅંડ પોતાનું અનોખું સ્થાન મેળવવા ભારે પ્રયત્ન કરી રહ્યું હોય એમ મને લાગ્યું. બ્રૅડલીના આદર્શ-વાદની વિરુદ્ધ અત્યારે ઇંગ્લૅંડમાં પ્રતિકાર્ય ચાલી રહ્યું છે અને રસેલ અને મુરે તેની આગેવાની લીધી છે. રસેલે ઇંગ્લૅંડની ફિલસૂફીમાં ગણિત-શાસ્ત્ર પર પ્રતિષ્ઠિત તર્ક અથવા તો 'પ્રતીકાત્મક તર્ક'—symbolic logicને બ્રૅડલીના આદર્શવાદની જગાએ સ્થાપન કરવા પ્રયત્ન કર્યો છે. ફિલસૂફીના ક્ષેત્રમાં ગણિતની અગત્ય પર રસેલે પહેલવહેલો ભાર દીધો. એ ભાર વધારે પડતો છે એમ ખાતરીપૂર્વક કહી શકાય. બાહ્યજીવનના જ્ઞાનના ઉપર એ દૃષ્ટિબિંદુનો ઝોક રહેલો છે. ઘટના, બનાવ,—એના જ્ઞાન ઉપર એ દૃષ્ટિબિંદુ ભાર મૂકે છે. પ્રાચીન દાર્શનિકોનાં વિધાનો આજકાલના ઑક્સફર્ડના ચિંતકોની નજરે વિધાનો જ નથી,—અર્થ વગરનાં છે, પુરવાર ન થઈ શકે તેવા છે. પ્રાચીનો ઘટના ઉપર મૂકતા તેના કરતા ઘટનાને જોનાર દૃષ્ટિ પર વધારે ભાર મૂકતા ઘટના, બનાવ, હકીકત વગેરેનો અર્થ તો આપણે માનવનું મન કરે છે. તેથી એ માનસિક દૃષ્ટિ કેવી છે, કેવી હોવી જોઈએ, ક્યારે સાચી ગણાય વગેરે મુદ્દાઓ ઉપર એ લોકો ધ્યાન આપતા. આજકાલની ફિલસૂફીની સ્કૂલ પણ દૃષ્ટિ આપવાનો પ્રયત્ન તો કરે છે, ફક્ત એ દૃષ્ટિ બાહ્યજીવનને સમગ્ર તરીકે ગણે છે.

એક જ વાસ્તવિકતાની જુદી જુદી શ્રેણીઓ અથવા તો ચડતી-ઊતરતી ભૂમિકાઓનો સ્વીકાર કરવાથી આપણે માનવના અનુભવનાં સઘળાં ક્ષેત્રોને સરળતાપૂર્વક એક સમગ્ર દર્શનમાં સમાવી શકીએ. એટલે કે માનવને જે અનુભવો મળે છે તે એની ચેતનાની એક જ સપાટી ઉપર નહિ પરંતુ જુદી જુદી સ્થૂલથી આરંભીને—પ્રાણ, તેનાથી ઉપર

ભાવ, તેથી ઉપર બુદ્ધિ—સીડીની પેઠે ગોઠવી શકીએ. ઑક્સફર્ડના દૃષ્ટિબિંદુમાં માનવના અનુભવનું ક્ષેત્ર કૃત્રિમ રીતે મર્યાદિત કરવામાં આવે છે એમ મને લાગે છે. ભૌતિકશાસ્ત્રમાં પ્રગતિ કરવા માટે જેમ જડતત્ત્વના પ્રયોગોની કોઈ મર્યાદા આંકવામાં આવતી નથી તેમ ફિલસૂફી માનવઅનુભવોની યુક્તિગ્રાહ્ય સમજૂતી આપનારું શાસ્ત્ર હોય તો માનવઅનુભવોના ક્ષેત્રની મર્યાદા બાંધતાં એ પોતાની પ્રગતિને જ સીમાબદ્ધ કરે છે એમ કહી શકાય, કારણ કે અનુભવનું ક્ષેત્ર એ જ એના કાર્યનું ક્ષેત્ર છે. આપણે બુદ્ધિને માનવચેતનાની શક્તિઓની ટોચે મૂકી છે. પરંતુ બુદ્ધિ કાંઈ છેવટની ભૂમિકા નથી. એનાથી પણ પર અનુભવનું ક્ષેત્ર વિસ્તરેલું છે અત્યારે એ ક્ષેત્રના અનુભવ લેવા માટે માનવ પાસે શક્તિઓ નથી એ ખરું છે, પરંતુ એ શક્તિઓ જાગૃત કરી શકાય તેમ છે એવી અત્યારે અજાગૃત પરંતુ જાગૃત કરી શકાય તેવી શક્તિઓ માનવમાં છે તેના પુરાવા ભૂતકાળથી વર્તમાન સુધી આપણને મળતા રહ્યા છે.”



# ૧

# સ્ટીમરમાં

૧૨મી ઑગસ્ટે (૧૯૫૫) હુ પી. ઍન્ડ ઓ. કંપનીની સ્ટીમર 'કાર્થેજ' મારફત ઇંગ્લેંડ જવા માટે રવાના થયો. જવાની ટીકીટ છેક ૮મી કે ૯મીએ મળી. ત્યાં સુધી જવાનુ ક્યારે થશે તે નક્કી ન હતું.

બપોરે સ્ટીમર પર જવા માટે નીકળતો હતો ત્યારે મોટરમા શ્રી માતાજીનો તાર મળ્યોઃ— "સફળ મુસાફરી" — વિજય — માતાજીના આશીર્વાદ." વડોદરાથી મિત્રો, વિદ્યાર્થીઓ અને સહાનુભૂતિવાળા ભાઇઓ તરફથી — પણ "સલામત અને આનંદભરી મુસાફરી" ઇચ્છતો તાર મળ્યો. બપોરે ત્રણ વાગે બોટ પર પહોંચ્યા ત્યાં દાકતરની અને કસ્ટમવાળાઓની વિધિ વટાવીને, બંદરની ફી, મજૂર અને મદદગાર વગેરેને જરૂરી પૈસા આપીને ૪ વાગે લગભગ બધી તૈયારી થઈ ગઈ. મિત્રો મૂકવા માટે આવ્યા હતા તેમાના ઘણાંને પાછા જવા કહ્યુ. જનાર યાત્રાળુ માટે વચગાળાનો વખત થાક લગાડે એટલો લાંબો લાગે તો પણ એને માટે તો એ દશા અનિવાર્ય છે. પણ મૂકવા આવનારાઓને રજા લેવાની આનંદ-શોક આપનારી વિધિ બે ત્રણ કલાક લંબાવવી લગભગ અસહ્ય થઈ પડે છે.

ત્રણ મિત્રો તો છેવટ સુધી રહ્યાં જ — હરિભાઇ, ગંભીરબહેન અને ઓચ્છવલાલ. ૬ા વાગે બરાબર સ્ટીમર ઉપડી અને બરાબર

તેજ વખતે વરસાદ પણ જોસભેર તૂટી પડ્યો.—(એમ તો દિવસના થોડા છાંટા પડ્યા કરતા હતા.)

રાત્રે વાળુ કરીને સૂતો. મારી ઓરડીમાં માધવન્ કરીને મદ્રાસી એન્જનિયર હતો. તેને રાત્રે ઉલટીઓ શરૂ થઇ. મને પણ એની અસર લાગી.

૧૩ અને ૧૪ ઑગસ્ટ ઉલટીઓ ચાલુ રહી—ખાવાનું શક્યજ ન લાગ્યું એટલે માંડી વાળ્યું. અશક્તિ પણ વધતીજ હતી. સ્ટીમર પણ ડોલતી હતી. દાક્તરને બોલાવ્યો. એણે ગોળીઓ આપી. પણ ગોળીઓ તો મારી પાસે પણ હતી. એટલે નબળાઇમાં પણ મેં ટેબલટેનીસ રમવાનું છોડ્યું ન હતું. ૧૪મીએ પણ બેત્રણ કલાક રમ્યો. નબળાઇને લીધે થાક ઘણો લાગ્યો.

આરસીમાં મારી જાતને જોતાં હું ઓળખી શકયો નહિ એટલી બધી અશક્તિની છાયા શરીર ઉપર પડી હતી.

૧૫મી ઑગસ્ટે ઉવેરે. પથારીમાં પડ્યાં પડ્યાં જ સફરજન ખાધું—ભૂખ તો કકડીને લાગી હતી. ત્યારપછી ખોરાક પેટમાં ટકવા માંડ્યો. સારા થઇ ગયા પછી ખબર પડી કે સ્ટીમર પર ઘણા મુસાફરો માંદા પડી ગયા હતા. આ વખતની ઋતુ ત્રણ દિવસ માટે ખરેખર બધાને ભારે પડી હતી.

૧૭મીએ સવારે ૩ વાગે એડન પહોંચ્યા. બાબુભાઇ વગેરે સ્ટીમર પર આવ્યા હતા. લગભગ આખી રાતનો ઉજાગરો એમને થયો હતો! મળ્યા ત્યારે બિચારા એટલા સરળ કે પોતાની આખી રાતની આપત્તિ મને કહી સંભળાવી. એ લોકો સવારે છએક વાગે આવશે એવી આશા રાખતો હતો. ૧૧ વાગે સ્ટીમર ઉપડવાની હતી; એટલે ૩ા વાગે બાબુભાઇ સાથે કિનારે પહોંચી ગયો. અને એમની કારમાં એડનથી ૨૨ માઇલ દૂર હિંદીઓની ધર્મશાળા છે ત્યાં અમે ગયા. ત્યાં વનસ્પતિનાં દર્શન થયાં.

જ્વાળામુખી પર્વત સમુદ્રની સપાટી પર બહાર આવી ગયો છે તેના પર વસાવેલું શહેર એડન છે. મુકામ એ પ્રદેશ અરબ્બી અને લાલ સમુદ્રના મિલનની જગોએ આવેલો હોવાથી જળમાર્ગ તરીકે વણો જ ઉપયોગી અને દરિયાઇ થાણા તરીકે તેથી પણ વધારે ઉપયોગી હોઈ અંગ્રેજોએ હિંદ તરફ—એશિયા તરફ—જવાના જળમાર્ગ ઉપર જીબ્રાલ્ટર, માલ્ટા, સાઇપ્રસ, સ્વેઝ કનાલ એમ પોતાના દરિયાઇ લશ્કરના મથકોમાનું એક એડનને પણ બનાવ્યું. પાણી અને વનસ્પતિ વગરની આ ટેકરાટેકરીવાળી જગોને અંગ્રેજોએ પુષ્કળ પુરુષાર્થ કરીને ખીલવી છે. પણ બધી જ ખીલવણી અંગ્રેજોએ કરી છે એવું નથી. તદ્દન શરૂઆતમાં મુંબઇના કચ્છ અને કાઠિયાવાડના વેપારીઓએ એડનના વેપારનો વિકાસ કરેલો છે. એડન ૧૯૨૬ સુધી મુંબઈના ગવર્નરની સત્તા નીચે હતું. તે પછી લડાઇ પછી અને ખાસ કરીને તેવનો ઇજારો અંગ્રેજોના હાથમાંથી જતો રહ્યો અને હિંદ સ્વતંત્ર થયું ત્યારથી અંગ્રેજોએ એડનને પોતાનું બનાવવાના પ્રયત્નો શરૂ કરી દીધા છે. હિંદીઓને એડનમાંથી ખાતર કરવાની નીતિ પણ અખત્યાર કરી છે. અત્યારે એડનની આજુબાજુ ૭૫ ચોરસ માઇલ જમીન અંગ્રેજોએ જૂના જૂના આરબ શેખો પાસેથી મેળવી છે અને ૧૦ માઇલ દૂર તદ્દન નવી 'રીફાઇનરી'—તેલને શુદ્ધ કરવાનું કારખાનું—એમણે શરૂ પણ કરી દીધી છે.

વાડીની જગા શાંત અને શિતળ હતી. શહેરનો ભાગ જ્વાળામુખીના ખાડામાં આવેલો હોઇ તેને 'crater' ક્રેટર કહે છે. ટેકરી પરના ખડકને દારૂગોળાની સુરંગો મૂકીમૂકીને કાપી નાખ્યો છે અને લશ્કરી બચાવ માટે અગત્યે રસ્તો ગોઠવી દીધા છે, અથવા ચોગમ માર્ગ બનાવ્યા છે. એડન શહેર આબાદ થતું જાય છે અને વિસ્તારમાં વધતું જાય છે. રાજકીય સત્તા માટે અંગ્રેજો એક કાઉન્સિલ નીમવાની યોજનાનો અમલ કરવાના છે અને એ કાઉન્સિલની પાછળ રહીને, અને

આગળથી પણ, અંગ્રેજો પોતાની નીતિનો અમલ કરવા ધારે છે મોટા ભાગનો વેપાર હિંદીઓએ જમાવ્યો છે, લશ્કરી થાણા અંગ્રેજોએ પોતાના હાથમા રાખ્યા છે માતાનુ મંદિર પણ હિંદીઓએ એક સારી ટેકરી પર બાંધ્યુ છે હિંદી અને આરબો વચ્ચેનો સંબંધ પણ સારો છે

અહી પણ મિશનોએ પોતાના થાણા જમાવ્યા છે

એક પાર્સલ પોસ્ટ મારફત રવાના કરીને બજારમા થોડુ ફરીને જોયુ મગનભાઇ પટેલને બેસ્ટ ઍન્ડ કંપનીની ઑફીસમા મળ્યો એમણે એક કાગળ લંડનની ઑફીસ ઉપર આપ્યો રીપી તો અત્યારે આમા દાનમા નોકરી કરે છે એ ખબર પણ મળ્યા

રાત્રે અમે સ્વેઝ કેનાલમા દાખલ થયા માનવની શક્તિનો પ્રકૃતિ અને પરિસ્થિતિ ઉપર કેટલો સંપૂર્ણ વિજય હોઇ શકે છે તેના થોડા ઉદાહરણોમાનુ એક સ્વેઝ કેનાલ છે પહેલા આ બે સમુદ્ર વચ્ચે સીધો વહાણોનો વ્યવહાર ન હતો પરિણામે વખત વધુ જતો, અને પૈસા ખૂબ ખર્ચવા પડતા બહુ જુના કાળમા કદાચ બન્ને સમુદ્રો જોડાયેલા હશે પણ એ ખાડી પૂરાઇ ગયેલી હોવી જોઇએ હવે તો સ્વેઝ કેનાલ સાધારણ થઇ પડી છે એટલે લોકોને એની પાછળ માનવની યોજના શક્તિ, શોધક શક્તિ સંચયશક્તિ વગેરેનો વિજય—પ્રકૃતિ કે પરિસ્થિતિની સામેના યુદ્ધમા—રહેલો છે તે ભાગ્યે ધ્યાનમા આવે છે આજે મુસાફરો સ્વેઝ કેનાલ સ્વાભાવિક હોય એમ એનુ અસ્તિત્વ સ્વીકારી લે છે

પરંતુ એ વિજય સિદ્ધ કર્યા પછી, એની પાછળ, ઘણા કોયડાઓ પણ ઊભા થાય છે પ્રથમ તો, આ સ્વેઝ કેનાલ સતત વપરાય એવી સ્થિતિમા નાખવા માટે માણસોનુ એક આખુ લશ્કર નાખવુ પડે છે, અને ત્યાંની મશિનરી પેઠે એ લોકો પણ યાંત્રિક થઇ જવા જોઇએ, નહિ તો કામ કેવી રીતે ચાલે? એટલે એ કાર્યમા માનવતા બહુ ઓછી થઇ જાય છે બધાં કાર્યોમા આર્થિક દૃષ્ટિ જ મુખ્ય બને છે

૨૨મીએ સવારે પોર્ટ સૈયદ પહોંચ્યા

એ લાખની વસ્તીવાળું આ આધુનિક બાંધણીનું શહેર કોઇપણ પ્રકારના વ્યક્તિત્વ વગરનું વર્ણસંકર શહેર છે. માનવ સંસ્કૃતિનાં અધમ તત્ત્વોના પ્રદર્શન જેવું એ થઇ રહ્યું છે. ઇજીપ્તની સરકાર પોતાની સત્તા જમાવવા અહીં પ્રયત્ન કરી રહી છે અને ઘણે અંશે સફળ થતી જણાય છે. ગોડાઉનો, રસ્તાઓ, હોટલો, દુકાનો, દુનિયાના કોઇપણ શહેરના જેવી અહીં જોવા મળે છે. અંગ્રેજ લશ્કરનું થાણું અને સરંજામ પણ અહીં છે. ઓસ્ટ્રેલિયનોએ અહીં પોતાનું સ્મારક મૂક્યું છે; ફ્રેન્ચ એન્જીનિયર લેસેપનું પૂતળું પણ દરિયા કિનારે છે. સ્વેઝ કેનાલ બનાવવાનો યશ ખરું જોતાં ફ્રાંસને ભાગે જાય છે. પણ આર્થિક ચાલબાજીમાં ફ્રાંસને થાપ આપીને કંપનીના શેરો અગ્રેજોએ હાથ કર્યા, ઇજીપ્તે પોતાની સત્તા ગુમાવી અને અગ્રેજો પોતાની વધુ મતિને લઇને સ્વેઝ કેનાલના શાસક જેવા બન્યા.

પણ આજે હવાઇજહાજ અને એટમ બોમ્બના શોધના જમાનામાં, હવે સ્વેઝનો ઉપયોગ વેપાર અને આવજાના સાધન કરતાં વિશેષ રહ્યો નથી. એટલે આનરરાષ્ટ્રીય સત્તા નીચે સ્વેઝ અને એવા માનવજાતિને સમગ્રને ઉપયોગી માર્ગો આવે એ વધારે ઇષ્ટ છે.

સુંદર દરિયા કિનારો અહીં મુંબઇની ચોપાટીના જેવો ગોળાકાર લે છે, અને ત્યાં નહાવાની બધી સગવડ કરવામાં આવેલી છે. કિનારા પર જ જમીનથી ચારપાંચ ફીટ ઊંચા લાકડાના થાંભલાઓ ઉપર, હવામાં અદ્ધર,—સંખ્યાબંધ ઘરો છેલ્લી લડાઇમાં તાત્કાલિક ઉભાં કરવામાં આવ્યાં હતાં. એવા ઘરોની વ્યવસ્થિત શેરીઓ પાડવામાં આવેલી છે અને હજારો અંગ્રેજો અને મિશ્ર લોકો એ ઘરોમાં સ્થાયી રહે છે.

ગામમાં ઇજીપ્ત અને આરબ લોકો તરફથી એક મસીદ બાંધવામાં આવી છે તે જોઇ. ઇટલીનો આરસપહાણ એમાં વપરાયો છે અને મોટા ઝુમ્મરોમાં ઇલેક્ટ્રીક દીવાઓ થાય છે. નીચે ઇરાનના ગાલીચા પાથરવામાં

આવ્યા છે. એ બધા વૈભવ અને ઠાઠમાઠમાં ધાર્મિક વાતાવરણ મુદ્દલે જોવામાં આવ્યું ન હતું. પાસેજ એક કેથોલીક ધર્મનું ચર્ચ પણ છે. આખરે સ્વેઝની નહેર પર મોટર અમને લઈ ગઈ ત્યારે કાંઈક સારું લાગ્યું. સ્વેઝની નહેર ૧૦૦ માઈલ લાંબી છે અને એને સમાન્તર ડામરનો એક રસ્તો કરવામાં આવ્યો છે. રેલવે પણ સ્વેઝ અને કેરો વચ્ચે દોડે છે. આ બધી આવજા કરવાની વ્યવસ્થાને ચાલુ રાખવી તે એક જબરૂં કામ છે. એના સીમસો, માટી કે રેતી નહેરમાંથી સતત ખોદીને કાઢવા માટેનાં જબરાં ડ્રેજરો, એકથી બીજી બાજુ જવાના પૂલો, સમારકામ માટેનાં સાધનો તથા દિનપ્રતિદિન પ્રગતિ કરી રહેલી ભૌતિક શોધખોળો અનુસાર કરવાના ફેરફારો—આ બધું કરવા માટે સંખ્યાબંધ માણસો, સંગઠન અને ભારે ખર્ચ કરવાની ફરજ પડે છે.

પોર્ટ સૈયદના વેપારીઓ આપણા દિલ્હીના અસલના વેપારીઓને ટપી જાય એવા છે. કોઈ પણ વસ્તુની કિંમત નક્કી થયેલી હોતી નથી. ઘરાક આવે તેને જોઈને તે પ્રમાણે કિંમત કહેવાનો રિવાજ છે. ઘરાકો પણ જાણતાં હોઈ માગેલી કિંમત કદી આપતા જ નથી! રંગબેરંગી ભાષામાં ભાવની રકઝક દરેક દુકાનમાં દરેક ઘરાકની ચાલુ જ હોય—જ્યારે સ્ટીમર બારામાં આવે ત્યારે. પૈસા મૂકવાનું ચામડાનું એક પાકીટ લેવાનો મેં વિચાર કર્યો ૧૫ શિલિંગથી શરૂ કરીને ૭ શિલિંગે આપી ગયો અને મારા મિત્રે કહ્યું કે "તમે એક શિલિંગ વધારે આપ્યો!"

સ્ટીમરના ડેક પરથી મુસાફરો નીચેની જમીન પર અથવા તો હોડીમાં (પાણી પર) વેચવા આવનાર વેપારીઓ સાથે સોદો કરે છે તે દશ્ય સૌથી વધારે રમૂજી હોય છે. બન્ને બાજુએ બૂમો પાડ્યા સિવાય વાતચીત થઈ શકે તેમ હોતું જ નથી. વેપારીને અમુક માલ બતાવી ડેક ઉપરથી ઘરાક કિંમત પૂછે. કિંમત સાંભળીને ઘરાક 'ના' પાડે; પછી પાછી રકઝક શરૂ થાય. તેમાં જેવો મુસાફર અને જેવો વેપારી!— આખો વાર્તાલાપ રસિક પણ બની જાય!

નમૂનો:

"That camel, what do you want for it?" "પેલા ઊંટની શી કિંમત છે?"

"Fifteen bobs." "પંદર શિલિંગ્સ."

"How many for fifteen bobs?" "પંદર શિલિંગમાં કેટલા ઊંટ?"

"One." "એક."

'You can buy a real one for the price!" "એટલી કિંમતમાં તો સાચું ઊંટ મળે!"

"Now come, you want to sell and I want to buy." "ચાલ, તારે વેચવું છે ને મારે લેવું છે."

"You tell the price." "તમે કિંમત કહો"

"Three bobs That is quite fair." "ત્રણ શિલિંગ —તદ્દન વાજબી છે!"

"You are cruel. Look at the camel! you are hard, sir" "તમે તો પથ્થર જેવા છો. ઊંટ તો જુવો કેવું મરમ છે!"

"Alright, you want to sell, I want to buy So you, come down and I go up" "વારુ, તારે વેચવું છે ને મારે લેવું છે, એટલે તું નીચે ઉતાર અને હું ઉપર ચડાવું."

"Alright" "વારુ."

"How much?" "કેટલા પૈસા?"

"Come, twelve bob" "બાર શિલિંગ"

"Four bobs." "ચાર શિલિંગ"

"No Sir. That is too little." "ના સાહેબ, એ તો બહુ થોડુ."

"Alright, what do you want for all the three camels?" "વારુ, ત્રણે ઊંટની સામટી કેટલી કિંમત?"

'One pound and 10 shillings" "એક પાઉન્ડ ને ૧૦ શિલિંગ"

"That is too much—12 alright, 15 shillings" "એ તો બહુ વધારે છે—ચાલ બાર વારુ, પંદર શિલિંગ"

"You have your mother in-law?" "સાહેબ, તમારા સાસુ છે!"

"No I am your father" "ના, હુ તારો બાપ છુ'

"Sir, I have got four wives at home" "બાપ ઘેર ચાર પત્નીઓ છે"

"You are a pig!—Now come, how much you want for all the three—Last price 1 £ for all the three" "તુ ડુક્કર છે! ચાલ, ત્રણેને માટે કેટલા લેવા જોઈએ છે—ત્રણેનો એક પાઉન્ડ!"

અહીં મુખ્યત્વે ચામડાનો સામાન, બેગ, સુટકેસ, થેલી તથા મૂલ્યવાનુ પાકીટ મેમસાનુ બેગ આસન, ગાલીચા, ઝુમ્મર વગેરેથી માંડીને નારંગી જેવા ફળ પણ વેચાય છે. ઇંગ્લૅન્ડમા રહેતાં સોંઘાથી ચામડુ સાધુ પણ હોય એમ લાગે છે પણ અહીંના લોકોનુ કામ બહુ સારુ કે ટકાઉ લાગ્યુ નહિ

પોર્ટ સૈયદથી લગભગ ૬ નિગમન થઈને પાછા ફર્યા. આ ગામનુ પોતાનુ કાંઈ વ્યક્તિત્વ નથી. એના વ્યક્તિત્વ વગરના શહેરમાં, Cosmopolitan spirit, આખા જગતની નાગરિકતાના સંસ્કાર હોય

તો આપણને ખોટ લાગે નહિ પણ અહીં તો સાર્વજનિક બદના સવા અવગુણો અને બદીઓનું સંગ્રહસ્થાન જ જાણે હોય એમ આપણને લાગે આખું ગામ સવારથી સાંજ કોઈની પાસે પૈસા કેમ પડાવવા એનો જ વિચાર, એનો જ વ્યવહાર કરે છે! સંસ્કારિતા કે સભ્યતાનું તો નામનિશાન પણ અહીં દેખાતું નથી

સ્વેઝ કેનાલ પસાર કરતાં બાર કલાક લાગે છે વચમાં બે તળાવો પણ આવે છે સ્ટીમરને રસ્તો બતાવવા માટે બન્ને બાજુએ 'બૉયઝ' —લોઢાના તરતા નિશાનો—રાખવામાં આવ્યાં છે, જેથી સ્ટીમરને પૂરતી ઊંડાઈ (પાણીની) મળી રહે સ્ટીમરો બન્ને બાજુ આવજા કરી શકે તેને માટે પણ વચમાં પાણીની નહેરો કાઢીને સ્ટીમરોને વાટ જોવાની સગવડ કરવામાં આવી છે

પોર્ટ સૈયદ પછી અમારે હવે છેક ઇંગ્લેંડ જ અટકવાનું થશે પોર્ટ સૈયદ પછી ભૂમધ્ય સમુદ્ર અમારે માટે ઘણો શાંત હતો,—લગભગ વિશાળ સરોવર જેવો ઋતુ પણ ઘણી સારી હતી હું રોજનું કામ પણ કરી શકતો

સ્ટીમરની ટિકિટ મને મળી ત્યારે મને એનું નામ 'કાર્થેજ' જાણે પરિચિત હોય એવું લાગ્યું હતું પણ એના ઉપર ત્યારે ધ્યાન આપી શકાયું ન હતું સદ્ભાગ્યે દિવાકરનું લખેલું 'મહાયોગી' પુસ્તક મારી પાસે હતું તે કાઢીને જોયું તો જણાયું કે ૧૮૯૩માં શ્રી અરવિંદ જે સ્ટીમરમાં હિંદ આવ્યા હતા તેનું નામ 'કાર્થેજ' હતું! આનંદ અને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક હતું સ્ટીમર પરના અધિકારીઓને કાર્થેજ વિશે પૂછ્યું એમાંના એક નાવિક ઑફીસરે પી એન્ડ ઓ કંપનીની આગબોટોની નોંધ અને ઇતિહાસની છાપેલી ચોપડી જોવાને સૂચના કરી સ્ટીમર પર જે પુસ્તકાલય હતું તેમાં સદ્ભાગ્યે એ પુસ્તક હતું

કાઢીને જોયું તો સ્પષ્ટ થયું કે 'કાર્થેજ' પહેલું વહાણ ૧૮૮૧માં તૈયાર થયું હતું. અને ૧૯૩૧માં એને ફરીને નવું જ બનાવ્યું હતું

આ વસ્તાને કોઈ અકસ્માત કહે અથવા તો કલ્પનાની ગણે પરંતુ હું એને એ પ્રમાણે ગણી શકતો નથી. આના પહેલા ૧૯૫૩માં જ્યારે હું આફ્રિકા ગયો ત્યારે જ્યાંથી એડિને મોમ્બાસા પહોંચ્યો હતો — જે દિવસે શ્રી અરવિંદ પોંડીચેરી પહોંચ્યા હતા! જે આગબોટમાં ૧૮૯૩માં શ્રી અરવિંદ હિંદમાં આવ્યા હતા તે જ નામની નવી આગબોટમાં હું ઇંગ્લૅન્ડ ગયો!

અંતર જગતમાં પણ કોઈ યોજના શા માટે ન હોય?

સમાજના જુદા જુદા થરમાંથી આવેલા — થોડા અંગ્રેજોને મળતો — (નોકરીયાત વેપારી, ખાસ જ્ઞાનવાળા — વિષયના તજ્જ્ઞો હવાઈ જહાજના પાઇલોટ મોટી જમીનોના મૅનેજરો વગેરે)

એમનું માનસિક ધોરણ મધ્યમ ઉતરતા પ્રકારનું હોય એ સ્વાભાવિક છે. એમને જીવન વિષે પ્રશ્નો થતા જ નથી. જીવનમાંથી મોજમઝા મળે એટલું એમને માટે બસ છે. રોજના કામમાં એ લોકો મશગૂલ છે ખાવાનું પીવાનું નાવાનું, રમવાનું નાચવાનું વગેરેમાંથી પરવારે તો વિચાર કરવાનો વખત મળેને! અલમસ્ત એ લોકો જીવનમાં, એમને જે જીવનની વાસ્તવિકતામાં માને છે પણ જીવન સિવાય જીવનની આગળ કે પાછળ કોઈ વાસ્તવિકતા છે એમાં નથી માનતા જીવન જીવવાનું મુખ્ય ભાથું 'પૈસો' છે એટલે પૈસો મેળવવા પાછળ એમની બધી પ્રવૃત્તિ કેન્દ્રિત થયેલી છે મારી જોડે વાતમાં એક મનાલાથી આવેલા અંગ્રેજે કહ્યું તે આધુનિક યુરોપના માનસને આમેહૂબ જૂ કરે છે —

'You must sell everything, find a market for anything you have Even the Oxfordman must sell his wares' ખરું છે જગત એક બજાર છે જીવન પણ બજાર જ છે!

૨૪મીએ (ઑગસ્ટ) અમે માલ્ટા ટાપુ પાસે થઈને ગયા આફ્રિકાનો કિનારો દેખાતો હતો ગઈ રાત્રિના ઠેક ઉપર સી

બોલ હતો. જાતજાતના પહેરવેશો, બનાવટી ગોઠવણો, શરીરનાં સુશોભનો તથા રંગ પાઉડરની બનાવટો કરવામાં આવી હતી. એક હિંદુ રાજાનો વેશ પણ હતો, એક અંગ્રેજ છોકરી પંજાબી લેબાસમાં આવી હતી, અંગ્રેજ દંપતી મલાયાના પહેરવેશમાં હતું, એક છોડી કાળી હબસી, કોઈ આરબ, કોઈ ગ્રીક દેવી કે દેવ, કોઈ નાવિક બન્યો હતો, કોઈ ગાલીચાનો વેપારી પણ હતો ૯। થી ૧૧ સુધી નાચ ચાલ્યો.

આવા સામાજીક નાચ વિષે જૂદા જૂદા અભિપ્રાયો આપણે સાંભળીએ છીએ. એ બધામાં એક વાત નક્કી છે કે સમાજને પ્રાણની શક્તિથી પ્રચૂર રાખવામાં આવા નાચ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. જીવનનો ઉત્સાહ અને ઉલ્લાસ તથા એ ઉલ્લાસ અને આનંદ મળે એ માટેની પરિસ્થિતિ ઉભી કરવામાં આ નાચ જેવી પ્રવૃત્તિઓનો એ લોકો ઉપયોગ કરે છે. એમાં સમાજની જૂદી જૂદી વ્યક્તિઓ વચ્ચે એક પ્રકારની નિર્મુક્ત, નિખાલસ પ્રાણની આપ લે થાય છે, મરજીયાત મિલન થાય છે,—એ વસ્તુઓ જાતિની કે પ્રજાની એકતા જાગ્રત રાખવામાં ઘણી ઉપયોગી છે એનાથી નીતિના ધોરણો નીચાં પડવાનો સંભવ અને ભય રહેલો છે એ ખરૂ, પ્રાણશક્તિનાં અધો-આકર્ષણ એમાં ફાવી જાય એમ છે એમ પણ આપણને લાગે—પરંતુ એ નિર્બળતાઓ તો આખી માનવજાતિમા બધે જ આપણે જોઈ શકીએ છીએ. નાચ કરનારાઓમા કેટલીક સ્ત્રીઓ ૪૦ વર્ષ ઉપરની હતી અને છતા પ્રમાણમાં લાંબા વખત સુધી નાચી શકતી હતી! આપણી સ્ત્રીઓમા ૪૦ની ઉમર પછી એ જોમ જોવામા આવતુ નથી—અલબત્ત, અપવાદો તો હોવાના. એનુ એક કારણ એમના પ્રાણમાં ઉત્સાહ ઓસરી ગયેલો હોય છે અને વધારામા શારીરિક શક્તિ પણ હોતી નથી. કેટલાક પુરૂષો નાચમાં જોડાયા ન હતા, જ્યારે એમની સ્ત્રીઓ જોડાઇ હતી. જ્યારે એનાથી ઉલટું પણ જોવામાં આવતું.

જીવનની બધી ભારેખમ જવાબદારીઓ બાજુ પર ફેંકી દઇને

નવું જીવન જીવવાનો આનંદ ભોગવવા, ગંભીરતાને બાજુએ નાંખીને જીવનનો આનંદ માણવો અને પોતાની જાતને પ્રાણના મોજાંને પૂરેપૂરી અર્પણ કરી દેવી એ પણ કોઈવાર લાભદાયક વસ્તુ હોઈ શકે છે એ પ્રમાણે કરતાં માનવના જીવનમાં પ્રાણની ભરતીનું બળવાન મોજું પ્રવેશ કરે અને સમાજને પણ સમર્થ બનાવે એ સંભવિત છે

સમાજના દરેક રિવાજ અને રૂઢિમાં અનિષ્ટ તત્ત્વો હોય છે જ — નિરાશાઓ, શિથિલતા, ઉછાંછળાપણું, વગેરે. ભાગ લેનાર વ્યક્તિ નિર્બળ કે અસાત્ત્વિક હોય તો એને પરિણામે નૈતિક પતન કે જાતીય શિથિલતા આવે

ગ સાત મજલા જેટલી ઉંચાઇવાળી પાણીમાં તરતી એક મોટી ચાલ જ હતી. ઉપરના વજનને લઇને લોઢાની પ્લેટો ‘કચડ, કચડ’ કરતી ડેક ઉપર વપરાયેલી લાકડાની ચીપો લાકડાના ખીલા વડે જરા પણ ખસે નહિ એવી રીતે ચોડવામાં આવી હતી. આગબોટ જ્યારે ઝોલા ખાય, અથવા બાજુ પર આમથી તેમ આળોટે ત્યારે એ લાકડાં એ પ્રમાણે મજબૂત રીતે ચોડ્યા ન હોય તો બહાર નીકળી આવે! જમવાની, પાણીની, ના’વાની, ધોવાની—સમગ્ર જીવનની બધી જ આધુનિક ઢબની વ્યવસ્થા આગબોટમા હોય છે. આગબોટને પૂર્ણતાવાળા કામનો નમૂનો ગણી શકાય. એમા પાછાં બચાવના સાધનો—લાઇફ-બોટ લાઇફ બેલ્ટ, રેડીયો વગેરે તો ખરા જ.

માણસો આગબોટ ઉપર નિશાળીનાં બચ્ચા જેવા કેટલીકવાર બની જાય છે. આખો વખત રમતગમત, દોડાદોડમા જ ગાળે! એક વખત તો આગબોટ ઉપરના બધાં બાળકોનો ‘ફેન્સી ડ્રેસ’ થયો હતો—તે ઘણો જ આનદ આપે તેવો હતો

અમારી સાથે ચાર પાચ હિંદી નૌકાદળના ઑફીસરો હતા તેમાંના કેટલાક હિંદની કીર્તિને જેમ આપતા હતા એમ કહેવુ મુશ્કેલ છે અલબત્ત, જુવાનીયા હોઇ એમની પાસેથી નૌકાદળ વિષે પૂરેપૂરૂ અદ્યતન જ્ઞાન પ્રાપ્ત કરવાની ધગશની આપણે આશા રાખીએ, પણ એમનાં મન તો પોતાના ખાતાના નિયમો અને પ્રમોશનમા જ પૂરાયલાં જણાયા

જીબ્રાલ્ટર પસાર કરતી વખતનુ દૃશ્ય જોવા જેવુ હતુ મને તો એડનની સાતથી પણ વધારે જ્વાળામુખીની ચડતા ઉતરતી ટેકરીઓ પસાર કરી તે વખતે એક આધેડ અંગ્રેજ મહિલાનુ ચિત્ર યાદ રહી ગયું હતું તે અહી પાછુ તાજુ થયુ. કોઈ રાણીની અદાથી એ મહિલા એડનની ટેકરીઓ અને તેના ઉપર અંગ્રેજોએ વસાવેલા શહેરને અને લશ્કરી થાણાંઓને જોઇ રહી હતી. એની નજર પરથી જોઇ શકાતુ

કે પોતાની પ્રજા માટે,—એણે મેળવેલા સામ્રાજ્ય માટે એના મનમાં કેટલું ગૌરવ એ અનુભવી રહી હતી! જિબ્રાલ્ટર વખતે પણ એ જ દૃશ્ય પાછું જોવા મળ્યું! સ્પેનનો કિનારો અને લશ્કરી ભરતી સામગ્રીથી સજ્જ જિબ્રાલ્ટરના કોરી કાઢેલા ખડકને સમુદ્રમાંથી જાણે ઊંચો ઊંચો થતો જોયો. પાણીની તંગી દૂર કરવા માટે ધુમ્મસ તથા વરસાદનું મીઠું પાણી એકઠું કરવા માટે ખડકની એક બાજુને સપાટ લીસી બનાવી દીધી છે તે પણ આગબોટમાંથી જોઈ શકાતું હતું. હવાઈ જહાજ ચઢ જનાર, ફેરીઓ પણ અડી લાગર્યાં હતાં. બીજી નૌકાઓની મોટરો પણ હતી.

સિંગાપુરનો એક અંગ્રેજ ઑફિસર મળી ગયો. સિંગાપુરમાંની હિંદી વસ્તી માંહોમાંહે લડે છે, બે પક્ષો પડી ગયા છે તે એકઠા થતા નથી વગેરે ફરિયાદ કરી. મલાયાનો એક ચાઇનીઝ જેવો માણસ મળ્યો તે પણ એવા પ્રકારની ફરિયાદ કરતો હતો. એ સંસ્થાનોમાં વર્તમાનપત્રો હિંદીઓના હાથમાં છે, તામીલ ચેટ્ટીઓની વસ્તી વધારે છે વગેરે જાણવા મળ્યું. હિંદ બહાર વસતા હિંદીઓએ તે દેશના નાગરિક તરીકે રહેવાની ટેવ પાડવી જોઈએ. હકની માગણી કરીએ તેમ ફરજ સમજવાની પણ આપણે માથે આવે એ સ્વાભાવિક છે.

સગવડવાળાં જણાયાં.) બધી વિધિ પતાવીને અમે તો ઉતરવાને તૈયાર થઇ ગયા, પણ હજી સામાન ઉતર્યો ન હતો એમાં ત્રણ કલાક લાગી ગયા. સવારે નવને બદલે બપોરે ત્રણેક વાગે અમે ઉતરી શકયા.

ઉતરવાનું મોડું થયું એટલે આગબોટની કંપનીએ બપોરનું ખાવાનું આપવાની સગવડ કરી. પણ મને ખાવાની રૂચિ હતી નહિ. વહેલી સવારથી જ નહિ પરંતુ ઇંગ્લેંડનો કિનારો દેખાવા લાગ્યો ત્યારથી મારું મન કોઇ જૂદા જ કાર્યમાં લાગી ગયું હતું. કોઈ સુવર્ણજ્યોતિ ઇંગ્લેંડના વાયુમંડળનો સ્પર્શ કરતી હતી—ઇંગ્લેંડના માનસને કેવા પ્રકારે સ્પર્શ કરશે, કેવું સ્વરૂપ લેશે, ઇંગ્લેંડના માનસમાં એવી કોઈ પરમ સત્યની પ્રાપ્તિની અભીપ્સા જાગશે કે નહિ વગેરે પ્રશ્નો મારા ન્યૂન મનમાં જાગતા હતા. પરંતુ ઊંડાણમાં શ્રી અરવિંદ અને ઇંગ્લેંડ એ જ વસ્તુઓ હતી. ચારે બાજુથી ખૂબખૂબ વિરોધ અને બંધ દ્વાર જ્યાં કોઈ જ્યોતિર્મય પુરૂષ એ ધુંધળી અવસ્થા ઉપર પોતાની સુવર્ણ-જ્યોતિ રેલી રહ્યો છે એમ જણાયું, છતાં એક સાહસ ખેડવાની અને એના પરિણામ વિષે અનિશ્ચિતતાની લાગણી પણ મને થતી હતી. આ જ સ્થળે કદાચ સને ૧૮૭૯માં શ્રી અરવિંદ સાત વર્ષના બાળક તરીકે આવ્યા હશે—એમણે પણ આ વિરાટ પાટનગર પહેલીવાર જોયું હશે. ઇંગ્લેંડ દેશને એક યાત્રાના સ્થાન તરીકે જોવો તે એક હિંદીને માટે ખાસ કરીને વિચિત્ર લાગે એવો અનુભવ છે. આગબોટ પર મિથ્યાભિમાની બડાશખોર મલાયાનો એક અંગ્રેજ મળ્યો હતો, તો ઑક્સફર્ડનો એક સ્નાતક અને એની પત્ની તથા બાળકી એ ત્રણનુ શાંત સંસ્કારી કુટુબ પણ હતુ ને? એ લોકો શાંત, સભ્ય, થોડાબોલા હતા પણ તમને પાછા હડમેલતા ન હતા. એટલે ઇંગ્લેંડમાં એક જ પ્રકારનું ઇંગ્લેંડ છે એવું નથી. હું ઇંગ્લેંડના ગહનતમ આત્માને સાદ કરતો હતો,—જ્યોતિર્મય સત્ય માટે એના અંતરનાં દ્વાર ઉઘડે એમ વાંછતો હતો. શ્રી અરવિંદની ૧૪ વર્ષની નિવાસભૂમિ એમના સત્ય માટે થોડે ઘણે અંશે પણ તૈયાર થવી જોઇએ એવી આશા હું રાખતો

અહીંના લોકોનું જીવનધોરણ ઘણું ઉંચું છે એ હકીકત પહેરવેશ વગેરેથી આપણી નજરે ચડે છે. દરેક માણસને પહેરવાનાં કપડાં છે અને પુષ્ટિકારક ખોરાક પણ મળતો હોવો જોઇએ એમ આપણે જોઇ શકીએ છીએ. ગરીબ વર્ગના માણસોને પણ બીજા દેશના મધ્યમ વર્ગને હોય છે તેના કરતાં વધારે સગવડો અહીં મળે છે. જનસાધારણ—પ્રજાનો મોટો ભાગ—પ્રાણની ભૂમિકા પર રહેતો જણાય છે અને એમાં સંતુષ્ટ પણ છે એમાં જે કાંઈ અનુભવો મળે,—જે સુખ કે દુઃખ મળે,—તે સ્વાભાવિક, અને અનિવાર્ય ગણવાને ટેવાયેલો છે. ચારે બાજુ એટલું પેટ્રોલ વપરાય છે, એટલી વીજળીની શક્તિ પેદા થાય છે કે આપણને શરૂઆતમાં લાગે કે આપણે શ્વાસમાં પેટ્રોલ લઈ રહ્યા છીએ શરીર જાણે એક પ્રકારની ગરમી અનુભવે છે

અહીંનું સામૂહિક જીવન—સમૂહજીવન—એ પ્રકારે ઘડાયું છે કે સામાન્ય વ્યક્તિને પોતે ઉત્પન્ન કરેલા શક્તિના વમળમાં તે ખેંચી જાય છે. ભૌતિકશાસ્ત્રની શોધખોળોનો લાભ લઈ સમૂહ જીવનમાં એનો પ્રયોગ કરીને શક્તિનો પ્રચંડ વમળ ઉત્પન્ન કરવામાં આવ્યો છે. પ્રજાજીવનના જરૂરી અંગો, જેવાં કે રક્ષણ, ગતિ, આપલે, આવજા, પ્રકાશ વગેરે—સાથે એ શક્તિનો પ્રચંડ પ્રવાહ જોડાયેલો છે એ પ્રવાહને વહેતો રાખવા માટે મધ્યમવર્ગ માણસોને પણ યંત્રના જેવા યાંત્રિક બનવાની ફરજ પડે છે આ ગતિના વેગનો આનંદ—યુવાવસ્થામાં ખાસ કરીને—ભોગવી શકાય છે અહીંના ઘણા લોકો એ ગતિના વેગવાન વમળનો આનંદ ભોગવે પણ છે પણ યુવાવસ્થા પછી જીવનમાં ગતિનો આવેગ—આધિ-ગતિનો—વેગ અટકાવવો મુશ્કેલ થઈ પડે છે વધારામાં જીવન કેવળ ગતિ, કેવળ વેગ જ છે એ પણ સાચું ક્યાં છે? જીવનમાં ગતિ, વેગ વગેરે વિકાસ સાથે, વૃદ્ધિ સાથે, સમુત્ક્રાંતિ સાથે જોડાયેલાં હોય તો સાર્થકતા પ્રત્યે લઈ જાય છે. નહિ તો, નિરુદ્દેશ ગતિ અને તેનો વેગ અર્થહીનતાની જ પ્રતીતિ આખરે લઈ આવે છે અને ત્યારે એ અનુભવ

થાય છે ત્યારે ભૂલ સુધારવાનો સમય વહી ગયો છે એમ લાગે છે જ્યા સુધી શારીરિક શક્તિ હોય છે ત્યા સુધી આ ગતિમા અને એના વેગમા માણસ આનદ લઈ શકે છે કોઈ વિશાળ સીનેમામા ચાલતી ફીલ્મની માફક અહીં સમૂહજીવન ચા'યા કરે છે—એની ગતિ સિનાયની સાર્થકતા, પ્રજાકીય જીવનની સાથે પ્રજાના આર્થિક તત્રની સાથે જોડાયની છે એ આપણે જોઈ શકીએ છીએ પ્રજાના અતરાત્માનો કોઈ આધ્યાત્મિક મ'ત્ર પ્રત્યે વિકાસ થતો જણાતો નથી—પરતુ સગઠન, શિસ્ત પ્રાણશક્તિનો જુવાળ સમૂહજીવનની જાગ્રત પ્રાણમય ચેતના—પ્રજાકીય ચેતના—વગેરે સારા પ્રમાણમા જણાય છે આપત્તિ કે મુશ્કેલીના સમયમા એ સમૂહ ચેતના અસાધારણ એકતા, સગઠન અને અસરકારક ક્રિયાશીલતા પ્રગટ કરી બતાવે એટલી સમર્થ છે જર્મન પ્રજાના હવાઈ ઢુમલાના હુમનાઓ સામે આ પ્રજાએ અસાધારણ હિમત અને ઠડી શિસ્ત બતાવ્યા છે પરતુ સમૂહજીવનની આ અર્થકેન્દ્રિત વ્યવસ્થા અને ચ્યુત યત્નો ઉપર નિર્ભરતા ઉત્પન્ન કરવામા એમણે જેમ કેટલીક સિદ્ધિઓ મેળવી છે તેમ કેટલાક ઉચ્ચ તત્ત્વો ગુમાવ્યા પણ છે

હાથે કરવાનું છે એ પ્રતીતિ જેમ સામનો કરવા માટે ઉત્સાહ પ્રેરે એવી હતી તો દુઃખ અને ચિંતાજનક પણ ઓછી ન હતી. નવા જ કોઈ સાગરમાં તરવાનું અને તરીને પાર ઉતરવાનું હોય અને જે પ્રકારની મનોદશા થાય તેવી મારી હતી. સાથે સાથે બધા સુટકેસો એક પછી એક ખોલીને ઓરડામાં સામાન ગોઠવતો જતો હતો. ૭વાગે બહાર નીકળી ગયો. સાહસનો ઉત્સાહ અને પડકાર ઝીલવાની તમન્ના, "જોઈએ આખરે શું નીકળે છે?" એવી કુતૂહલ વૃત્તિ-અને એ બધાની ઉપર શ્રી અરવિંદના કાર્યમાં અડગ વિશ્વાસ લઈને જાણે લડનનો ભોમિયો હોઉં એવી અદાથી બે કલાકમા હું નવા ઘરની બહાર પડ્યો. બસમાં કવીન્સગેટ સુધી પહોંચીને પગે ચાલી ૩૧ નંબરના ઘરને શોધતા ૨૦થી ૨૫ મીનીટ નીકળી ગઈ. આખરે, સાડાસાતેક વાગે ડોરીસે બારણું ઉઘાડ્યુ. "શ્રી પુરાણી, I am miss Tomlinson,-Doris-" હું તમને લેવા આવત પણ ડૉ. હાકોરે બધી વ્યવસ્થા કરી છે એમ મને ખબર પડી એટલે હું આવી નહિ. મારે અહીં બહુ કામ રહે છે."

મે પૂછ્યુ નહિ કે કામ કેવા પ્રકારનુ છે

મે પૂછ્યુ, "પીટર પણ અહીં જ રહેતા હતા ને?"

"હા."

"મારે એમની રૂમ જોવી છે—મને ત્યાં લઈ જાઓ."

ડોરીસ આનંદમા આવી. મને ઘણી ગળખુશીથી ઓરડીઓની બન્નુબાજુમાથી રસ્તો કરીને દોરીને લઈ ગઈ પીટરે ૧૯૫૩ના નવેમ્બરની ૧૨મીએ હૃદયરોગથી દેહ છોડ્યો હતો ઇગ્લેડ વિષે એ નિરાશ થયો હતો, પોડિચેરીથી પાછા આવ્યા પછી લડનના જીવનમા એ પાછો પહેલાં પેઠે પ્રવેશ કરી શક્યો નહિ અતર જીવનના તડકા છાંયા પણ જોયા છેવટે શરીર ચાલ્યું નહિ. એની ગેરહાજરી મને ઘણી સાલતી હતી મારા કાર્યમાં સમજણપૂર્વક સક્રિય મદદ કરી શકે એવો એ મિત્ર હતો. પોંડિચેરી આવી ગયો હોવાથી એને શ્રી

અરવિંદના ગર્વના સ્વપ્નો પણ ખાઈ ખ્યાલ આવ્યો હતો એ ઓરડામાં થોડીવાર મૌનમાં ઊભા રહીને મેં ડૉર્ગીસને ખાનગી આપી કે પીટરના મનમાં હતું એ કામ હું કરવાનો છું એમાં હવે તો એની સૂક્ષ્મ નજરાયજ આપણને મળે તેમ છે, પણ એણે શરૂઆત કરી છે તેને એળે જવા નહિ દઈએ

ડૉર્ગીસને પીટરની ઘણી મદદ હતી, પણ એ વાત અત્યારે જવા દઈએ.

ડૉર્ગીસે પોતાનાથી બનતી બધી મદદ આપવા કહ્યું, પણ એક 'વૃદ્ધાશ્રમ'—નો વાનપ્રસ્થાશ્રમ—ચલાવનાર વ્યવસ્થાપક ભાઈ કેટલી મદદ કરી શકે એનો મેં તો વિચાર કર્યો જ નહોતો અને જો ડૉર્ગીસની મદદ વગર કેટલુંક કામ થયું તે થઈ શક્યું ન હોત.

એટલે ટેબલ પરનો હુ 'બોસ' ગણાવા લાગ્યો ! બોસને પૂછીને ટેબલ વિષેની વિગતનો નિર્ણય લેવામા આવતો ]

શાલીમા જમીને પાછા ફરવુ — એટલે કે ૨૩ પેમ્બ્રીજ વિલાઝ પહોચવુ સહેલુ ન હતુ પણ ત્યા ટી માધવન મારી પેઠે પહેલી જ વાર ઇગ્લેડ આવેલો એન્જીનીયર, મારી મદદે આવ્યો આગબોટ પર એણે લડનની અને ઇગ્લેડની ગાઇડોનો અભ્યાસ કર્યો હતો ટ્યુબ ટ્રેન, રેલવે ટ્રેન, — બસના રસ્તાઓ વગેરે વિષે એણે ઘણી સારી માહિતી મેળવી રાખી હતી એણે પીકાડીલી સ્ટેશનથી નોટીંગહામ હીલ જવાની ટ્યુબ મને બતાવી હુ નોટીંગહામ હીલ પહોચી ગયો પણ ૨૩ પેમ્બ્રીજ વિલાઝ કોઈ પાસે ન હતુ રાતના ૧૦॥ વાગી ગયા હતા, પણ "બહુ દૂર નથી" એટલા જ્ઞાન સાથે અડધો કલાક ચક્કરો મારીને જગા શોધી કાઢી પહેલી જ રાતે ૧૧॥ વાગે જાતે ઘેર પહોચી ગયો એટલે કાઈ નિરાત વળી અને વિશ્વાસ પણ આવ્યો

રાત્રે બે વાગ્યા સુધી પેટીઓ ઉઘાડી હતી તેની વ્યવસ્થા કરવામા રોકાયો આ જગા એવી વિચિત્ર છે કે ટેલિફોન કરવા કે લેવા માટે છેક નીચે જવુ પડે છે બાજાર પણ દૂર છે ગરમ પાણી થોડા દિવસમા આવશે એમ ઘરધણી કહે છે સવારનો નાસ્તો સારો હતો ડામીએ જ ખાઇને ડારીને મોકલેલી એક બાઈ મીસ એમાની મદદથી સ્ટેમ્પ વગેરે લીધુ અને ઇન્ડિયા ઑફીસ જઇને શ્રી ખેર સાહેબના આપેલા કાગળોનો ઉપયોગ કરી જોવાનો વિચાર કર્યો. પહેલી મુલાકાતમા મી ગેઝાગીયોએ સારી સહાનુભૂતિ બતાવી વાય એમ. સી એ ના વાર્ડન મી અબ્રામને ફોન કરીને તા ૬ઠ્ઠી સપ્ટેમ્બરે સાજે વાર્તાલાપ હિંદી અને બહારના વિદ્યાર્થીઓ સાથે ગોઠવાયો મી રીસ્ટર, ઇન્ડિયા પાકીસ્તાન એસોસીયેશનના સેક્રેટરી બહારગામ હતા એટલે એને માટે વાટ જોવી રહી. બી બી સીમા ફક્ત ઓવરસીઝ ખાતામા કામ કરનાર મી માલશાનાને બીજી સપ્ટેમ્બરે મળવાનુ ઠેર્યુ

ત્રણ વાગે બ્રિટિશ કાઉન્સિલની ઑફીસમાં મીસ હર્બર્ટસનને પણ મળ્યો. ઇન્ડિયા ઑફીસમાં વિભાકરના પુત્રને પણ મળ્યો. એની સાથે બપોરે ઇન્ડિયા હાઉસમાં જમ્યો. હિંદીઓ માટે સોંઘામાં ખાવાની આ એક સારી ગોઠવણ ઇન્ડિયા હાઉસે કરી છે. પણ દૂરથી અહીં આવવું બધા માટે શક્ય કે સહેલું નથી. બ્રિટિશ કાઉન્સિલ મારફત થોડા માણસોને મળવાનું તથા સંસ્થાઓનો સંબંધ કરવાનું ઠરાવ્યું.

સ્ટીમર ઉપર ડૉ. ઠાકોરનો પત્ર આવ્યો તેની સાથે જ ખાંડવાળાનો કાગળ પણ આવ્યો હતો કે "તમે અમારે ઘેર રહો એવી અમારી ઇચ્છા છે." એનો ઉત્તર પણ મેં લખી દીધો હતો કે, "લંડન જેવા ગીચ વસ્તીવાળા શહેરમાં કોઇની અગવડમાં વધારો કરવા મારી ઇચ્છા નથી. વળી, ખર્ચ પેટે રકમ પણ આપવી જરૂરી છે તે સિવાય રહેવું મને પસંદ નથી." જવાબમાં ફોન આવ્યો કે "તમે જરૂર અમારે ત્યાં આવો." મે કહ્યુંઃ "તમે આવીને લઈ જઈ શકો તો આવવામાં વાંધો નથી." જ્યંનિ ઠાકોરે પણ પોતાનો આગ્રહ ખાંડવાળા સાથે ઉમેરેલો. સાંજે પાંચ વાગે એક જુવાન હિંદી ૨૩ પેમ્બ્રીજ વિલાઝ આવ્યો. જવું તો તુર્ત જ જવું એવો મેં નિશ્ચય કરી લીધો. કારણ કે ફોન ઠીક નીચે,

માદલીન સ્ટ્રીટમાં પહોંચ્યા. એ જ ઘરને મેં 'Doll's house'— 'ઢીંગલીનું ઘર' એવું નામ પાછળથી આપ્યું! નાનું સરખું—રમકડા જેવું અને જ્યાં બધી સગવડ અને દરેકને સ્વતંત્રતા આપે એવું એ ઘર ખાંડવાળાનુ પોતાનું ખરીદેલું છે. એટલે એક રીતે જાણે સ્વતંત્ર ઘરમાં હું રહેવા ગયો, જ્યાં બધાં ઓળખીતાં હતાં, જ્યાં મોડુંવહેલું થાય તો કશો વાંધો ન હતો. જ્યાં હું ગમે તેમ વર્તી શકું—હિંદી લેબાસમાં પણ સજ્જ થઈને બેસું!—લંડનથી એક કલાક બસનો રસ્તો હતો! પણ એકંદરે રોજના એવા જવા આવવાના બે કલાક સગવડ અને નિરાંતની નજરે વસુલ હતા ખર્ચ પણ રીતસરનો હતો. કાંઈ નહિ તો એક જગ્યાએ રીતસર ગોઠવાઇ ગયાનો અને અપરિચિતના દૂર થયાનો આનંદ તો મને થયો જ.



ઊભો કરેલો પાતળો અને ઊંચો થાંભલો,—મને અસુંદર લાગે છે. ચારે બાજુ ઊંચા મકાનોમાં નેલ્સનના સ્તંભની છાપ ઉઠતી નથી. હિંદની પ્રજાએ એવું મહાન સામ્રાજ્ય ન હતું ત્યારે પણ માઇસોરમાં શ્રવણ બેળગોળામાં ગોમતેશ્વરની મૂર્તિ ખડકમાંથી કોરેલી છે તે ઉંચાઇમાં નેલ્સનના સ્તંભને ટક્કર મારે તેવી છે. આપણી પ્રજાને ભક્તિ, શાંતિ, આસ્થા, શ્રદ્ધા, અનંત વગેરે વિષયો વધારે આકર્ષતા આવ્યા છે. માઇલો દૂરથી ગોમતેશ્વરનાં દર્શન થઇ શકે છે. લંડનના સારામાં સારા ભાગો એના લીલી હરિયાળીવાળાં પાર્ક છે." વગેરે વગેરે.

આજે સાત કાગળો લખ્યા.

માલહોત્રા ઓવરસીઝ—સમુદ્રપાર—સ દેશો મોકલવાના બી. બી સીના ખાતામાં કામ કરે છે એના ઉપરી મી. લીન્ટને મને મળવાની ઇચ્છા જણાવી મારો પણ બી. બી. સી. માં શ્રી અરવિંદ વિષે બ્રોડકાસ્ટ કરવાનો વિચાર હતો અમે મળ્યા. મેં મારી યાત્રાનો ઉદ્દેશ એમને સમજાવ્યો, શ્રી અરવિંદ વિષે થોડી રૂપરેખા આપી બી. બી. સી. પણ એ કામમાં મદદ કરી શકે એમ જણાવ્યું ત્યારે એમણે સ્પષ્ટતા કરી કે "અમારૂં દરિયાપાર બ્રોડકાસ્ટ કરવાનું કામ છે, એમાં તમે ઇચ્છતા હો તો હું હિંદ માટે કે બીજા ખંડો માટે તમારી માગણી સ્વીકારી શકું." પરંતુ મારે તો ઇંગ્લેંડમાં બ્રોડકાસ્ટ કરવો હતો એટલે એમણે મને જણાવ્યું કે એ કામ થર્ડ પ્રોગ્રામના કેન્ટ્રોલરના હાથમાં છે. બાકી તો તેઓ મને થોડી મદદ કરી શકે પણ એ પ્રકારનો કાર્યક્રમ લેવા ન લેવાની જવાબદારી કે અધિકાર એમના હાથમાં નથી, પણ મી. લીન્ટન એક સહૃદય સજ્જન લાગ્યા. એમની સહાનુભૂતિ સાચી અને ઊંડી હતી એટલું હું જોઇ શક્યો.

**૬ઠ્ઠી સપ્ટેમ્બર:** મી. આર્થર જેનસ્-તેયગેપથ મળવા આવ્યા. ઘેર એક કલાક માટે મુલાકાત.

ઑક્ટોબરે રૉયલ ઇન્ડિયા પાકિસ્તાન સીલોન સોસાયટીમાં મારું પ્રવચન હતું તેમાં આવવાને ઇચ્છા દેખાડી.

સાંજે ડોરીસની સાથે વાળુ કરવાનું હતું. પાસેજ કોઇ પારસીનું રેસ્ટોરાં છે તેમાં ગયા અને હું રાત્રે દસેક વાગ્યે વાળુ કરીને એનર્લી પહોંચ્યો.

**૨૭ સપ્ટેમ્બર:** ૧૧ વાગે લંડન યુનિવર્સિટીમાં ડૉ. ડી. એન. દવેની મુલાકાત લીધી. લંડન યુનિવર્સિટીનું મકાન ભવ્ય છે, આધુનિક છે. ૧૯૪૬માં બંધાયું છે. ઇંગ્લૅંડ કેળવણી અને સંસ્કારિતાના પ્રચાર માટે અઢળક દોલત ખર્ચે છે તેનો અહીં આપણને ખ્યાલ આવી શકે છે. પૂર્વના અને આફ્રિકાના અભ્યાસ માટે અહીં ૨૦૦ પ્રોફેસરો છે અને પાંચસોએક વિદ્યાર્થીઓ હશે! એવા પ્રોફેસરો છે જેમને વિદ્યાર્થીઓ નથી, પણ એવું તો યુરોપમાં બધે બને છે: પણ અહીંના લોકો આવા કાર્ય માટે પૈસા ખર્ચે છે અને સરકારની મદદ ઉપરાંત વ્યક્તિઓ અને સંસ્થાઓ પણ આર્થિક મદદ કરે છે. વેદ વિષે વાતચીત થઇ. વેદ ઉપરનું સાહિત્ય બતાવ્યું. કપાલી શાસ્ત્રીનું 'સિદ્ધાંજનિ ટીકા' મંગાવવાનું વચન આપ્યું. શ્રી અરવિંદના પુસ્તકોની નોંધ પણ કરી. પણ આગળ પડીને પોતે કામ કરી શકશે કે કેમ એ વિષે મને શંકા છે.

ઊભો કરેલો પાતળો અને ઊંચો થાભલો,—મને અસુદર લાગે છે ચારે બાજુ ઊંચા મકાનોમા નેલ્સનના સ્તભની છાપ ઉ'તી નથી હિંદની પ્રજાએ એવુ મહાન સામ્રાજ્ય ન હતુ ત્યારે પણ માઇસોરમા શ્રવણ બેળગોળામા ગોમતેશ્વરની મૂર્તિ ખડકનાથી કોરેલી છે તે ઉચાઇમા નેલ્સનના સ્તભને ટક્કર મારે તેવી છે આપણી પ્રજાને ભક્તિ, નાતિ, આસ્થા, શ્રદ્ધા, અનત વગેરે વિષયો વધારે આકર્ષતા આવ્યા છે માઇલો દૂરથી ગોમતેશ્વરના દર્શન થઇ શકે છે લડનના સાગમા સાગ ભાગો એના લીલી હરિયાળીવાળા પાર્ક છે' વગેરે વગેરે

આજે સાત કાગળો લખ્યા

માલડોના ઓવરસીઝ—સમુદ્રપાર—સદેશો મોકલનાના બી બી સીના ખાતામા કામ કરે છે એના ઉપરી મી લીન્ટને મને મળવાની ઇચ્છા જણાવી મારો પણ બી બી સી મા શ્રી અરવિંદ વિષે બ્રોડકાસ્ટ કરવાનો વિચાર હતો અમે મળ્યા મે મારી યાત્રાનો ઉદ્દેશ એમને સમજાવ્યો, શ્રી અરવિંદ વિષે થોડી રૂપરેખા આપી બી બી સી પણ એ કામમા મદદ કરી શકે એમ જણાવ્યુ ત્યારે એમણે સ્પષ્ટતા કરી કે "અમારુ દરિયાપાર બ્રોડકાસ્ટ કરવાનુ કામ છે, એમા તમે ઇચ્છતા હો તો હુ હિંદ માટે કે બીજા ખડો માટ તમારી માગણી સ્વીકારી શકુ" પરતુ મારે તો ઇંગ્લેંડમા બ્રોડકાસ્ટ કરવો હતો એટલે એમણે મને જણાવ્યુ કે એ કામ થર્ડ પ્રોગ્રામના કન્ટ્રોલરના હાથમા છે બ- તો તેઓ મને થોડી મદદ કરી શકે પણ એ પ્રકારનો કાર્યક્રમ લેવા ન લેવાની જવાબદારી કે અધિકાર એમના હાથમા નથી, પણ મી લીન્ટન એક સહૃદય સજ્જન લાગ્યા એમની સહાનુભૂતિ સાચી અને ઊંડી હતી એટલુ હુ જોઇ શક્યો

**૨૭ સપ્ટેમ્બર:** મી આર્થર જેનર નેચરોપથ મળવા આવ્યા ને એક કલાક માટે મુલાકાત

ગયો ત્યાં બેચાર કેળવાયલા અગ્રેજોએ મને સૂચના કરી કે તમે ઈંગ્લેંડ જાઓ તો ત્યાં સારું કામ થાય. મેં પીટરને કાગળ લખ્યો અને ત્યાં કામ થવાની શકયતા વિષે પૂછાવ્યું. એના નિરાશાજનક પત્રમા આ પ્રમાણે એણે લખ્યું:—

"હું બે મહિનાથી લંડન પાછો ફર્યો છું અને ચાર મહિનાની ગેરહાજરીમાં ભેગાં થઇ ગયેલાં કામોનો ઉકેલ લાવવામાં ગેકાયો છું. અહી જે શ્રી અરવિંદ મેન્ટર ચાલે છે તેના વિષે ચકિત કરી નાંખે એવી કોઇ પ્રગતિ થઈ છે એવું નથી. હજી તો અમારી પાસે અમારી પોતાની કહેવાય એવી જગ્ગા પણ નથી એટલે જાહેરને માટે સભા કે મળવાનું રાખવું શકય નથી. લંડનમાં એક ડગલુ પણ આગળ વધવું ઘણું—ખરેખર અતિ ઘણુ—મુશ્કેલ છે. પણ મને આશા છે કે વખત જતા બધું ધીમે ધીમે ગોઠવાઈ જશે... ... .. ...

જ્યારે જ્યારે હુ આપણી પ્રખ્યાત લશ્કરી—ઉંટની ટુકડી—નો પોંડીચેરીમાં કવાયત કરનારી—તથા ત્યાના જીવનનો વિચાર કરુ છુ ત્યારે મને પાછા ત્યા—પોંડીચેરી—આવી જવાની તાલાવેલી થઇ આવે છે—મને લાગે છે કે અડધા ઉપરાંત મારી જાતને હુ પોંડીચેરી મૂકીને આવ્યો છું. કોઇ દિવસ પાછો આવી શકીશ અને મારી જાતને પાછી મેળવી લઇ શકીશ"—(તા. ૧૦ મે, ૧૯૫૩).

ત્યારપછી એમણે ઇંગ્લેંડમાથી મદદ મેળવવા માટે—એટલે કે મારા પ્રવાસ માટે—પ્રયત્નો કર્યા. પરંતુ પરિણામ કાંઈ આવ્યુ નહિ "હકીકત એ છે કે થોડા સમયથી મેં અહીથી આર્થિક ટેકો મળે તે માટે તપાસ કરવી શરૂ કરી છે ખરી, પરંતુ તેનુ પરિણામ પૂરેપૂરુ નકારાત્મક છે." ... ... . ...

પરંતુ રૉયલ એશિયાટીક સોસાયટી કે બ્રિટિશ કાઉન્સિલ કે એવા જ કોઈ મંડળ તરફથી ખબર આવે કે શ્રી અરવિંદનાં પુસ્તકો અને દર્શન વિષે વહેલામાં વહેલી તકે એમને સમજૂતિની અને પ્રવ-

ઉપર ઇંગ્લૅંડનું સંસ્કાર-પૂરતું દેવું છે. આપણે હવે સ્વતંત્ર થયા છીએ. હવે ઇંગ્લૅંડ આપણને કશું કરવાની ફરજ પાડી શકે તેમ નથી, પરંતુ ઇંગ્લૅંડની સંસ્કૃતિનું દેવું આપણે ચૂકવવું જોઈએ એમ મને હમેશાં લાગતું આવ્યું છે. આપણી પાસે ધનની સંપત્તિ નથી, પરંતુ બીજી રીતે આપણે એ દેવું વાળી શકીએ તેમ છીએ.

અત્યારે યુરોપ અને ઇંગ્લૅંડ ભૌતિકશાસ્ત્રના જડવાદ ઉપર માનવ સંસ્કૃતિની રચના કરવાનો આગ્રહ સેવે છે. થોડા જ દિવસ પર બ્રિસ્ટલથી એક પ્રખ્યાત સાયન્ટીસ્ટ ટેલીવીઝન પર "Automation"—"સ્વ-સચાલિત યાને સ્વયંચાલિત"—યંત્રો વિષે બોલ્યા હતા. તેમાં જણાવ્યું હતું કે આપણે વધારે ને વધારે "Technical personal"—"ટેક્નીકલ પરસોનેલ"—"ખાસ જ્ઞાન ધરાવનાર માણસો—ભૌતિકશાસ્ત્રોના નિષ્ણાતો" ઘણી મોટી સંખ્યામાં જોઈએ છીએ. એક બાજુ રસેલ ને બીજા ભૌતિકશાસ્ત્રના ચિંતકો જડવાદી દષ્ટિબિંદુ સ્વીકારીને ભૌતિકશાસ્ત્રની અણુશક્તિનો ઉપયોગ કરે એવી અર્થ-કેન્દ્રિત આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા સ્વીકારવાથી બધા જ પ્રશ્નોના ઉકેલ આવી જશે એમ કહે છે. જ્યારે હિંદના ચિંતકો ટાગોર, મહાત્માજી, શ્રી અરવિંદ વગેરે અર્થ-કેન્દ્રિત જીવન નહિ પરંતુ અંતઃકરણની બીજી શક્તિઓને ખીલવવાથી અને નવ જીવનના સંગઠનમાં એમનો ઉપયોગ કરવાથી જ જીવનના કોયડાઓનો ઉકેલ લાવી શકાશે એમ દઢતાપૂર્વક પ્રતિપાદન કરે છે. આ બન્નેના દષ્ટિબિંદુમાં એક વસ્તુ સામાન્ય છે ને એ કે બન્ને જીવનનો સ્વીકાર કરે છે.

એટલે અત્યારે આપણી આગળ પ્રશ્ન આ છે: માનવનું ભાવિ જીવન ભૌતિક દષ્ટિએ કરેલી પ્રગતિથી, આર્થિક યોજના વડે, રાજકીય પુનર્રચના તથા સ્વાર્થની વહેંચણી કરવાથી પોતાના અંતિમ ઉદ્દેશ પ્રત્યે પ્રગતિ કરશે કે કેમ? માનવજાતિની પ્રગતિનું એ કાર્ય કોઈ બહારની યોજના, સંગઠન, સંસ્થા, બંધારણ કે નિયમો વડે સાધી શકાશે કે પછી વધારે આન્તરિક, ચૈતન્નિક ઉપાયો યોજવા આવશ્યક છે

પ્રશ્ન કર્યો. ત્યાં પણ હિંદી વિદ્યાર્થીઓ ખાસ અસ્પતાવાળા દેખાયા નહિ. બિલિયાર્ડના ટેબલ પર તો જુગાર રમાતો હતો અને હાજરીના રૂમમાં મોટેથી તકરાર અને વાદવિવાદ પણ થતો સાંભળ્યો. ૬–૪૫ થવા આવ્યા, એટલે ઑફીસની ટેલિફોન કરનારી છોકરીને મે કહ્યું કે "મી અબ્રહામ આવે એને કહેજો કે મી પુનાણી આવ્યા હતા કારણ કે ૬–૪૫ વાગે અહીંના વિદ્યાર્થીઓ સાથે વાર્તાલાપ મી ગેઝેરીઓના કહેવાથી ગોઠવ્યો હતો પણ અહીં મી અબ્રહામ કે કોઈ હાજર નથી, તેમ વાર્તાલાપની કશી તૈયારી નથી, એટલે હુ પાછો ગયો હુ"

એટલામા ચારે બાજુ જનઘમક આવી ગઈ કોણ જાણે ક્યાથી અબ્રહામ ટપકી પડ્યો. જગદીશ ભગવતીને ફોન કર્યો કે હુ આવુ છુ, પણ એ વળી એના મિત્રો જોડે લાઉન્જમા ગપ્પા મારતો બેઠો હતો એની રમવા તપાસ કરવી તો કોઈ મળે નહિ. સસ્થાના નોટીસ બોર્ડમા પણ આજે આજે વાર્તાલાપ છે તેની નોટીસ મુકાઈ ન હતી! કોઈને કશી ખબર જ જાણે ન હતી!

અબ્રહામે મને વાય એમ સી એનુ મકાન જોવા માટે પૂછ્યુ. મે કહ્યુ "મીમેન્ટ, ક્ટ અને માર્ગીના વણા મકાનો જોયા છે વળી, તમે જરા વહેલા આવ્યા હોત તો એને માટે પણ વખત મળત. હવે તો આપણા વાર્તાલાપનો વખત થઈ ગયો છે, એટલે મને મકાન જોવામા રસ નથી"

જરા ગભીર થઇ મને એમની ઑફીસમા લઈ ગયો અને માટી માગી. પાચેક મિનિટ ગેરહાજર રહી સાજના ખાણા સાથે વાર્તાલાપ વિષે કાઇંક ગોઠવીને પાછો આવ્યો.

એક અમેરિકન બાઇ વાય એમ સી એ માથી જવાની હતી તો સામાન ઉતારવાની ખટપટમા એ પડ્યો હતો. શા માટે એક જણ્યો સાઇનો સામાન ઉતારવા માટે એણે પોતાના નક્કી કરેલા

કામમાં શિથિલતા રાખવી જોઈએ? એ પ્રશ્નનો ઉત્તર આપણે સ્વતંત્ર થયા છીએ છતાં માનસિક ગુલામીથી મુક્ત નથી થયા એમાં મળી રહે છે.

આખરે પચાસેક વિદ્યાર્થીઓ ખાણા માટે ભેગા થયા હતા ત્યાં અમે ગયા. વાતાવરણ તદ્દન છીછરું, કૃત્રિમ,—હિંદની વાય. એમ. સી. એ. હતી છતાં હિંદી સંસ્કૃતિના લેશ પણ છાંટા વગરનું હતું. મારું મન ઇંગ્લૅંડમાં આપણી સંસ્થાઓની આવી અવ્યવસ્થા, સ્વત્વહીનતા, ગુલામી માનસ વગેરે જોઈને શોકમાં ડૂબી ગયું. "આ લોકો અહીંથી પાછા જઈને યુરોપથી પાછા આવેલા"ની દ્વારકાની છાપ લઈને ફરે છે અને ફરશે. હિંદની કયા પ્રકારની ઉન્નતિમાં આવા લોકો મદદ કરવાના છે? નોકરીમાં સારો પગાર કે જલદી પ્રમોશન મળે એ મુખ્ય ઉદ્દેશ. હિંદની સંસ્કૃતિ નમાલી છે, યુરોપના અનુકરણમાં આપણો ઉદ્ધાર છે એ એમના વિચાર અને વર્તનનું પ્રેરક સૂત્ર.

મેં ખાવાનું માંડી વાળ્યું જ હતું. દરેક ટેબલ પર ફરતા રહીને એકેએક યુવાન સાથે ઓળખાણ કરી. મારો, આશ્રમનો અને શ્રી અરવિંદનો પરિચય આપ્યો. હિંદમાં પણ મહાપુરુષો છે અને એમણે પણ વિરાટ સાથે બાથ ભીડેલી છે એનો કાંઈક ખ્યાલ પણ આ યુવાનોને આવે તો એટલું પણ ઓછું નથી એમ હું માનતો હતો.

સાત હજાર માઈલ દૂરથી કોઈ આપણા દેશનો ભાઈ આવ્યો છે એને આપણે મળવાના છીએ એવો ભાવ કોઈનામાં જણાયો નહિ. મારા મનમાં હિંદના જુવાનોને—દેશની ભાવિ આશા જેવા જુવાનોને,—મળવાનો ઉત્સાહ હતો તે ત્યાંના વાતાવરણમાં કોઈ ગાઢ કરુણ ભાવમાં પરિણમી ગયો અને મનમાં થયું: "પહેલું અંતરનું પરિવર્તન, પ્રથમ વતનના ઉપર આધાર,—કોઈ કરશે નહિ, આપણે જ કરવાનું છે એ જ સાચું મંત્ર."

પ્રમુખ તરીકે દાક્તરીનો અભ્યાસ કરનાર કોઈ વર્મા હતો. કારણ હિંદથી આવનારા મારા કરતાં ઘણાંજ જુદા પ્રકારનાં ખાણમાં હશે

જેમના અનુભવ પરથી એ લોકો મારે વિષે પણ "કોઈ પોતાનું ટટ્ટુ હાંકવા અહીં આવી પહોંચ્યા છે" એવા ભાવ સાથે વર્તતા લાગતા હતા. મને આભળવામાં પણ મારા ઉપર ઉપકાર તો નહિ પણ જાણે પોતાનો સમય આપીને મને તક આપતા હોય એવી મનોદશા વાતા વરણમાં હતી. આખરે એ લોકો જમી રહ્યા અને વર્માએ 'આજે આપણને મી ગુપ્તા ફિલોસૉફી વિષે થોડું કહેશે" એમ કહીને મને બોલવાને આમંત્રણ આપ્યું.

મે કહ્યું "મી વર્મા મારી પાસેથી ફિલોસૉફીની આશા રાખે છે પણ હમણા તમે બધા જમ્યા છો એટલે કદાચ અધિગમિસરણ પેટ તરફ થાય એ સ્વાભાવિક છે અને આવશ્યક પણ છે. લોહીના સ્રોતને એ ક્રિયામાંથી પેટ તરફથી મગજ તરફ વહેતો કરવાનો મારો મુદ્દલે ઉદ્દેશ નથી! પરંતુ જે એક બે મુદ્દાઓ મને અત્યારે સૂઝે છે તે હું તમારી આગળ વિચાર કરવા માટે મૂકું છું.

ઇગ્લૅંડ આવવાનો વિચાર મેં જીવનમાં કદી સેવેલો નહિ એટલે જ્યારે આ ઉમ્મરે અહીં આવવાનું થયું ત્યારે સ્વતંત્રતાના સ્વપ્નાં યુવાવસ્થામાં સેવનાર માન જેવા માટે એ પ્રસંગ લાગણીઓનો જુવાળ લાવનારો નીવડે એ કદાચ તમે સમજી નહિ શકો. અત્યારે મારા અંતરની દૃષ્ટિ આગળ ૧૬મી સદી પછીનો ભૂતકાળ જાણે પ્રત્યક્ષ થતો જણાય છે. યુરોપથી હિંદ તરફ સાહસિક નાવિક વેપારીઓ પોતાનાં વહાણો લઈને જતા હું જોઉં છું. જે વ્યવહાર—વેપાર બે પ્રજાઓ વચ્ચે શરૂ થયો તે વખત જતાં હિંદની રાજકીય ગુલામીમાં અને સંસ્કારની આપલેમાં પરિણમ્યો. હિંદના સ્વતંત્રતાની ભાવના જન્મી તે આ નાના સરખા ટાપુના લોકના સંપર્કને આભારી છે. હિંદની પ્રત્યેક પ્રાંતિક કે પ્રાદેશિક ભાષામાં નવસર્જનની પ્રેરણા જાગી છે એ ઘટના પણ અંગ્રેજી ભાષાદ્વારા હિંદના માનસ પર યુરોપની સંસ્કૃતિનો સ્પર્શ થયો તેનું પરિણામ છે. આમ તટસ્થ દૃષ્ટિથી જોતાં હિંદના

ઉપર ઈંગ્લેંડનું નમસ્કારપૂરતું દેવું છે આપણે હવે સ્વતંત્ર થયા છીએ હવે ઈંગ્લેંડ આપણને કશું કરવાની ફરજ પાડી શકે તેમ નથી, પરંતુ ઈંગ્લેંડની સંસ્કૃતિનું દેવું આપણે ચૂકવવું જોઈએ એમ મને હમેશાં લાગતું આવ્યું છે આપણી પાસે ધનની સંપત્તિ નથી, પરંતુ બીજી રીતે આપણે એ દેવું વાળી શકીએ તેમ છીએ

અત્યારે યુરોપ અને ઈંગ્લેંડ ભૌતિકશાસ્ત્રના જડવાદ ઉપર માનવ સંસ્કૃતિની રચના કરવાનો આગ્રહ સેવે છે. થોડા જ દિવસ પર બ્રિસ્ટલથી એક પ્રખ્યાત સાયન્ટીસ્ટ ટેલીવીઝન પર "Automation"—"સ્વસંચાલિત યાંત્રિક વ્યવસ્થા"—વિષે બોલ્યા હતા તેમાં જણાવ્યું હતું કે આપણે વધારે ને વધારે "Technical personal"—"ટેક્નીકલ પર્સોનેલ"—"ખાસ જ્ઞાન ધરાવનાર માણસો—ભૌતિકશાસ્ત્રીઓના નિષ્ણાતો" ઘણી મોટી સંખ્યામાં જોઈએ છીએ એક બાજુ આમ ને બીજી ભૌતિકશાસ્ત્રના ચિંતન જડવાદી દૃષ્ટિબિંદુ સ્વીકારીને ભૌતિકશાસ્ત્રની આવિષ્કૃતિનો ઉપયોગ કરે એવી અર્થકેન્દ્રિત આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા ન થાય ત્યાંથી સમાજ પ્રશ્નોના ઉકેલ આવી જશે એમ કહે છે જ્યારે હિંદના ચિંતન ટાગોર, મહાત્માજી, શ્રી અરવિંદ વગેરે અર્થકેન્દ્રિત જીવન નહિ પરંતુ અંતઃકરણની બીજી શક્તિઓને ખીલવવાથી અને નવ જીવનના સર્જનમાં એમનો ઉપયોગ કરવાથી જ જીવનના કોયડાઓનો ઉકેલ લાવી શકાશે એમ દૃઢતાપૂર્વક પ્રતિપાદન કરે છે આ બન્નેના દૃષ્ટિબિંદુમાં એક વસ્તુ સામાન્ય છે ને એ કે બન્ને જીવનનો સ્વીકાર કરે છે

એટલે અત્યારે આપણી આગળ પ્રશ્ન આ છે માનવનું ભાવિ જીવન ભૌતિક દૃષ્ટિએ કરેલી પ્રગતિથી, આર્થિક યોજના વડે, રાજકીય પુનર્રચના તથા સ્વાર્થની વહેંચણી કરવાથી પોતાના અંતિમ ઉદ્દેશ પ્રત્યે પ્રગતિ કરશે કે સમગ્ર માનવજાતિની પ્રગતિનું એ કાર્ય ગંભીર મહાન્ની યોજના, સંગઠન, સંસ્થા, સંધાન કે નિયમો વડે સાધી શકાશે નહિ પણ વધારે આંતરિક, ચૈતસિક ઉપાયો યોજવા આવશ્યક છે

એ આપણે વિચારવાનું છે. મૂળ મુદ્દો છે તે આ છેઃ અત્યારે માનવ જેવો છે તેવો ને તેવો રહે—અર્થાત્, અહંકેન્દ્રિત ચેતનાવાળું, વાસનાથી કે આવેગોથી કે કામનાથી કે મહત્ત્વાકાંક્ષાથી કર્મમાં પ્રવૃત્ત થનાર એક પ્રાણી ને રહે, તો જીવનના પ્રશ્નોના કોયડાઓનો ઉકેલ તે લાવી શકશે ખરો? ઊંડો વિચાર કરતાં જણાય છે કે એ રીતે તો બધા કોયડાઓ અણઉકલ્યા જ રહેવાના છે, કારણ કે માનવના અંતઃકરણમાં જ, એના અંતરના અંધારણમાં જ, એની બધી મુશ્કેલીઓ રહેલી છે. જ્યાં સુધી એની પ્રકૃતિનું રૂપાંતર થાય નહિ ત્યાં સુધી ફરીફરીને મુશ્કેલીઓ, કોયડાઓ, પ્રશ્નો વગેરે ઉભા થયા કરશે જ. અહંકેન્દ્રિત માનવ-ચેતના પરસ્પર કલહમાં પરિણમે એમાં નવાઇ પણ શી? એટલે, કેવળ ભૌતિકશાસ્ત્રનો આશ્રય લેવાથી માનવજાતિ શાંતિ કે સમાધાન નહિ મેળવી શકે. વળી, આજકાલ આપણે જોઇએ છીએ કે ભયને લઇને પણ પ્રજાઓ પરસ્પર રાજકીય એકતા કરવાને પ્રેરાય છે. એ થોડા વખત માટે કદાચ સફળ નીવડે, પરંતુ એથી માનવજાતિની સાચી એકતા સિદ્ધ થશે એમ લાગતું નથી.

આનો અર્થ એવો નથી કરવાનો કે સમૂહજીવનમાં આર્થિક ઉન્નતિને કે યોજનાને સ્થાન જ નથી. સામૂહિક જીવનનું એક આવશ્યક અંગ અર્થ, અર્થોપાર્જન, અને તેની ન્યાયપૂર્વક વહેંચણી છે. પરંતુ માનવની સંસ્કાન્તિાનું એક બળ અર્થ છે એમ સ્વીકારતાં પણ કોઇ પણ સંસ્કૃતિનું એ પ્રધાન અને નિયામક બળ હોય તો એ સંસ્કૃતિ માનવતાના ઉત્તમ અંશોથી વંચિત રહે એ પણ નિર્વિવાદ છે. હિંદ જેવા આર્થિક દૃષ્ટિએ પછાત દેશ માટે આર્થિક ઉન્નતિની યોજનાઓ અને પ્રયત્નો જરૂરી છે, પરંતુ સ્વતંત્ર હિંદમાં આપણે અર્થકેન્દ્રિત સામૂહિક સંસ્કૃતિ ઉત્પન્ન કરવી છે કે કેમ એ પ્રશ્ન આપણે માટે આર્થિક યોજનાઓ કરતાં ઘણો અગત્યનો છે.

એ અર્થકેન્દ્રિત સામૂહિક જીવને યુરોપમાં બે વિશ્વયુદ્ધોની

આપત્તિ લાવીને આખી માનવજાતિ માટે અનેક મુશ્કેલીઓ અને કોયડાઓ ઊભા કર્યા છે. ભૌતિકશાસ્ત્રની શોધખોળો, ઉદ્યોગોમાં એનો પ્રયોગ, પરિણામે ઇંગ્લૅંડમાં પડેલો અને યુરોપના મુખ્ય દેશોમાં પાછળથી — યાંત્રિક સંસ્કૃતિનો વિજય, વેપારને પરિણામે અઢળક સંપત્તિ અને જીવનના ધોરણમાં અસાધારણ પલટો, પ્રજાઓ વચ્ચે હરિફાઈ અને ઊંચે સંપત્તિનું ધોરણ ટકાવવા માટે, બજારો હાથ કરવા માટે, અમુક ગોળના હાથમાં રાજકીય સત્તા રાખવા માટે વિશ્વયુદ્ધ, — એ ક્રમ આપણે છેલ્લા બસો વર્ષમાં જોઈ શકીએ છીએ.

અને જ્યારે વિશ્વયુદ્ધ એની કટોકટીની સ્થિતિએ પહોંચ્યું ત્યારે મિત્રરાજ્યોએ આર્થિક લાભો મળવાની આશા માનવજાતિને આપી ન હતી. એમણે તે વખતે વિચારની, વાણીની, વર્તનની સ્વતંત્રતા જે માનવજાતિનો જન્મસિદ્ધ હક છે તેને ટકાવવા માટે પોતે લડાઈ ચાલુ રાખે છે એમ જાહેર કરીને પોતાને મદદ કરવાને માનવજાતિને વિનંતિ કરી હતી. પોલૅન્ડ, ચેકોસ્લોવેકિયા વગેરે યુરોપના દેશોની સરહદો નહિ પરંતુ ઍટલેન્ટીક ચાર્ટર એમણે યુદ્ધના હેતુ તરીકે જાહેર કર્યો હતો.

અખિલ માનવજાતિ આગળ જે પ્રશ્ન છે, — જે કોયડાઓ અને ગુંચો છે, તે બધાનું મૂળ માનવની પ્રકૃતિમાં છે, જુદા પ્રકારના આર્થિક જીવનની વ્યવસ્થા, સમાધાન કે સમજૂતીમાં નથી. શ્રી અરવિંદ આ પ્રશ્ન વિશે આપણને એમ કહે છે કે માનવ એ અંતરાવસ્થાનું પ્રાણી છે અને એની માનસિક ચેતના તથા તેની શક્તિઓ કરણો તરીકે અપૂર્ણ અને અજ્ઞાનમય છે. અનુભવની, — સ્થૂલ અને માનસિક સ્તરોની, — બીજી ભૂમિકાઓ પણ છે. જેમ અત્યારે જડતત્ત્વમાં અપ્રગટરૂપે રહેલી વિજળી, અણુશક્તિ વગેરે જડશક્તિની શક્યતાઓ માણસે પોતાની બુદ્ધિથી શોધી છે અને તેમનો લાભ વ્યક્તિગત અને સામુદિક જીવનમાં તે લઈ રહ્યો છે તેવી જ રીતે પ્રાણતત્ત્વની અને મનોમય ચેતનાની પણ

૯ઙ અજ્ઞાત એવી ઘણી શક્તિઓ છે જેમને માનવ પોતાનામા જાગ્રત કરી શકે તેમ છે અને જેનો લાભ પણ તે લઈ શકે છે વળી મનની ચેતનાથી ઉપર પણ ચેતનાની બીજી ભૂમિકા રહેલી છે જેને માનવ જાગ્રત કરી શકે છે અને પોતાનામા અવતારી શકે છે સ્થૂળ શક્તિ કરતા એ શક્તિઓ ઓછી અસરકારક છે એમ માનવાને કઈ કારણ નથી હિંદની સ્વતંત્રતા માટે કરવામા એ પ્રકારની નૈતિકશક્તિને સંગઠિત કરવામા આવી હતી એ હકીકત આપણે બધા જાણીએ છીએ મહાત્મીથી જોવા જઈએ તો હિંદની પાસે ક્યા ભાગ્ય સાધનો સરંજામ કે શક્તિ હતા? સંકલ્પ શક્તિને,—સ્વતંત્રતા મેળવવાની સંકલ્પ શક્તિને —સંગઠિત કરવાથી હિંદ સ્વતંત્ર થઈ શક્યુ છે

કેટલીકવાર એવો સવાલ કરવામા આવે છે ' વસ્તુ પ્રત્યક્ષ નથી તેના પર મદાર બાંધવો સારો નથી,—યુક્તિસંગત નથી પણ એમા એક મોટી ભૂલ રહી જાય છે પ્રાણની મનની અને મનની ઉપરની ચેતનાની શક્યતાઓ ભૌતિકથી ય જેટલા આપણા અનુભવનુ ક્ષેત્ર વિશાળ બને છે જેમ જડશક્તિની શક્યતાઓને આપણે અત્યારના જ્ઞાનની મર્યાદામા પૂરતા નથી તેમ ચેતનાની શક્તિઓને પણ મર્યાદામા બાંધી શકાય તેમ નથી. માનવના આત્માની શક્તિની હદ આપણે ક્યા આગળ મૂકી શકીશુ ? પ્રકૃતિની અંદર કાઈ કરી રહેલી વિરાટ શક્તિની સીમા જેના આપણે કહી શકીએ કે અત્યાર સુધીમા જે સિદ્ધ થયુ છે સ્થાપિત થયુ છે, તેને વટાવીને ઊર્ધ્વમા આગેકદમ ભરતુ ચેતનાનો કોઈ નવો ઉન્મેષ પ્રગટ કરવો એ તેનો ઉદ્દેશ છે માનવ પ્રગટ થયો તે પૂર્વે પ્રકૃતિ એ કાર્ય કરતી હતી પરંતુ હવે માનવ પોતે અચેતનપણે એ કાર્ય પોતાનામા આદરવાનુ છે માનવમા પ્રકૃતિ પોતે સચેતન થઈ છે

અત્યાર આગળ જે મે પરસ્પર વિરોધી દૃષ્ટિબિંદુવાળા ચિંતકોના જમાનામા રહીએ છીએ તમે અહીં ઇંગ્લેંડમા જો ડૉ ટાલ્મેન અને એના અનુયાયીઓ માને છે કે ભૌતિકશાસ્ત્ર જ ચોક્કસ જ્ઞાન આપનાર

સાધન છે. આપણે અત્યારે જે કાંઇ જાણીએ છીએ તે દ્રવ્ય તત્ત્વના બંધારણના ચોક્કસ ગુણોનું માત્ર જ્ઞાન છે. સ્થૂલ જગતનું આપણું જ્ઞાન ભૌતિકશાસ્ત્રોના ઉપર અને ગણિતના ઉપર પ્રતિષ્ઠિત છે. શ્રી અરવિંદ કહે છે કે પદાર્થનું કે શક્તિનું બંધારણ કે તેના ગુણો જાણવા એ પૂરતું નથી. એનો ઉદ્દેશ, હેતુ પણ જાણવો જોઇએ. આપણા પોતાના અંતરના બંધારણ વિષે અને જગતના બંધારણ વિષે આપણે અજ્ઞાન છીએ તેથી આપણે જીવનમાં પૂર્ણતા પ્રાપ્ત કરી શકતા નથી. વળી માનવના અંતરમાં જે મૂલ્યનો ભાવ જાગે છે તે કેવળ નિષ્ક્રિય કલ્પના હોય છે એવું નથી. અંતરનાં મૂલ્યોની ભાવના સક્રિય હોય છે, – તે સર્જક પણ બને છે. એવાં સ્થિર, સ્થાયી મૂલ્ય વિષે માનવના અંતરના ઝંખના જાગે છે, સત્યની તે શોધ કરે છે કારણ કે વિશ્વમાં કાર્ય કરી રહેલી વિરાટ–શક્તિ એને એ માર્ગે જવાને પ્રેરે છે. એટલે, જ્યારે માણસ પોતે છે તેના કરતાં વધારે ઉચ્ચ પ્રકારનું પ્રાણી, – કે સત્ – બનવાનો પ્રયાસ કરે છે ત્યારે આ વિશ્વના બંધારણના મૂળમાં રહેલ કોઈ સક્રિય તત્ત્વને તે અનુસરતો હોય છે. એ પ્રયાસનું નામ સાચી પ્રગતિ છે. તમે બધાં અહીં રહો છો તે દરમિયાન જો એ પ્રગતિ પોષક તત્ત્વને, તમે અત્યારે છો તેને વટાવીને વધારે ઉચ્ચ કોઇ વસ્તુને તમારામાં પ્રગટ કરવાને પ્રયત્ન કરશો તો તમારા જીવનમાં આપણી સંસ્કૃતિના એક મૌલિક તત્ત્વને પ્રગટાવી શકશો. આપણે અંગ્રેજ પ્રજાનું જે સંસ્કાર–ઋણ દેવાનું છે તે ઉપદેશથી કે પુસ્તકોથી માત્ર નહિ પરંતુ આપણા જીવનમાં એ તત્ત્વો પ્રગટ કરીને જ આપણે આપી શકીશું. તમે બધાં અહીં રહો છો તે દરમિયાન હિન્દની સંસ્કૃતિના પ્રતિનિધિ બની શકો છો, અને આપણી સંસ્કૃતિનાં ઉપકારક તત્ત્વો તમે અંગ્રેજ પ્રજાને આપી શકો છો.

આ વિચાર કેટલાકને જરા ભારે લાગે એ સંભવિત છે, પરંતુ આપણે જ્યાં ઊભા છીએ ત્યાંથી ઉપર ચડવાની શરૂઆત કરી શકીએ તેમ છીએ. આપણને સાચું શું તેનું ભાન છે મોગ્યાયોગનો, ત્યાં

અભ્યાસનો આપણને ખ્યાલ છે અહીં રહો તે દરમિયાન રોજ તમે જ્યાં હો તેનાથી ઉપર ચડવાનો સતત પ્રયત્ન કરતા રહેશો તો આપોઆપ તમારા જીવનમાં આપણી સંસ્કૃતિનું એક તત્ત્વ તમે અહીંના જીવનમાં વધેતું મૂકી શકશો અંતરમાં જે દેવ બેઠો છે તેને જાગ્રત કરવાનો અને એની દોરવણી પ્રમાણે ચાલવાનો સંકલ્પ કરશો તો તમને જણાશે કે ધીમે ધીમે તે તમને કોઈ પરમ સત્ય પ્રત્યે લઈ જાય છે અહીં તમે આપણી સંસ્કૃતિના સાચા પ્રતિનિધિ બનો એવી મારી ઇચ્છા છે"

વિદ્યાર્થીઓ અને મી અબ્દહામ પણ જરા વિચારમાં પડી ગયા સંધાને મારું વક્તવ્ય સામાન્ય ભાષણોથી જૂદું પડતું લાગ્યું આપણી સંસ્કૃતિ વિષે સંધાને ગૌરવ થયું. છેક બસ સ્ટેન્ડ સુધી મને મૂકવાને ઘણા વિદ્યાર્થીઓ આવ્યા

**૭મી સપ્ટેમ્બર ૧૯૫૫:** સવારે ડે બુઇસને-કવિને-મળવાનું હતું ટેક્સીવાળાને કીંગ વિલિયમ સ્ટ્રીટ ડોરીમે બતાવી એટલે એણે મને ખૂબ ખૂબ ધામે સ્ને અડધા કલાકથી વધારે લંડનમાં ફેરવ્યો. મને લાગ્યું કે મન જગાએ ટેક્સી જતી નથી લંડનમાં વિક્ટોરીયા, કીન, વિલિયમ વગેરે નામોના એટલા બધા સ્થળો છે કે ચોક્કસ નામ વગર માણસ ક્યાંને ક્યાં પહોંચી જાય મે એને અટકા પ્રકાશકનું નામ બતાવ્યું (Chatto Windus and Co King William 4th Street, W C 41–42) ત્યારે કીંગ વિલિયમ ફોર્થ સ્ટ્રીટ નીકળી. પાકું એક આખું ચક્કર લગાવીને છેવટે ગ્રેશિન્ડસની કંપની આગળ લઇ આવ્યો ભાડું પણ વારે આપવું પડ્યું એલેટેગીને કાર્ડ આપ્યું તરત કોનથી ઉપર ખબર પહોંચાડી. મને લીફ્ટ બતાવી. હું તેના ઉપર ચડવા લાગ્યો આખરે મેડે પહોંચ્યો ત્યાં એક જરા ભારે શરીર વાળી ચશ્મા પહેરેલી આકૃતિ મને લેવાને આવતી હતી મે પૂછ્યું "આપ કોણ છો?"

'મી ડે લુઇસ' હુ જરા આનંદ અને કુતૂહલથી જોઈ રહ્યો, જાણે કોઈ ચિત્રના તરફ જોતો હોઉં, લગભગ એવી નજરે

'એ શું?' લુઇસે પ્રશ્ન કર્યો.—એને એ પ્રકારે જોનાર અત્યાર સુધી કોઈ મળ્યો નહિ હોય

એમની ઑફીસમા જઈને બેઠા શ્રી અરવિંદ વિશે વાતચીત કરી, થોડુ જીવનચરિત, ઇંગ્લેંડમા નિવાસ, અભ્યાસ વગેરે કહ્યુ ઇંગ્લેંડ આવવાના મારા આશયો ટુંકામા સમજાવ્યા કવિતાના વિષય પર આવીને વર્તમાન અંગ્રેજ કવિઓમા તમારા, હર્બર્ટરીડ, સ્ટીફન, સ્પેન્ડર વગેરેના સર્જનમા શ્રી અરવિંદ જે પ્રકારની કવિતા થવાની આગાહી કરે છે તે સાચી છે એવી પ્રતીતિ કરાવનારા નિશાનો સારા પ્રમાણમા જોવા મળે છે એમ મે જણાવ્યુ તમારુ "મેગ્નેટીક માઉન્ટન" તથા "ધ વર્ડ ઓવર ઑલ' અને "ધ પોએટ" જેવી કૃતિઓ પૂરતા પ્રમાણમા શ્રી અરવિંદના વિચારોને સાચા ઠરાવે છે એ વિશે મે એક નાનુ પ્રકરણ ' Trends in modern English poetry" સાવિત્રીની માર્ગ (Study and an approach નામના) પુસ્તકમા લખ્યુ છે પછી શ્રી અરવિંદનુ 'Future Poetry' બતાવ્યુ એમા આદિ કવિ ચૉસરથી માંડીને અત્યાર સુધીની અંગ્રેજી કવિતાના વિકાસનુ મૂલ્યાંકન કરવાની એક નવીજ દૃષ્ટિ શ્રી અરવિંદ આપે છે, જે ખાસ કરીને અત્યારના સમાલોચકોએ જોવા અને વિચારવા જેવી છે એનુ મુખ્ય કારણ એ છે કે અંગ્રેજી ભાષાનો એમનો અભ્યાસ અને પરિચય અંગ્રેજ સાહિત્યકથી કોઈ રીતે ઉતરે એવો નથી કવિતા વિશેની એમની વિચારસરણીમા અને ભાવના મૂલ્યાંકનમા હિંદની આધ્યાત્મિકતાના ધોરણોને તેઓ અપનાવે છે પરંતુ એમા આપણે જોઈ શકીએ છીએ કે તેઓ ભૂતકાળના સંસ્મરણો વર્તમાનમા લાવે છે એવુ નથી. પોતાના જીવન અનુભવને પરિણામે પોતે પ્રાપ્ત કરેલા ધોરણો અને મૂલ્યો તેઓ આપણી આગળ રજૂ કરે છે આમ એમની સમાલોચનામા સર્જકતાનુ તત્ત્વ રહેલુ છે

શ્રી અરવિંદે અંગ્રેજી કાવ્ય પ્રકારોમા અને પિંગળમા અનેક પ્રયોગો પણ કરેલા છે તેમા ખાસ કરીને 'Quantitative metre' નામનો એમનો નિબંધ અંગ્રેજી સાહિત્યના કોઈપણ અભ્યાસકનુ ધ્યાન પણ ખેંચી શક્યો નથી એ બીના ખરેખર ખેદજનક છે કારણકે એથી અંગ્રેજી કવિતાના વિદ્યાર્થીને જે લાભ મળી શકે તેમ છે તેનાથી તે વચિત રહે છે એમના કાવ્યોનો સગ્રહ બે ભાગ રોકે છે અને એમા પણ જૂદા જૂદા પ્રયોગો તમને જોવા મળશે શ્રી અરવિંદની હેક્ઝામીટરમા રચેલી કવિતા પણ બતાવી

એમનુ મહાકાવ્ય 'સાવિત્રિ' અંગ્રેજી ભાષાનુ એક અનોખુ રત્ન છે અને છતા અંગ્રેજ પ્રજા એના વિષે કેવળ અજ્ઞાન છે એ ઘટનાને ૯ સસ્કારના ક્ષેત્રમા બનેલી મોટામા મોટી કરુણ ઘટના ગણુ છુ

અંગ્રેજી સાહિત્યના સસર્ગથી હિંદની પ્રાદેશિક ભાષાઓને નવ જીવન પ્રાપ્ત થયુ છે એ સસ્કારનુ દેવુ ટાગોર, ગાધીજી તથા શ્રી અરવિંદ જેવાના જીવન દર્શન વડે, એમણે અપનાવેલા ઉચ્ચ મૂલ્યો અગ્રેજ પ્રજાને આપીનેજ હિંદ વાળી શકે તેમ છે અને અગ્રેજ પ્રજાને એ વસ્તુઓના સ્વીકારથી લાભ થવાનો છે અત્યારની યૂરોપીય સસ્કૃતિ સામૂહિક જીવનને અર્થ કેન્દ્રિત બનાવવામા સફળ નીવડેલી છે અને તેને લઈને ભૂખમરો, ગરીબાઈ વગેરે દૂર કરી શકાયા છે એ ખરૂ છે પરતુ અર્થ કેન્દ્રિત જીવન કાઈ સામૂહિક જીવનનો સૌથી ઊંચો પ્રકાર છે એમ ભાગ્યે કહી શકાય સવિશેષ શ્રી અરવિંદનુ આખુ સાહિત્ય— એમનુ જીવન દર્શન, કવિતા વગેરે અંગ્રેજી ભાષામા લખાયેલુ હોઈ અગ્રેજ પ્રજા તેને વધારે સહેલાઈથી અપનાવી શકે અનમત્ત એના ઘણા મૌલિક વિચારો હિંદની સસ્કૃતિમા અત્યારે જે તત્ત્વો સક્રીય છે તેને લગતા છે પરતુ એ તો એમના સાહિત્યનો મોટામા મોટો ગુણ ગણી શકાય

"તમે એમના વિષે નિબધ કે લેખ અહીંના કોઈ પત્રમા લખોને?" ૮ બુધસે મને કહ્યુ "હુ તો લખી શકુ છુ પરતુ અગ્રેજ પ્રજા

'મી ડે. ક્રુડ્સ' હું જરા આનંદ અને કુતૂહલથી જોઈ રહ્યો, જાણે કોઈ ચિત્રના તરફ જોતો હોઉં, લગભગ એવી નજરે.

'એ શું?' જુડ્મે પ્રશ્ન કર્યો.—એને એ પ્રકારે જોનાર અત્યાર સુધી કોઈ મળ્યો નહિ હોય.

છે. એથી આગળ જઇને પોતાના આશાવાદને સિદ્ધ કરવાનો વ્યવહારૂ માર્ગ પણ એ ચિંધે છે. અને તે એવો માર્ગ છે કે જો વ્યક્તિની પ્રતીતિ થાય તો કોઇની પણ અનુમતિની વાટ જોયા વિના વ્યક્તિ પોતાનાથી તેની શરૂઆત કરી શકે તેમ છે. એમાં વ્યક્તિનીજ કેવળ નહિ પરંતુ સમષ્ટિ જીવનની આધ્યાત્મિક સાર્થકતાને સ્થાન મળે છે જીવન વાસ્તવિક છે એટલુંજ નહિ પરંતુ અત્યાર સુધી સિદ્ધ નહિ થયેલી એવી કોઈ દિવ્યતાને સિદ્ધ કરવાનું ક્ષેત્ર છે એમ તેઓ પોતાના ગ્રંથમાં બતાવે છે. સમુત્ક્રાંતિનો આરંભ અચેતનાથી થાય છે પરંતુ એ ક્રિયાનો અંત આવ્યો નથી. વિશ્વશક્તિએ પોતાના આરોહણનાં ત્રણ પ્રસ્થાનોજ અત્યાર સુધી સિદ્ધ કર્યા છે: (૧) વ્યવસ્થિત જડ તત્વ, (૨) પ્રાણ અને (૩) મન યાને માનસિક ચેતના. પરંતુ આગળ આરોહણ કરવાનુ હજી રહે છે માનવજાતિને એ માર્ગનો અણસાર અને તૂટક તૂટક પરિચય તથા શ્રદ્ધા ટકાવે એવી અનુભૂતિ જમાને જમાને મળતાં રહ્યાં છે. અત્યારે આપણા યુગમાં એટલી પ્રગતિ માનવે સાધી છે કે હવે માનવજાતિ ધારે તો ઉપરની ચેતના તરફ પોતે સંકલ્પપૂર્વક આરોહણ કરી શકે છે અને સાથે સાથે અંતરાત્માને જાગ્રત કરીને પોતાની અંદર અવતરણ કરવાને એ ઊર્ધ્વ—ચેતનાનું આવાહન પણ કરી શકે છે.

ડે.લુઇસ શ્રોતા તરીકે ખૂબ આનંદ પામ્યા. મને કહે "તમારો ઘણો આભાર માનુ છુ તમે આ પુસ્તકો આપો છો તે માટે વધારે આભારી છુ હુ એ વાંચવાનો પ્રયત્ન કરીશ."

હું ઊઠયો લીફ્ટ સુધી મને મૂકવાને આવ્યા લીફ્ટમાં મે કહ્યું: "ડે લુઇસ! તમને મળીને મને ઘણો આનંદ થયો! જો હિંદ આવવાનુ થાય તો મારૂં તમને પોંડિચેરી તરફથી આમંત્રણ છે તે ભૂલતા નહિ." "મને આ લીફ્ટ ફાવતી નથી"—જરા વાર થઇ એટલે મે જણાવ્યું.

લુઇસ કહે: "મને પણ કોઇવાર કેદખાના જેવી લાગે છે. ઉપર

વિના મકાનમાં સુધારા વધારા તથા સમારકામ કરવાની અગત્ય આપણા લોકોને સમજાઈ હોય. ઇંગ્લેંડમાં પોતાનું ઘર ત્રણસો વર્ષ જૂનું છે, સો વર્ષનું છે, ચારસો વર્ષનું છે એ વસ્તુ તે તે કુટુંબ માટે અભિમાનનો વિષય હોય છે. એ પ્રમાણે કરવા જતાં એમને ખર્ચ ઘણો થાય છે તથા વિજળી, ગરમ પાણી, નળ, રેડિયો વગેરે જીવનની બધી સગવડો એમાં ગોઠવવામાં ઘણો વિચાર અને યોજના પણ કરવા પડે છે. પણ અંગ્રેજ લોકો એ પ્રમાણે કરે છે અને કરવામાં આનંદ લે છે, અને ખુશીથી પૈસા—જરૂર પડે તો—ખર્ચે છે.

રાત્રે ખાણાનું ટેબલ સુંદર અને જૂના સારી રીતે શણગારેલું હતું. ચાર મીણબત્તીઓ રૂપાની દાનીઓમાં ચેતાવી હતી. સાદો વનસ્પતિ આહાર મારે માટે રાખ્યો હતો. જમતાં જમતાં યુરોપમાં પણ આધ્યાત્મિકતા માટે ત્યાગ કરનારા છે એવો પ્રશ્ન મોરવેનાનો હતો. મારે તેની ના ન હતી, પણ હું જાણતો હતો કે હિંદમાં આધ્યાત્મિક જીવન માટે ત્યાગની જે ભાવના અને તેની સમજૂતી છે તેવી યુરોપમાં નથી—અપવાદો તો થોડા જ. શ્રી અરવિંદ વિષે ઘણી વાતો થઇ. શ્રી અરવિંદ સાથેની મારી પહેલી મુલાકાત પણ એને કહી સંભળાવી. લડાઈ દરમિયાન એમણે લીધેલું વલણ અને કરેલું કાર્ય વગેરે ઘણી વાતો થઈ. શુદ્ધ ધર્મ પ્રત્યે એનું વલણ જુદું હતું. મિસિસ વિટાકર અને મોરવેના તથા ટામ એમ અમે ચાર જણાએ વાતો કરવામાં ૧૦॥-૧૧ વગાડ્યા. આફ્રિકાની મુસાફરી વિષે પણ થોડી વાતો થઈ. મોરવેના મને આયરિશ છે અને તેથી આધ્યાત્મિક વસ્તુ ટામ કરતાં વધારે સારી રીતે સમજી શકે છે એ પણ એણે જણાવ્યું. શ્રી અરવિંદનાં બધાં પુસ્તકો હજી વાંચ્યાં નથી. રાત્રે કોણ જાણે કયા મુદ્દા ઉપર મતભેદ થયો. આખરે દસ મિનિટ ધ્યાન કરીને રાત્રે અમે છૂટા પડ્યા.

સુંદર ગુલાબ પણ ખીલેલાં છે. મોરવેનાના અભ્યાસના ઓરડાની બારી અને એક બારણું આ બાગ અને એમાં આવેલા નાના સરખા તળાવ તરફ પડે છે. ત્યાંથી દશ્ય ઘણું સુંદર દેખાય છે. સામી બાજુએ સફરજનના ઝાડ અને ઢોરોને બાંધવાનો વાડો તથા મરઘાંઓને રાખવાની જગો છે. તેની સીધી લીટીમાં બાગની બહાર શાકના ક્યારાઓ છે. કુલે ૧૦ એકર જમીન સારી ગણાય. આ ઘર, ઢોર, મરઘાં અને જમીન સાચવવામાં, વ્યવસ્થિત રાખવામાં ટોમ અને મોરવેનાનો બધો સમય પૂરો થઈ જાય છે. નોકરો એટલા મોંઘા છે કે કોઈ બધો વખત નોકરો રાખી શકે તેમ નથી. એટલે કલાક બેકલાક ખૂબ જરૂરી કામ માટે નક્કી કરેલે સમયે ભારે રોજવાળા એક બે નોકરો જ પોસાય. આગલે જ દિવસે પોંડીચેરીથી ૨૭ પેકેટો પુસ્તકોના પોસ્ટ મારફત, આપણે વખતસર ગણાય એ રીતે, મારે માટે આવી પહોંચ્યાં હતાં.

સવારે નાસ્તો કરીને બાગમાં સૂર્યનો તડકો હતો તેમાં બેઠો. શાકુંતલની વાર્તા મોરવેનાને સાંભળવી હતી તે સંભળાવી. એને અભ્યાસ કે પુસ્તક કરતા વ્યક્તિમાં વધારે રસ પડે છે, એમ જણાયું. બપોરે બધાં પુસ્તકોનાં પેકેટ છોડ્યાં અને ફરીને એમાંથી પાંચ સેટ જૂદા કર્યા. આવતીકાલે સવારે કેમ્બ્રીજ લઈ જવા માટે એક સેટ તૈયાર કરીને સરસ રીતે બાંધ્યો જેથી સૂટકેસમાં તૈયાર બાંધેલો લઈ જવાય. વાતચીત દરમિયાન મોરવેનાએ કહ્યું : "તમારા આશ્રમના કવિઓ 'સુવર્ણ જ્યોતિ' 'ભૂરું આકાશ' અને 'અનંત'માં જ મચી ગયા લાગે છે. ભમરી, ફૂલ, છોડ, કીડી વિષે એ લોકો કેમ કવિતા લખતા નથી?"

**૯મી સપ્ટેમ્બર:** સવારે નાસ્તો વગેરે કરીને ૧૦॥ વાગે કેમ્બ્રીજ જવા માટે મોરવેનાની કારમાં નીકળ્યા. સાથે પુસ્તકોનો કેસ પણ લઈ લીધો. ૧૧–૧૫ કેમ્બ્રીજ પહોંચી ગયાં. રસ્તામાં હિંદની ગરીબાઈ, રાષ્ટ્રીય અને સામૂહિક ચેતનાની જાગૃતિનો અભાવ, વસ્તીનો વધારો, તેને રોકવાના ઉપાયો, પાંચ વર્ષની યોજના વગેરે સામાન્ય અને વિશેષ વિષયો પર વાતો થઈ.

રાષ્ટ્રીય યુનિવર્સિટીની સ્થાપના, હિંદ અને ઇંગ્લેંડ વચ્ચે સહકારની આવશ્યકતા, હિંદનું ઇંગ્લેંડને સહકાર વિશેનું વલણ, આંતરરાષ્ટ્રીય રાજકીય એકતા, શ્રી અરવિંદનો માનવજીવનના પ્રશ્નોના ઉકેલમાં ફાળો, વગેરે અનેક વિષયો પર વાર્તાલાપ થયો. મી વીલીકે કદી હિંદ આવ્યા નથી. જવાહરલાલ આવ્યા ત્યારે ખાણું આપ્યું હતું તે એમણે મને જણાવ્યું અને પંડિતજી સાથે આવેલા હિંદની સરકારના અધિકારી એમાં ચાર જણા કેમ્બ્રીજના હતા એ વાત ગૌરવ સહિત મને કરી.*

શ્રી અરવિંદ વિષે વિગતવાર સપ્રમાણ માહિતી મેળવવા માટે કીંગ્સ કૉલેજમાં મારે તપાસ કરવી પડશે એમ જણાવતાં પોતેજ મેડા ઉપર જઈને ટેલિફોન કરીને કીંગ્સ કૉલેજના વાઇસપ્રોવૉસ્ટ મી જોન સૉલ્ટમાર્શ સાથે ૨॥ વાગ્યે મારી મૂલાકાત ગોઠવી આપી અને એને બધી મદદ કરવાને ભલામણ કરી જેની ખરેખર જરૂર પણ ભાગ્યે હતી કારણ કે મી સૉલ્ટ માર્શ ખૂબજ સહાનુભૂતિવાળા માણસ હતા!

શેરી નામના દારૂને બદલે મારે માટે એમણે ઑરેન્જનો રસ મગાવ્યો તે મે પીધો. અમારી મુલાકાત પૂરી થઇ ત્યારે એમના પત્ની તથા પુત્રી અને જમાઈ તથા એમના બાળકો બાગમાં હતા ત્યાં મને લઇ જઇને સૌ જોડે ઓળખાણ કરાવી. મે એમને હિંદ આવે તો પોંડિચેરી આવવાને આમંત્રણ આપ્યું. કહે કે હિંદ ઉપરથી તો હું વિમાનમાં ફક્ત ઉડ્યો છું, જમીન પર ઉતર્યો નથી. બાળકો જોડે થોડો સમય મજાક કરીને શ્રી અરવિંદના પુસ્તકોનો સેટ લાવ્યો હતો તે યુનિવર્સિટીની લાયબ્રેરીને ભેટ તરીકે એમની સ્મૃતિમાં, એક જગાએ રાખવા માટે, આપ્યો.§ "આ તો એક આખી લાયબ્રેરી છે!" કહી ઘણો ઉપકાર માન્યો અને શરત પ્રમાણે પુસ્તકો એકત્ર રાખવામાં

* મુલાકાત પછી મી વીલીકને લખેલા પત્ર માટે જુઓ પરિશિષ્ટ ત્રીજું
§ અર્પણલેખ માટે જુઓ પરિશિષ્ટ ત્રીજું

આવશે એમ જણાવ્યું. મારી સાથે આવેલ મૉરવેનાનું મેં એમની સાથે ઓળખાણ કરાવ્યું.

મારે પ્રો. મિસિસ વૅાન લોહાઇઝન સાથે ખાણું લેવાનું હતું તે જાણતા હતા એટલે જતાં પહેલાં બાથરૂમમાં મને પોતે દોરી ગયા. સંસ્કારી અંગ્રેજની સભ્યતા અને સહાનુભૂતિનું એક ઉત્તમ ઉદાહરણ મળ્યું !

બપોરે એકવાગે બૉમ્બે રેસ્ટોરાંમાં મિસિસ વૅાન લોહાઇઝન તથા બ્રિટિશ કાઉન્સિલના મી. પ્રેસ સાથે ખાણું લીધું. પારીઘેરી વિષે, સાહિત્ય વિષે, શ્રી અરવિંદે કરેલા વેદના અર્થઘટન વિષે સવિસ્તરપણે વાતચીત થઇ. એમનો વિષય પ્રાચ્યવિદ્યાનો છે. વેદ ઉપરના માગ લેખો તથા શ્રી અરવિંદ અને કપાલીશાસ્ત્રીનાં પુસ્તકો વગેરે વિષય ઉપર વાત થઇ. એ પોતે યુનેસ્કોના સંસ્કાર વિભાગમાં સભ્ય છે અને આધ્યાત્મિકતા વિષે એમને આદર પણ છે પરંતુ ખ્રિસ્તી વિચારણા અને પક્ષપાતી વલણને લઇને એમને પોતાનાં મૂલ્યો વ્યક્ત કરવાં મુશ્કેલી નડે છે. આંતરરાષ્ટ્રીય એકતા વિષે શ્રી અરવિંદનું Ideal of human unity એ પુસ્તક પ્રત્યે એમનું ધ્યાન ખેંચ્યું.

પ્રથમ મને કીંગ્સ કૉલેજના ચેપલમા—દેવાલયમા—લઇ ગયા આ તો કેમ્બ્રીજમા જ નહિ આખા ઇંગ્લેંડમા એક પ્રસિદ્ધ દેવાલય છે અંદર જઇને જોયુ ત્યારે ખાતરી થઇ ખરેખર 'Magnificient'—'ભવ્ય' છે! એને રાજાઓએ—હેન્રી છઠ્ઠાએ અને સાતમાએ—બધા યુ અને એમને પણ બાધતા ૮૦ વર્ષ લાગ્યા હતા! રાજાઓના મુગટો, રાજચિહ્નો વગેરે અનિવાર્ય—આપણી દૃષ્ટિએ અપ્રાસગિક—વિગતો બાદ આખુ દેવળ ખરેખર ભવ્ય છે એની લબાઇ અને ઉચાઇનુ પ્રમાણ એની પહોળાઇ અને લબાઇના વિભાગો, અને ઊંચેની છતમા પાડેલી archesની—કમાનોની—ભાત ખરેખર એટલી બધી સપ્રમાણ અને સવાદિ છે કે આપણને ભવ્યતાનો અનુભવ કરાવે એમા જ્યારે રગીન કાચના હજારો ચોરસો બારીની જગાએ નીચેથી ઉચે બન્ને બાજુએ તેર વિભાગમા વહેચાયેલા અને સામેની આખી એક બાજુ રોકતા જોઇએ છીએ અને એના ઉપર બહારના તેજના કિરણો પડતા જે સુદર અસર આપણા માનસ ઉપર પડે છે તેનુ વર્ણન કરવુ મુશ્કેલ છે માનવે ઇશ્વરનુ આવાહન કરવા માટે જે પ્રયત્નો કર્યા છે—અને પરિણામે મદિરો મૂર્તિઓ, દેવળો તથા મસ્જીદો બાધી છે તેમા કીંગ્સ ચૅપલ એક ભવ્ય નમૂના તરીકે સ્થાન પામે એવુ સરસ ચૅપલ છે

ત્યાથી અમે રજીસ્ટ્રારની ઑફીસમા ગયા શ્રી અરવિંદનુ રેકોર્ડ તૈયાર જ રાખ્યુ હતુ ૧૮૯૦ની સાલમા દાખલ થયેલા તે સમયની બધી વિગતોના બધા વિભાગો જોયા છેક છેવટે Remarksના કૉલમમા ૧૯૦૭મા એમના ઉપર રાજદ્રોહ માટે સરકારે કામ ચલાવેલુ તે બીના પણ નોંધેલી હતી અને છેવટે 'acquitted'—'છૂટી ગયા એમ ઉમેરેલુ પણ હતુ! આ પ્રાચીન સસ્થાઓ કેટલી કાળજીપૂર્વક આ બધી નોંધો રાખે છે તેનો આ તો એક જ નમૂનો છે શ્રી અરવિંદ ૧૮૯૨મા કૉલેજ છોડીને ગયા ત્યારપછીના એમના જીવનની નોંધ પણ એમના રજીસ્ટરમા ચડતી હતી!

ત્યાંથી મી. સૅન્ટ માર્ગ મને એમની કૉલેજમાં લઈ ગયા. ત્યાં સંસ્થાની કૉલેજના જૂદા જૂદા વિભાગોના પ્લેન હતા. ૧૮૯૦ના ઑગસ્ટમાં ત્રૅાનરોને જ્યારે કૉલેજમાં જગો અપાયેલી ત્યારે રિવાજ પ્રમાણે એમનાં નામ પ્લેનમાં દરેકની ખોલીની જગોમાં લખવામાં આવતાં ત્યાં 'ટ્રૅાનેન'માં થી અરવિન્દનું નામ 'Ghose' તરીકે લખેલું મને દેખાડ્યું. ૧૮૯૧ના ઑક્ટોબરમાં એમને બીજે વર્ષે પણ એજ ખોલી એમને અપાયેલી એટલે એ વર્ષના પ્લેનમાં પણ 'Ghose' હતું. ૧૮૯૨ના ઑક્ટોબરમાં એમની રૂમ 'Vacant'—'ખાલી'—હતી.

પછી મને એ કૉલેજમાં લઈ ગયા. પથ્થરના—ચૂનાના પથ્થરના—પગથિયાં ઘસાઈ ગયેલાં હતાં પણ એ તો કૉલેજની પ્રાચીનતાના ભાગરૂ એમને એ પગથિયાંનો છેક અન્ત નહિ આવે ત્યાં સુધી નવાં મૂકશે નહિ! એમની જૂની ઓરડી ચાવી વતી ખોલી મને બતાવી. હું ભાવની ભરતીમાં તણાઈ ગયો. એ પછી એક અગ્રગણ્ય તાજા

અમારા બેનો ફેરો પણ પ્રસંગના સ્મરણ પૂરતો લેવડાવ્યો. મોડું થઈ ગયું હતું એટલે એમને એક રેસ્ટોરાંમાં ચાહ પીવા માટે લઈ ગયો. શ્રી અરવિંદજ વાર્તાનો વિષય હતા. કેમ્બ્રીજના એમણે કહી સંભળાવેલા પ્રસંગોમાંના કેટલાક એમને સંભળાવ્યા. O. B.—Oscar Browning—તે વખતે પ્રોવોસ્ટ હતા. એમના વિષે મી. સૅાલ્ટ માર્શે મને લાયબ્રેરીમાં લઈ જઈને ઘણી માહિતી આપી. સર આઈઝેક ન્યુટને રાજાને કરેલી અરજી પણ જોવા મળી. કેમ્બ્રીજ યુનિવર્સિટીનું બંધારણ રાજસત્તાથી સ્વતંત્ર છે. આઈઝેક ન્યુટનના જમાનામાં રાજાએ એમને કીંગ્સ કૅાલેજના પ્રોવૅાસ્ટ નીમ્યા. યુનિવર્સિટીના વ્યવસ્થાપક મંડળે એનો વિરોધ કર્યો. એ કારણે કે કીંગ્સના પ્રોવૅાસ્ટની ચૂંટણી ,સભ્યોએ કરવી એવું બંધારણમાં છે. આખરે આઈઝેક ન્યુટનને પ્રોવૅાસ્ટની જગ્યાએ યુનિવર્સિટીએ ચૂંટયા નહિ અને એમણે રાજાને અરજી તો કરી—જે કેમ્બ્રીજમાં છે—તે નિષ્ફળ ગઈ.

કેમ્બ્રીજની વિદ્યાપીઠમાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓની ૧૭૫૨ પછીની નોંધ પુસ્તકાકારે પ્રગટ થયેલી છે એમાંથી શ્રી અરવિંદના સમકાલીન વિદ્યાર્થીઓ વિષે માહિતી મળશે વગેરે જણાવ્યું. કેમ્બ્રીજ કૅાલેજના મેગેઝીનનો ૧૯૫૧નો શ્રી અરવિંદના અવસાન પછી લખાયલી એક લાંબી નોંધવાળો અંક પણ એમણે મને આપ્યો.*

સાંજે પં. રીશીરામના આગ્રહથી (૧૦ કીમ્બર્લી સ્ટ્રીટ) એમને ઘેર ગયો. વાળુ ત્યાં કર્યું. રીશીરામ કેમ્બ્રીજ રહેવા માગે છે—એક વર્ષ માટે. થોડો વખત સાંજે કેમ નદી પર ફર્યા.

પં. રીશીરામે દિવસના તથા સાંજે ફરતા ફરતાં આશ્રમ, યુનિવર્સિટી વગેરે વિષે પ્રશ્નોની ઝડી વરસાવી હતી અને યથાશક્તિ મેં એમને સંતોષ આપવા પ્રયત્ન પણ કર્યો. યુરોપના અને ખાસ કરીને ઇંગ્લૅંડના, આધ

* જુઓ પરિશિષ્ટ બીજું

જીવનની વ્યવસ્થા, યોજના, સમૃદ્ધિ, નિયમિતતા, સ્વચ્છતા, સામાજીક ચેતનાની હાજરી વગેરેની એમના પર ઘણી ઊંડી છાપ પડી છે. વારેવારે તેઓ હિંદના બાહ્ય જીવન સાથે, લોકોની સ્થિતિ સાથે, આચાર તથા વિચાર સાથે સરખામણી કર્યા કરતા હતા. આખરે મારે એમને દલીલો આપીને જણાવવું પડ્યું કે બે જુદી સંસ્કૃતિઓવાળા સમુદાયના બાહ્ય જીવનની સરખામણી કરવી બરાબર નથી, કારણ કે બન્નેના આંતર મૂલ્યો પ્રમાણે બાહ્ય જીવનનાં ધોરણો બંધાય છે. અલબત્ત, આપણે સ્વચ્છતા, તથા તંદુરસ્તીના સામાજિક ઉપાયો યોજવા જરૂરી છે પણ દુનિયાના ૨/૩ ભાગ ઉપર જેનું સામ્રાજ્ય હતું એવા એક નાના ટાપુ સાથે હિંદ જેવા વિરાટ અને હમણાં જ સ્વતંત્ર થયેલા ગરીબ દેશની સરખામણી કરવી વ્યાજબી નથી એમ મારે એમને જણાવવું પડ્યું 'પ્રગતિ'—'પ્રગતિ' કરીએ છીએ તેનું પણ મૂલ્ય આપવું પડે છે. પ્રકૃતિએ જે સ્વાભાવિક સંરક્ષણ શક્તિ આપેલી હોય છે તે કૃત્રિમ પ્રગતિ કરતાં લુપ્ત થાય છે નવી શોધાયેલી કાગ્મી દવાઓથી જંતુઓ પણ ટેવાઈ નથી જતા? જરૂરી બધી વસ્તુઓ મળે છે અને સસ્તી કિંમતે મળે છે એટલેથી માનવ જીવનનો પ્રશ્ન હલ થઈ જતો નથી.

જુદાં જ મૂલ્યોવાળી સંસ્કૃતિઓ એક બીજા પાસેથી ઘણુ શીખી શકે છે પરંતુ બાહ્ય અનુકરણ કરવાથી બેમાંથી કોઈને પણ લાભ થવાનો સંભવ ઓછો છે. ઇંગ્લૅંડની આબોહવા જ કેટલી જુદી છે તેનો વિચાર કરતા જણાશે કે અહીં બંધાયાનાં હોય છે તે બરાબર છે. પણ હિંદમાં? વળી બાહ્ય જીવનની વસ્તુઓ મળે એટલેથી માણસને અંતરનો સંતોષ થઈ જતો નથી, અને આખો વખત એ બાહ્ય જીવન ટકાવવામાં જતો રહે તો માનવ અને પશુ વચ્ચે ફેર કેટલો?

આટલી નાની સરખી નદીનો પણ અંગ્રેજ લોકો કેટલો બધો અને કેટલો સરસ ઉપયોગ કરે છે! શહેરમાંથી પસાર થતી નદીના બન્ને કાંઠાઓ ઈંટ, સીમેન્ટ કે કહેવાય નહિ એવા લાકડાથી બાંધી

લીધેલા છે, જેથી આજુબાજુની માટી નદીમાં પડે નહિ. આખું વરસ પાણી રહે એટલા માટે ઑક્સફર્ડની પેઠે અહીં પણ ઊંચી સપાટીનું પાણી બંધ બાંધીને રોકવામાં આવે છે અને વધારાનું પાણી વહી જાય છે. ઠેર ઠેર હોડીઓ રાખવા માટે સગવડો કરેલી છે. અને દરેક કૉલેજનો પાછળનો ભાગ નદીના કિનારા ઉપર પડતો હોઈ કૉલેજની હલેસાં મારવાની કલબો પણ જોવામાં આવે છે. જાહેર જનતાને નહાવા માટે જાહેર બાથ કિનારા પરજ હતો તેમાં ૩ પેન્સ આપનાર માણસ સવારના ૭થી સાંજના ૭ સુધી આ તરવાની સગવડવાળા બાથમાં સ્નાન કરી શકે છે. એમાં રંગનો કે જાતનો કશો ભેદ રાખવામાં આવતો નથી.

જમીને રાત ત્યાં જ સૂઈ રહ્યો.

**તા. ૧૦–૯–૫૫:** પં. રીશીરામને ત્યાંથી બસ સુધી લાંબો રસ્તો એ સુટકેસ ઉપાડીને વટાવવો પડ્યો. સવારે બજારમાંથી એક જર્સી લીધું—કેમ્બ્રીજની યાદગીરી અને ઠંડીના બખ્તર તરીકે. બપોરે લંડન પહોંચી ગયો.

સાંજે ૬ વાગે સુટકેસ લઈને ઘેર પહોંચ્યો. બધા બહાર ગયા હતા એટલે બારણા બહાર બેસવા સિવાય બીજો ઇલાજ ન હતો! લગભગ સવાએક કલાક એમ કાઢવો પડ્યો.

**તા. ૧૧–૯–૫૫:** ડૉ. દવેને મળ્યો. વાતચીત દરમિયાન બે ત્રણ બાબતમાં મદદ કરવાનું એમણે કહ્યું, પણ પરિણામ કાંઇ આવ્યું નહિ.

૧૧–૧૫ ક્વીન્સ ગેટ ટેરેસ પહોંચી ગયો. સાંજે ચાર વાગે હિંદુ એસોસીએશન ઑફ યુરોપ, ૩૧ પોલીગન રોડ, યુસ્ટન એન. ડબ્લ્યુ. ૧. એ મંડળ તરફથી સભા રાખવામાં આવી હતી. તેને માટે શ્રી અરવિંદ અને શ્રી નાતાજીના ફોટાઓ મોટા કદના લઇ જવા માટે તૈયાર કર્યા.

માનદ મંત્રી મી. મુકુન્દરાય ઠાકોરે મને સંસ્થાનું મકાન બતાવ્યું જે સારી હાલતમાં છે પરંતુ નિયમિત ઉપયોગમાં લેવાતું ન હોવાને

કારણે વધારે મહત્ત્વ માગી લ્યુ છે હિંદીભાઇઓની મગરૂરની માગ તમા નિર્બળના પન્ટામા તો ખૂબ સાને એવી રીતે આપણી આગળ તગી આવે છે હજુ હિંદીઓની પ્રતિનિધિ પ આ સંસ્થામા પણ હિંદીઓ પૂરતો રસ લેતા નથી સંસ્થાને પૈસાની તગી છે, છતા મકાનના અમુક ભાગો વ્યવસ્થાપકોમાના કેટલાક પોતાની વસ્તુઓ રાખવા માટે વાપરે છે! જાહેર હિતની ભાવના, કે હિંદના—તે પણ સ્વતંત્ર હિંદના ગૌરવને છાજે એવી એક સક્રિય સંસ્થા બનાવવા માટે પ્રયાસ થતા નથી. આ જગ્યા કંઈ નહિ તો હિંદથી આવનાર જાહેર કાર્યકર્તાઓ માટે ઉતારા તરીકે કામ લાગે તેવી છે અને તો, થોડા પૈસા પણ સંસ્થાને મળી શકે ડૉ દાકોર મેવાભાની હિંદી તરીકે ઘણી જહેમત ઉઠાવીને થોડા મિત્રોની મદદથી સંસ્થાને ટકાવી રહ્યા છે એવી ... પ માના મન ઉપર પડી છે ઇંગ્લેંડમા વસતા હિંદીઓએ પોતે સંસ્થામા ભાગ લઇ શકે કે ન લઇ શકે એનો વિચાર કે ગણની ચર્ચા વગ, આવી સંસ્થાને મ ... ની જોઇએ જેઓ એવી દલીલ કરે છે કે ' અમને સમય નથી તેઓ જ્યારે ઇંગ્લેંડમા હિંદીઓની પરિસ્થિતિ મુશ્કેલીભરી બનશે ત્યારે બહુ મોડા જાગશે અને સમજશે કે આવી પોતાના દેશની સંસ્કૃતિનુ અને હિંદીઓનુ પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાને પોષણ નહિ આપવામા ઉલટે ગુમાવવાનુ દેશને તો છે જ પરંતુ વ્યક્તિ તરીકે એમને પણ નુકસાન થવાનો સભવ છે ડૉ દાકોરે ૨... મા સદી ક ... ની. માર પ્રવચન થયુ

મોટી સખ્યા હિંદીઓની હતી જ્યારે સાત આઠ અંગ્રેજ સ્ત્રીઓ અને પુરુષો પણ હતા હિંદની સંસ્કૃતિની આંતરરાષ્ટ્રીય બાજુ તથા ઇંગ્લેંડની સંસ્કૃતિની કેટલીક ઉણપો મારા પ્રવચનમા દર્શાવવા મે પ્રયત્ન કર્યો હતો. ઇશ્વરને જીવન સાથે જોડવાની આવશ્યકતા તથા માનવ જીવનના પ્રશ્નો અને કોયડાઓના ઉકેલ એ ઊર્ધ્વતત્ત્વને જીવનમા લાવવાથી—પ્રગટ કરવાથી—જલદી મળશે એવી દલીલ મે કરી હતી. એમ કરે બધાને પ્રવચન ગમ્યુ

પછીથી મિ. દત્તનાં અંગ્રેજ પત્ની મિસિસ દત્તે બધાંને માટે ચ્હા તથા થોડો નાસ્તો તૈયાર કર્યાં હતાં તે લેવાં શ્રી સોંધી, શ્રી કપુર, શ્રી શેખરન, શ્રી જસાની વગેરે હિંદીભાઈઓ ઘણા ઉલટપૂર્વક મળ્યા. બધા કહેવા લાગ્યા કે કોઈ મોટા હૉલમાં પ્રવચન રાખવાની ઘણી જરૂર છે.

પણ એવા ક્ષણિક વિચારો અમલમાં ભાગ્યે મુકાય છે તે હું જાણતો હતો. શ્રોતાઓના સદ્‌ભાવના દ્યોતક તરીકે એને ગણીને મેં મોટા હૉલ વિષે કશી પ્રવૃત્તિ કરી નહિ. અલબત્ત, હિંદીભાઈઓએ એવી પ્રવૃત્તિ કરી હોત તો હું જરૂર એમને સંતોષ આપવા પ્રયત્ન કરત. પરંતુ મારો મૂળ ઉદ્દેશ અંગ્રેજ પ્રજાનો સંસર્ગ સાધવાનો હતો અને આપણી પ્રજાની નિર્બળતાઓ મારાથી છૂપી નથી એટલે એ ઉભરાનું કશું પરિણામ ન આવ્યું તેની મને જરા પણ અસર થઇ ન હતી.

રાત્રે મિસ ટોમલીન્સન સાથે ખાણું લીધું. ડોરીસ પાસેથી ઉછીના લીધેલા ફોટાઓ સભામાં ભૂલી ગયો! સાંજે ઘેર આવીને ડૉ. ઠાકોરને કાગળ લખ્યો કે ફોટાઓ મોકલી આપે.

**૧૨-૯-૫૫:** આજે ઘણા પત્રો લખવાના હતા. ઇન્ડિયા હાઉસ તરફથી આશાજનક ઉત્તર મળ્યો છે. બપોરે ૩ા વાગે મિ. એલ. વિનર્જેન્સને સંગીતની કૉલેજ—રોયલ એકેડેમી ઑફ મ્યુઝીક—રીજન્ટ પાર્ક, મેરીલ બોન રોડ પર મળ્યો. અમે એકબીજાને ઓળખતા ન હતા એટલે પોતે કાંડા પર રૂમાલ બાંધશે એવી નિશાની એમણે આપી હતી. ટેક્સીમાંથી ઉતર્યો ને એમને ઓળખી કાઢ્યા. પાસેના એક રેસ્ટોરાંમાં જઈ એમની સાથે પોણો કલાક ગાળ્યો. ઘણા સારા માણસ છે. હાલ નિવૃત્ત છે, છોકરો સારી જગો પર છે. બનતી મદદ કરવાનું વચન આપ્યું.

મારે ઑક્સફર્ડ જવાનું હોવાથી પાછો ફર્યો. સવારે જ એનલીથી બે સટકેસ ક્વીન્સગેટ ટેરેસ પર લાવીને મૂક્યા હતા. નિગેલરાયનનો

તાર આવ્યો હતો એને ફોન કરીને સ્ટેશન પર મળવા બોલાવ્યો. રાયન અને ફીલીમોર (બ્રેન) મને સ્ટેશન પર મળ્યા. રાયન ડગલાસ કાયરેનનો મિત્ર છે એને ડગલાસનું સ્પેનનું સરનામું આપ્યું. ફીલીમોર એની પત્ની સાથે હમણાંજ કેનેડામાં એકાંતવાસમાં રહી આવ્યા છે. ખાસ કશા અનુભવ થયા હોય એમ જણાયું નહિ. કોઈ ખ્રિસ્તી પંથની છાયા એમના પર હશે એમ લાગ્યું. ૪–૨૦ બપોરે ગાડી ઉપડી (ટીકીટના ૧૦ શિલિંગ. ઑક્સફર્ડના. થર્ડક્લાસ.) પેડીંગ્ટન સ્ટેશનથી

ગાડીમાં ગ્લાસગોના લેકચરર મી. ફ્રેંક મળ્યા. એમની સાથે વાતચીતમાં વખત ગયો. સંસ્કૃતિના વિષય પરજ વાતચીત થઈ હતી. ઑક્સફર્ડમાં સ્ટેશન પર મને ઘણી મદદ કરી. બ્રિટિશ કાઉન્સિલ તરફથી એક બસ મેમાનોને લેવાને આવી હતી તેમાં બીજા પણ કોલોક્વીયમમાં ભાગ લેનાર હતા તે બધા સાથે લગભગ ૬–૪૫ વાગે સેંમનોઝ કૉલેજમાં પહોંચ્યા ત્યાં મિ રોમલીન, મિ. બાશ વગેરે હાજર હતા. દરેકને પોતપોતાની જગોએ પહોંચાડવાનુ કામ પતાવ્યુ. ૭–૩૦ વાગે ખાણું હતું.

૮–૩૦ થી ૧૦–૪૫ "સમકાલીન બ્રિટિશ ફિલ્સુફી"ના કોલોક્વીયમની શરૂઆત. ડૉ. સ્ટ્રોસને 'રીકન્સ્ટ્રકશન એન્ડ એનાલીસીસ'–'પુનર્રચના અને પૃથક્કરણ' પર પ્રવચન કર્યું.

ઘણા નવા માણસોને મળવાનું થયું. પુનાના ડૉ દામલે હતા. હિંદમાંથી ત્રણ મહિના ઇંગ્લેંડ ગ્યા છે. આ સંસદ પછી હિંદ જવા ઉપડી જવાના છે. મિ. ટી. એસ. ગ્રેગરી બી બી. સીના સલાહકાર અહીં મળ્યા.

બપોરે આહારમાં કોઈ ન ફાવતી વસ્તુ (વનસ્પતિનીજ) આવી જવાને લીવે ઉલટીઓ થઈ, એટલે સાંજે સંસદમાં જઈ શક્યો નહિ રોમલીન ખબર લેવાને આવ્યા. છેવટે સુવાની ઓરડીમાં સગડી ન હતી એટલે મોટા હોલમાં ખાટલો લઈ આવ્યા. રાત્રે ૮ વાગે થોડું દૂધ લીધું.

આજે બપોરે કૉલેજો જોવાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો થોડીએક કૉલેજો જોઈ. મુખ્યત્વે બોડલીયન લાયબ્રેરી જોવામા મે વખત ગાળ્યો જૂના હસ્તલિખિત પુસ્તકો અને મૂળ લાયબ્રેરીનો લાકડાની ઇમારતનો વાળો ભાગ જેવોને તેવો રાખવામાં આવ્યો છે આ અંગ્રેજ પ્રજાની એક ખાસિયત એ છે કે જૂનુ હોય તેને જાળવી રાખે છે પણ પોતે જુનવાણી બની જતી નથી. એ જ લાયબ્રેરીમાં વિજળીના દીવા અને ટેલીફોનની સુંદર વ્યવસ્થા છે એટલું જ નહિ પરંતુ ઠંડીના દિવસોમા હવાને ગરમ રાખવાની ગોઠવણ છે. વળી પુસ્તકો સુરક્ષિત રહી શકે, એક જગાએ બહુ થોકડો ન થાય તેટલા માટે નીચે ભોયરાં કરીને ત્યા વ્યવસ્થિત રીતે ચોપડીઓ રહે છે જરૂર પ્રમાણે લીફ્ટમાં ઉંચકાઇને ચોપડીઓ ઉપર આવે છે, અને પછી પોતાને ઠેકાણે લઈ જવામાં આવે છે આમ જૂનુ સાચવવા સાથે પ્રગતિનો પણ મેળ આ પ્રજા મેળવવા પ્રયત્નશીલ રહે છે

વરસાદ પણ આજે હિંદના જેવો – મુંબઈ પડે છે તેવો – પડ્યો ૨૦ ડીગ્રી ગરમી ઓછી થઈ ગઈ! બધા ટાઢે ધ્રુજતા હતા બ્લૅકવેલની ચોપડીઓ વેચવાની દુકાન જોઈ સુંદર વ્યવસ્થા, મોટા પાયા ઉપર પુસ્તકોની જમાવટ, વિષયવાર વહેંચણી, કિંમતમા પણ ઘરાકને ફાવે એવી કિંમતે આપવાની યોજના - અંગ્રેજ પ્રજામા રહેલી વ્યવસ્થા શક્તિ આવી ચોપડીઓની દુકાનમા પણ જોવા મળે છે શ્રી અરવિંદના પુસ્તકોની પૂરી નોંધ મે એને આપી જેથી નવા લિસ્ટમા તે દાખલ કરી શકે વિલિયમ મોનીયરની સંસ્કૃત ડીક્શનરી લીધી

**૧૫-૯-૫૫:** ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજ જોવા ગયો વચમા સુંદર ચોગાન છે ટ્રીનીટી પણ જોઈ બધી કૉલેજોમા હરિયાળીવાળા ચોગાનો જોવામા આવે છે યુનિવર્સિટી તરફથી એને માટે જુદુ એક ખાતુ રાખવામા આવ્યુ છે મનમોહન ઘોષ શ્રી અરવિંદના ભાઇ, ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજમા હતા એને વિષે માહિતી મેળવવા પ્રયાસ કર્યો. બધી જ માહિતી મળી રહી.

[૧૮૮૭મા કૉલેજમા જોડાયલા. ૧૮૯૦મા કૉલેજ છોડી દીધી. (૧૨ પૌં ૧૦ શિ ડીપોઝીટ) ડીગ્રી લીધેલી નહિ ]

સર ડેવિડ રોસની મુલાકાત આજે લીધી બપોરે ૨–૩૦ વાગે હિંદ, સંસ્કૃતિનુ ધ્યેય, શ્રી અરવિંદના જીવનની રેખા, એમના પુસ્તકો અને કાર્યો વિષે વાતચીત થઈ એમણે પુસ્તકો ભેટ આપ્યા.

સાંજે પ્રવચન પછી ગ્રેગરીને મળ્યો માગ ઉતારા પર લઈ ગયો. શ્રી અરવિંદ વિષે વાતચીત કરી, પુસ્તકો બતાવ્યા, બી બી સી વિષે કહ્યુ લોર્ડ નફીલ્ડે ઑક્સફર્ડને મોટુ દાન કર્યું છે ૫૦૦ વિદ્યાર્થીઓ કામ કરી શકે એવી પ્રયોગશાળા બંધાય છે। આ બાબતમા ઑક્સફર્ડ કેમ્બ્રીજ કરતા વધારે સમૃદ્ધ છે વિદ્યાર્થીઓમાના ૭૫ ટકાને શિષ્યવૃત્તિ મળે છે

---

•

## ૩

# ઑક્સફર્ડ

[લંડનથી બે કલાકનો રસ્તો રેલ્વે મારફતઃ ૧૦ શિલિંગ ભાડું, ૩ જો વર્ગ,—૧૩મીથી ૨૫મી સપ્ટેમ્બર, ૧૯૫૫.]

ઑક્સફર્ડ ગામ ઘણું જૂનું વિદ્યાધામ ગણાય છે જેમાં પાંચ છ સદીઓથી સંસ્કાર, શોધ, સાહિત્ય, રાજકારણ વગેરે પ્રજાકીય જીવનનાં ક્ષેત્રોમાં નેતાઓ અને સાહિત્ય ઉત્પન્ન કરીને વિદ્યાપીઠે પોતાનો ફાળો આપ્યો છે અને આપી રહ્યું છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રીજે માનવ-જાતિની પ્રગતિમાં—ખાસ કરીને ભૌતિકશાસ્ત્રોની શોધખોળોમાં—પણ ઘણો અગત્યનો ફાળો આપ્યો છે. ઑક્સફર્ડની વચ્ચે થઇને થેમ્સ નદી વહે છે.—થેમ્સ માટે નદી એ આપણા લોકોની નજરે માનવાચક શબ્દ ગણાય,—કારણકે અહીંની નદીઓ એટલે વહેળા કે વહેળીયા જ સમજવાના. પણ એની જે કાળજી રખાય છે તે ઉપરથી આપણને ઘણું શીખવાનું મળે છે. અહીંની થેમ્સમાં—લંડનના બા'રા આગળ જોવામાં આવે છે તેવા—સફેદ હંસની પંક્તિઓ આરામથી તરતી દેખાય છે. શિકાર કરવાની મના છે જે બધા લોકો પાળે છે. એ દૃશ્ય સુંદર હોય છે. નદીની પહોળાઇ ૩૦ થી ૫૦ ફીટ જેટલી છે. પરંતુ જ્યાં જ્યાં વસ્તી પાસે થઇને પાણી વહે છે ત્યાં બન્ને બાજુના કિનારા સીમેન્ટથી, કે પત્થરની પાળથી, કે કોઇવાર પાણીમાં કહોવાય નહિ એવા લાકડાંઓથી, બાંધી લીધેલા હોય છે એટલે કાદવ કે માટી આજુબાજુથી

નદીમાં પાણી નથી. પાણી ઊંડું પણ બહુ નથી પણ નગર તરફથી સરવે ઝીણી ઊંચી જમીન આગળ બંધ બાંધી દીધા છે જેથી વરસાદનું પાણી એકદમ વહી ન જાય પણ જળવાઈ રહે અને અમુક ઉંચાઈ ઉપર થઈને આખું વરસ વહ્યા કરે. આથી નદીનું પાણી ધીમી ગતિએ વહે પણ હમેશાં વહેતું રહે છે. અનામત નદી હોવાથી કોઈ એમાં ઘણા ભાગે નાહતું નથી,—પણ વાસણ કોઈ માંજતું નથી, તેમ કોઈ કપડાં ધોતું નથી.

આવા નાના વહેળાઓનો પ્રકૃતિનું સૌંદર્ય જાણવા માટે તથા તરવા અને હોડીનાં હલેસાં મારતાં શીખવા માટે અંગ્રેજ પ્રજાએ ખૂબ ઉપયોગ કર્યો છે. ઑક્સફર્ડ શહેરમાં પાસેથી ૭ હોડીની શરતો મારેની રમતો છે. હલેસાં મારવા માટે પગ ભીના કર્યા વગર પાણીમાં ઉતરીને હોડીમાં જવા માટે તરતા ડક્કાઓ (તરે હવા ભરેલા પીપ જેવી વસ્તુઓ નાખીને) કર્યા છે. થોડે થોડે અંતરે હોડીઓ રાખવા માટે પાણીના વિશાળ પટ જમીન ખોદીને તૈયાર કર્યા છે. હોડીની કંપનીઓની પાસે જ હોડી બનાવવાના લાકડાની વખાર છે. વેપારની વસ્તુઓ પણ નદી મારફત લઈ જવાની વ્યવસ્થા છે. ખૂબ સાધારણ હોડી વચાળી કે ભાડે મળી શકે છે. જૂદી જૂદી કોલેજોની મોટી હોડીઓ શરતો જોવા માટે નાગરેલી હોય છે. અહીંની બધી જ નદીઓને આ વર્ણન લાગુ પડે છે. નદીની જાળવણી માટે એક ખાતું (Conservancy) સરકાર ચલાવે છે. ઑક્સફર્ડથી લંડન નદી (થેમ્સ) મારફત પણ જવાય છે અને આખા દિવસ સુધી પ્રકૃતિના સૌંદર્યના પ્રદેશમાં મુસાફરી કરવાનો અને Outing, બહાર ફરવાનો એમ બન્ને લાભો મળે છે.

ઑક્સફર્ડ ગામની વસ્તી લડાઈ પછી ઘણી થઈ ગઈ છે. ૯૦ હજારમાંથી એ લાખ ૪૦ હજાર. એમાં પચીસ કૉલેજો છે. જૂના જમાનાના મકાન ઇમારતોની બાજુ ઉપર આ પ્રાચીન સંસ્થાઓ

આવેલી છે એટલે રસ્તાઓ પહોળા થઈ શકે તેમ નથી. અંગ્રેજ પ્રજા આપણને હિંદીઓને પ્રાચીન પ્રિય અને અપ્રગતિશીલ કહે છે પણ અહીં ઑક્સફર્ડ કેમ્બ્રીજમાં જ નહિ પરંતુ એમના ગામડાંઓનાં ઘરોમાં જૂઓ તો એ લોકો જે જૂનું હોય છે તેને કેટલી કાળજીપૂર્વક સાચવે છે તેનો આપણને ખ્યાલ આવે. આપણે હિંદીઓ સુરત કે અમદાવાદનાં પ્રાચીન ઘરોની મરામત કરતી વખતે એનું રૂપ અને બાંધણી, નકશીનું વગેરે સઘળું તદ્દન બદલી નાંખીએ છીએ, જ્યારે અહીં દરેક ગામમાં ટ્યુડરના વખતની બાંધણીને જેવી ને તેવી રાખવાને મ્યુનિસિપાલિટી તથા લોકો પોતે પુષ્કળ કાળજી રાખે છે. એની એ જાતનું લાકડું, સુથારકામ વગેરે મેળવે છે.

એકજ ઉદાહરણ આપું છું. ઑક્સફર્ડની બધી કૉલેજોમાં (જૂની) અસલ રેતીયો-પત્થર અથવા Sand-stone ચૂનાનો પત્થર વપરાયો હતો. ઇંગ્લેંડની આબોહવામાં બરફ, ધુમ્મસ, વરસાદ અને તડકો પડતાં એ પત્થર બહુ જલદી ખવાઇ જાય છે એ હકીકત છે. દર પાંચથી દસ વર્ષે એ બદલવો પડે જ છે. પરિણામે, ઑક્સફર્ડમાં 'Surfacing' અથવા 'Freeing' ખવાઇ ગયેલા પત્થરને કાઢીને નવા પત્થર અસલના આકારમા મૂકવાનુ કામ આખુ વર્ષ ચાલુ હોય છે જ. એ લોકો Granite કે સીમેન્ટ વાપરવાનો વિચાર જ કરતા નથી!! અને છતાં એ સાચુ છે કે બોડલીયન લાયબ્રેરીમા જુનામાં જુના ઓકના લાકડાનો ભાગ એવો ને એવો રાખીને એમા ટેલિફોન તથા વિજળી, અને જ્યા લાયબ્રેરીના પુસ્તકો નાખવામા આવે છે ત્યાં લીફ્ટ વગેરે આધુનિક સાધનો આ લોકોએ દાખલ કર્યા છે

ઑક્સફર્ડ, કેમ્બ્રીજમાં મુખ્ય વસ્તુ ત્યાંનુ વાતાવરણ છે. મૂળ તો ખ્રિસ્તીધર્મના ગુરુઓએ વિદ્યાર્થીઓને શીખવવાની શરૂઆત કરેલી અને તેને માટે ચારેબાજુ ઓરડીઓ બાંધી વચમાં ખુલ્લી જગ્યા રાખેલી. એના સંસ્કાર આજે પણ જોવા મળે છે. દરેક કૉલેજમા કાઇસ્ટની કે કોઇ

ગતની કે કોઇ પાદરીની મૂર્તિઓ છે અલબત્ત વિદ્યાર્થીઓ ખ્રિસ્તી ધર્મમા માનતા હોય છે એવુ નથી પરંતુ કૉલેજ કે વિશ્વવિદ્યાલય સાથે ધાર્મિક ભાવ જોડાયેલો છે અને આજુબાજુથી લોકો ઑક્સફર્ડ આવે ત્યારે પણ કૉલેજો પ્રત્યે અર્ધધાર્મિકભાવ કહો અહોભાવ અને ધન્યતાપૂર્વક પણ જુએ છે

કૉલેજોની બૉર્ડિંગમા વિદ્યાર્થીજીવન સુંવાળુ હોતુ નથી વિદ્યાર્થીઓ થેલા પેટીઓ વગેરે ઉપાડીને જાતે જતા અથવા તો સામાન પર જતા જણાય છે મજૂરો છે નહિ એમને સ્વાશ્રયથી જ કામ કરવાની ફરજ પડે છે કૉલેજમા કે બૉર્ડિંગમા વસાઇ ગયેલા સીડીના (પથ્થરના) પગથિયા પ્રાચીનતાની યાદ તરીકે ગૌરવનો વિષય ગણાય છે ટ્યુટર સિનિયર ટ્યુટર ડીન ચેપ્લેન, પ્રૉફેસર વગેરેને અધિકાર ઘણો હોય છે શિસ્ત પાળવાની ફરજ વાતાવરણમાથી વિદ્યાર્થી શીખે છે એને શીખવાની ફરજ પડે છે ખોરાક એકદમ સાદો લગભગ સિપાઈને માટેનો હોય એવો, સ્વાદની જગા પણ ગણત્રી વગરની હોય છે એમા પણ સ્વાશ્રય અને નિયમિતતા જાળવવાની હોય છે વિદ્યાર્થીઓ પૈકી અધ્યાપકોમાના ઘટતાકને કૉલેજોમા ઓરડીઓ આપવામા આવેલી હોય છે તેમા કૉલેજના સૌ મહાન અધ્યાપકો રહે છે અધ્યાપકને પોતાના વિષયના વિદ્યાર્થીઓ ન હોય તેથી નાનમ લાગતી નથી એ પોતાનુ વિદ્યાની ઉપાસનાનુ, કામ કર્યે જાય છે વિદ્યાર્થીઓ આવે તેમને શીખવે છે કોઇ આગે અધ્યાપક મોભો ઓછો થતો નથી ઊલટું વિદ્યાર્થીઓ અધ્યાપક પ્રત્યે કેવળ માન નહિ પરંતુ ભક્તિની લાગણી ધરાવતા હોય છે આનો મને એક અંગત અનુભવ મુસાફરી દરમિયાન થયો માર્સેલ્સ સ્ટીમરમા મિ. એલીસન કરીને કેમ્બ્રીજનો સ્નાતક મને મળ્યો અમે એકબીજાને બહુ મોડા મળ્યા પણ જ્યારે એણે જાણ્યુ કે હુ કેમ્બ્રીજ જવાનો છુ ત્યારે એણે મને ડૉ. સી. એસ. લુઇસનુ નામ આપ્યુ લખવાનુ સાધન ન હોવાથી એક જૂના પરબીડીયાની પીઠ

બાજુ પર એણે નામ લખી આપ્યું. પછી એનું નામ પૂછતાં એણે બતાવ્યું, અને લખી આપવા કહેતાં એનું એ પરખીદીયું વાપરવું પડ્યું એટલે એણે કહ્યું: "ફરજ પડવાથી હું એક જ કાગળ પર નામ લખું છું ખરો, પણ એનો અર્થ એમની અને મારી વચ્ચે સરખાપણું છે કે હું એમનો બરોબરીયો છું એવો મુદ્દલે થતો નથી."

પ્રાચીન શૈલીનાં મકાનો સાથે વિશાળ હરિયાળીવાળાં ચોગાનો બધી જ કૉલેજોમાં જોવામાં આવે છે. યુનિવર્સિટી તરફથી એને માટે એક ખાતું રાખવામાં આવ્યું છે. બધી કૉલેજોમાં બહારથી આવનારાઓને જોવાની છૂટ હોય છે, જેનો લાભ ઘણા લોકો લે છે. દૂરથી આવનારા લોકો કૉલેજો અને યુનિવર્સિટીનાં વાતાવરણથી પ્રભાવિત થાય છે, એ સંસ્થાઓ વિષે ગૌરવ અનુભવે છે અને એમાં પોતાનાં બાળકો મોકલવા પ્રયત્ન કરે છે.

યુનિવર્સિટીનાં ત્રણ મોટાં મડળો કે સમિતિઓ છે. એક આર્થિક સમિતિ, બીજી અભ્યાસ માટેની, ત્રીજી વ્યવસ્થાપક–મધ્યસ્થ. બધી કૉલેજોને યુનિવર્સિટીમાં પ્રતિનિધિત્વ છે. દરેક કૉલેજને એની પોતાની દાનમાં મળેલી મિલ્કત હોય છે. ઉપરાંત યુનિવર્સિટીને પણ ઘણી મિલ્કત તથા ફંડો ધનાઢ્યો, જમીનદારો, જૂના વિદ્યાર્થીઓ, તથા રાજ્ય તરફથી મળેલી છે. એ બધાની વ્યવસ્થા માટે 'Estate Management Department'–મિલ્કતની વ્યવસ્થા માટેનું ખાતુ વિદ્યાપીઠને રાખવું પડે છે. આ વિશ્વવિદ્યાલયો સરકારની દખલથી તદ્દન સ્વતંત્ર રહીને પોતાની સસ્થાઓ ચલાવે છે. એમને પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે. વિદ્યાર્થીઓમાં ૭૫ ટકાને સ્કૉલરશીપો મળતી હોય છે.–કેટલાકને કૉલેજ તરફથી, યુનિવર્સિટી તરફથી, પોતાના ગામ કે સંસ્થા તરફથી. એવી સ્કૉલરશીપ વગરના વિદ્યાર્થીઓ 'કૉમનર' કહેવાય છે.

જગતભરની બધી વિદ્યાઓ શીખવા અને શીખવવાની આ વિશ્વ-

વિદ્યાલયોમાં ગોઠવણ છે. એ સંસ્થાએ ઇંગ્લેંડની સંસ્કારિક કેવળ નહિ પરંતુ આર્થિક અને રાજકીય પ્રગતિમાં ઘણો અગત્યનો ફાળો આપેલો છે. એ સંસ્થાઓમાં થયેલી શોધખોળોને પરિણામે ઇંગ્લેંડનો જ નહિ પરંતુ બીજા દેશોના ઉદ્યોગો બદલાઈ ગયા છે. એ સંસ્થાઓમાં બહુ જ ઓછા વેતનથી પોતાને ગમતી વિદ્યાઓનું આજીવન સેવન કરનારા થોડા વિદ્યાના સંન્યાસીઓ પણ અહીં હોય છે.

સંસ્થાઓના જૂના વિદ્યાર્થીઓ દેશને માટેના યુદ્ધમાં ભાગ લે છે તેનું ગૌરવ વિશ્વવિદ્યાલયો સ્મારક રચીને જાળવે છે. અને લડાઈ દરમિયાન સ્વયંસેવકોની તથા ઑફીસરોને તૈયાર કરનારી ટુકડીઓ પૂરી પાડે છે. આ વિશ્વવિદ્યાલયો પોતે અંતરની વ્યવસ્થાની પૂરેપૂરી સ્વતંત્રતા જાળવીને પ્રજા સમગ્રના જીવન સાથે ઓતપ્રોત રહેતી હોય છે. ઑક્સફર્ડ પોતે જેમ સ્વતંત્ર છે તેમ ત્યાંનું વાતાવરણ પણ સ્વતંત્ર વિચારનું પોષક છે.

લૉર્ડ નફીલ્ડનું મોટરનું તથા દેવગરના લાકડાનું બહુ મોટું કારખાનું ઑક્સફર્ડમાં છે હમણાં જ લૉર્ડ નફીલ્ડ તરફથી મોટી પ્રયોગશાળા બાંધવા માટે ઘણી સારી રકમ વિશ્વવિદ્યાલયને મળી છે. અને પ્રયોગશાળા લગભગ પૂરી થવા આવી છે. આશરે પાંચસો વિદ્યાર્થી એમાં પ્રયોગ કરી શકશે.

ઑક્સફર્ડ ગીચ વસ્તીવાળું થઈ ગયું છે. શનિ-રવિ એના સાંકડા રસ્તાઓની બાજુના ફુટપાથ પર ચાલવું મુશ્કેલ હોય છે!— પરંતુ સાંકડી થેમ્સ નદીની બન્ને બાજુએ મોટર કે સાઈકલના સંચાર વગરના નાના પગે ચાલવાના રસ્તાઓ પર માઈલો સુધી ફરી શકાય છે. એની કૉલેજોની પાસે કે પાછળ વિશાળ બગીચાઓ ઉપરાંત ઉપવનો પણ ઘણાં સુંદર હોય છે જેમાં ફરનારને બહારની ગીરદીનો ખ્યાલ પણ ન આવે! ઑક્સફર્ડની આજુબાજુનો પ્રદેશ ટેકરાટેકરીવાળો છે અને અહીંના લોકો પ્રકૃતિના સૌંદર્યને જાળવવાની કાળજી રાખે છે એટલે બહાર રસ્તાઓ પરથી આજુબાજુનું દૃશ્ય ઘણું સુંદર લાગે છે.

અલબત્ત, ઇંગ્લેંડ પ્રમાણમાં નાનો દેશ છે અને એને સામ્રાજ્ય મળ્યું તેનો એણે ઘણો સારો ઉપયોગ કર્યો છે.

પ્રજામાં 'દેશ'—'એકતા'—'દેશની મહત્તા' વગેરેનું ભાન ખૂબ સારા પ્રમાણમાં જાગ્રત છે. એટલે ઘણા લોકોએ કમાઇને પોતાનું ધન આ સંસ્કારપોષક સંસ્થાઓને ટકાવવા અને વિકસાવવા માટે આપેલું છે તેથીજ એ વિદ્યાપીઠો વિકાસ કરતી રહી શકી છે. સરકાર પણ એમને મદદ કરે છે. પરંતુ યુનિવર્સિટી—વિદ્યાપીઠના ચાલકોને એ મદદ લેવી સાલે છે. સરકારના ઓશિયાળા થવાની સ્થિતિ એમને પસંદ નથી, પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષોથી ન છૂટકે મદદ લેવી પડે છે.



## ૪

# ઑક્સફર્ડની સંસદ

## (બાહ્ય સ્વરૂપ)

કુલ ૧૩ દિવસ મઝેની આ મજલમાં એક દિવસ શેક્સપીઅરને ગામ—સ્ટ્રેટફર્ડ ઑન એવન—જવા માટે રખાયો હતો એક આખી બસ ભાડે કરીને આગળથી "All is well that ends well" નાટકની ટિકિટ પણ લઈ લેવામાં આવી હતી સાંજે ચારેક વાગે પહોંચીને જે ચર્ચમાં શેક્સપીઅરની જન્મ તારીખ નોંધાયેલી છે તે જોવા ગયા એ ચર્ચમાં જ એની કબર પણ છે જેના પત્થર ઉપર જુની અંગ્રેજી જોડણીમાં એણે પોતાના હાડકાંને ત્યાંથી ખસેડનારને શાપ આપેલો છે તે પણ કોતરેલો છે, તે જોયાં ચર્ચ, આજકાલના ચર્ચોને હિસાબે વધુ સાર છે કારણ કે શેક્સપીઅરના નામને લઈને બહારથી ઘણા લોકો તે જોવા માટે આવે છે તેમની પાસેથી સારી આવક થાય છે એના મરણની તારીખ પણ નોંધાયલી છે

એના જમાનાને હિસાબે શેક્સપીઅર પૈસાદાર હોવો જોઈએ નાનપણ ગરીબાઈમાં વિતાવ્યા પછી, નાટકમાં એને સારા પૈસા મળેલા હતા એમ જણાય છે એનું જન્મસ્થાન, તથા એણે ખરીદેલું આગલું એનું ઘર, એના જમાઈનું ઘર વગેરે જોવા માટે શેક્સપીઅર ટ્રસ્ટ ફી લે છે અને એની એટલી આવક થાય છે કે એમાંથી આખી સંસ્થા ચાલે છે તથા ઘરોને સારી સ્થિતિમાં રાખી શકાય છે તથા પુસ્તકો

એને માહિતી આપવા માટે પગારદાર માણસો પણ રાખી શકાય છે. શેક્સપીયર મેમોરીઅલ થિયેટર એકવાર તો બળી ગયું. ત્યારપછી આ નવું આધુનિક ઢબનું, યંત્રથી ગોળ ગોળ ફરતું થીએટર ઘણા મોટા ખર્ચે બાંધવામાં આવ્યું છે. ચાર પ્રવેશો આગળથી ગોઠવીને તૈયાર રખાય એવી રચના છે એટલે એક પ્રવેશ બંધ થતાં દીવા ઓલવીને પાછા કરવામાં આવે એટલામાં બીજો પ્રવેશ લોકો આગળ આવી જઇ શકે છે. આપણે ત્યાં કલકત્તામાં એવું થીએટર છે એમ સાંભળ્યું છે. પ્રેક્ષકોને બેસવાની ગોઠવણ ઘણી સગવડભરી છે અને દરેકનું સ્થાન નક્કી કરવામાં આવેલું હોય છે. નાટક ચાલતું હોય ત્યારે પ્રેક્ષકો ખૂબ શાંતિ જાળવે છે અને આવજા પણ ઘણીજ કાળજીપૂર્વક કરે છે. નાટક તરીકે અમે જોયેલો નાટક સાધારણ ગણાય. ખેલાડીઓ ઘણી સારી તૈયારીપૂર્વક અને જવાબદારીના ભાન સાથે કામ કરતા હતા. જમાનાને અનુરૂપ ફેરફારો પણ એમાં કરેલા હતા. પ્રેમનો વિષય આ યુરોપના લોકો માટે—જેમ સમગ્ર માનવજાતિ માટે પણ છેજ—સવિશેષ-રૂપે આધ્યાત્મિકતાવાળો લાગે છે. એમાં અંતરના ઉત્તમોત્તમ ગુણોને આત્માની ઉદાત્તમાં ઉદાત્ત શક્તિઓને પ્રગટ કરવાની તક મળે છે એમ એમના રંગમંડપ પરથી પણ આપણને લાગે છે.

મોડી રાત્રે ઑક્સફર્ડ પાછા ફર્યા. આજુબાજુના ગામો અને ગામડાંઓમાંથી સેંકડો લોકો નાટક જોવા માટે બસમાં અને કારમાં અહીં આવેજ છે. બહારના લોકો ઉપરાંત આમ ઇંગ્લેંડવાસીઓ આ થીએટરને નભાવવામાં મદદ કરે છે. અહીંનું વાતાવરણ એવુ છે કે આનંદપ્રમોદ, રંજન, રમતો વગેરેને આગળ પડતુ સ્થાન મળે છે. એટલે પ્રજાનો મોટો ભાગ એવી સંસ્થાઓ કે કંપનીઓને ટેકો આપે છે. જીવન સમૃદ્ધ કરવા માટે આ પરસ્પર આપ-લેનો નિયમ આ પ્રજા સારી રીતે અમલમાં મૂકે છે.

અમારી સંસદનાં એક બે લક્ષણો પ્રત્યે પણ વાંચનારનું ધ્યાન

એ ચર્ચવું જરૂરી છે. દરરોજ સંસદની શરૂઆત ૮।। કે નવ વાગે થતી અને બહાર ઠંડી હોવાથી હૉલનાં બારીબારણાં બંધ રાખવાની ફરજ પડતી હતી. જેવું પ્રવચન શરૂ થાય કે પાંચેક મિનિટમાં ચારે બાજુ બધા બીડી પીવાની શરૂઆત કરતા. દમેક મિનિટ પછી તો પ્રવચનકાર પોતે પણ બીડી સળગાવી વાંચતાં વાંચતાં વચમાં દમ લેતા. આમ કોઈવાર ચાલીસ પચાસ જણ બધે બાજુએ બીડી પીએ અને તે પણ ૨૫ × ૨૫ જેટલા ઓરડામાં ત્યારે વાતાવરણ કેવું થાય તેની કલ્પના અનુભવ વગર આવવી મુશ્કેલ છે કોઈ વખત તો મારે બારી ઉઘાડી નાખવી પડતી અથવા ધુમાડાથી અકળાઈને બહાર નીકળી આવવું પડતું! નવાઈ તો મને હમેશાં લાગ્યા કરતી કે આ ફિલસૂફીના અધ્યાપકો અને અભ્યાસકો રોજના ત્રણ ચાર કલાક પણ બીડી પીવાની તલપ ઉપર સંયમ શા માટે નહિ કેળવતા હોય? અને છેવટે, પ્રવચનકારે તો પોણા કલાક માટે એવો સંયમ રાખવો જોઈએ!

બીજું, આ બધા ફિલસૂફોને જ્યારે સામાજિક જીવનમાં જોવા મળતા ત્યારે એમની ફિલસૂફીની અસર એમના વર્તન કે વચનમાં ભાગ્યે જોવામાં આવતી. છેલ્લે દિવસે તો ફિલસૂફોની મહેફિલ પણ રાખવામાં આવી હતી. રાતે જમ્યા પછી એ જ લેક્ચર હૉલમાં 'મેરી'ની પાર્ટી રાખવામાં આવી હતી! મારે એક ભાઈની મુલાકાત પરહેજથી ગોઠવાઈ હતી તેથી હું મોડો ગયો. પણ ગયો ત્યારે ફિલસૂફી અને જીવન વચ્ચેનું અંતર પૂરાય નહિ ત્યાં સુધી ફિલસૂફી વંધ્યા રહેવાની છે એ મેં મારી ખાતરી થઈ જે દર્શન આપણા જીવનમાં પ્રગટે તે જ એક રીતે આપણું સાચું દર્શન ગણાય. એ દૃષ્ટિએ છેલ્લા દિવસની રમતગમત,—મુખ્યત્વે ગાનતાન ખાતર ગોઠવાયેલી, પાર્ટીએ અમારી ગંભીરતાની અતિમાત્રાને હળવી કરી એ સાચું — પણ સાથે સાથે મારા જેવા હિંદની સંસ્કૃતિની દૃષ્ટિને અપનાવનાર માટે એ પ્રસંગ નવી દૃષ્ટિ આપે તેવો બન્યો, એ પણ મારે નોંધવું જોઈએ

જ્યારે હું ઑક્સફર્ડ ગયો ત્યારે મેં એવી આશા રાખી હતી કે ત્યાં મિ. સ્પોલ્ડીંગે પૌર્વાત્ય ધર્મોના અભ્યાસ માટે અધ્યાપકો રાખી શકાય તે માટે મોટી રકમ દાનમાં આપીને પોતે એક ટ્રસ્ટ ઊભું કર્યું હતું તેની જીવંત અસર ઑક્સફર્ડમાં રહી હશે. પરંતુ પૂર્વની જીવંત વિચારધારાઓ જોડે ઑક્સફર્ડના વિદ્યાપીઠની આપલે ન જેવી જ છે. જેમ પશ્ચિમના વિચારો હિંદની વિદ્યાપીઠોના અભ્યાસક્રમોદ્વારા હિંદના લોકોને ઉપલબ્ધ થાય છે તે પ્રમાણે હિંદના ધાર્મિક તથા ફિલસૂફીના વિચારોને ઑક્સફર્ડમાં સ્થાન મળે એ હેતુથી મિ. સ્પોલ્ડીંગે ટ્રસ્ટ કર્યું હતું. એ વિષયના પહેલા અધ્યાપક તરીકે આચાર્ય રાધાકૃષ્ણનની પસંદગી કરવામાં આવી હતી. એ વિષે મને વર્તમાનપત્રોદ્વારા ખબર પડી હતી. એટલે જ્યારે ઑક્સફર્ડ જવાનું થયું ત્યારે ત્યાં હિંદી ફિલસૂફી તથા ધર્મ વિષે જાણનાર થોડાઘણા માણસો હશે એવી મે આશા રાખી હતી પરંતુ ત્યાં ગયા પછી હું એ બાબત પૂરેપૂરો નિરાશ થયો. શ્રીયુત રાધાકૃષ્ણનના પ્રવચનોની કશી અસર ઑક્સફર્ડ પર પડેલી જણાઇ નહિ. ઇંગ્લેંડમાં યુનિવર્સિટીના અધ્યાપકને ક્લાસો શીખવવાના નથી હોતા. જો વિદ્યાર્થીઓ હોય તો છેક ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને તે દોરવણી આપે છે. પરંતુ એવું પણ બને છે કે અમુક વિષયમા એક પણ વિદ્યાર્થી ન હોય અને છતા એ વિષયનો અધ્યાપક હોય. એ પોતાના વિષયનો અભ્યાસ વધારતો રહે છે, — જરૂર પ્રમાણે પુસ્તકો કે લેખો પણ લખે અને વિદ્યાર્થી હોય તો શીખવે. એવા પ્રવચનોમા ગમે તે માણસ આવી શકે છે શ્રી રાધાકૃષ્ણનના અધ્યાપનને પરિણામે કશી સ્થાયી અસર મને જણાઈ નહિ. અને એ અનુભવ સાચો ઠર્યો કારણ કે મિ. સ્પોલ્ડીંગે એ ટ્રસ્ટ તરફથી અધ્યાપકની નિમણૂક કરવાનુ બંધ કર્યું અને એને ઠેકાણે "Union for the study of great religions" શરૂ કર્યું. એ મડળના સેક્રેટરી મિ. હેન્ડર્સનને હું મળ્યો. તેઓ ઘણા જ સાગ જીજ્ઞાસુ આત્મા છે અને હિંદની સંસ્કૃતિ ઑક્સફર્ડમા સ્વીકારાય તે માટે બનતા પ્રયાસો કરે છે.

જોડે કલાના અન્તિમ ઉદ્દેશ વિષે અને આધ્યાત્મિક વાસ્તવિકતા અને કલાના સંબંધ વિષે વાતચીત થઈ એમને એ પણ ખાતરી હતી કે બુદ્ધિપ્રધાન કે તર્કપ્રમાણિત ચર્ચા જે સત્યનું કે વાસ્તવિકતાનું જ્ઞાન આપે છે તે જ કંઈ સત્યનું એકમાત્ર સ્વરૂપ છે કે ઉત્તમોત્તમ અંગ છે એમ નથી કલા જે સૌંદર્યનું દર્શન કરાવે છે, અંતરાત્માને અને સમગ્ર પ્રકૃતિને જડતામાંથી ઊર્ધ્વમાં આરોહણ કરાવે છે અને જે આનંદ આપીને પોતાની વાસ્તવિકતાની પ્રતીતિ આપે છે એ એક રીતે સત્યનું અને અમારી હિંદની દૃષ્ટિએ તો પ્રભુનું, સૌથી ઉચ્ચ સ્વરૂપ છે

પણ ખૂબી તો એ હતી કે એ બન્ને અધ્યાપકો તત્ત્વજ્ઞ કરતાં સંગીતના વધારે રસિયા હતા પ્રૉ ક્રાફ્ટ જ્યારે ચર્ચામાં ભાગ લેતા ત્યારે ખૂબ તટસ્થતાપૂર્વક અને સૂક્ષ્મતા સહિત પોતાની સોક્રેટીક પદ્ધતિની શ્રદ્ધા વ્યક્ત કરતા, પણ જ્યારે નાની સરખી ઊંચી મેજ પર પિયાનો સામે બેસીને સંગીતની લિપિ પર નજર રાખી હાથ ચલાવતા ત્યારે કોઈ જુદી જ વ્યક્તિ બની જતા સંગીતના સ્વરોનો મેળ અને એ મેળથી જામતું સૌંદર્ય અને એ વાયોલીન અને પિયાનોના અન્યોન્ય સહકારને પરિણામે સંગીતના આત્માનું જે મૂર્ત સ્વરૂપ પ્રકટ થતું તે પાર્થિવ છતાં અપાર્થિવ હતું અને પ્રૉ ક્રાફ્ટ અને મર્ફિ બન્ને એ સંગીતના લય સાથે ડોલતા એટલું જ નહિ પણ દ્રુત ગતિ કરતા એમનું નાડીતંત્ર પણ તાલબદ્ધ દ્રુત ગતિ ધારણ કરતું અને એ સવારના સૌંદર્યનો આનંદ એમના ચહેરા પર જાણે વખત નૃત્ય કરતો જણાતો. આમ્બી ૯ સુધી આત્મવિનોદન,—સંવાદગાન અને આનંદમય આ મનોવિનોદન એ બન્ને જણા ફિલસૂફીમાં તો નહોતા જ કરી શકતા અને રોજ રાતે ૧૦॥ સુધી મહેફીલ કરતા

મેં એમને કહ્યું “તમે તમારો ધંધો ભૂલ્યા છો! સંગીત કદી ભૂલી શકો નહિ તમારા અંતરાત્માની ભૂખ તો એનાથી સંતોષાવાની છે”

પ્રૉ ક્રાફ્ટે કહ્યું કે એમની પુત્રી વાયોલીન વગાડે છે ત્યારે પોતે

પિયાનાનો સહકાર આપે છે! ભર્ગિયે તો પોતાની વાપેલીન થોડા વખત માટે પણ કોઇને ઝાલવા પણ ન ધીરે!

બન્ને જણા સાથે એટલો સારો સંબંધ થયો* કે બન્નેએ હિંદ આવવાની ઇચ્છા જણાવી! કોઇ દહાડો એ સફળ થશે એવી આશા રાખું છું.

**૨૦મી સપ્ટેમ્બર ૧૯૫૫:** આજે દુનિયાના મહાન ધર્મોનો અભ્યાસ કરનાર મંડળના સેક્રેટરી મિ. હેન્ડરસનને મળવાનું થયું. એમની અને મિ. બારાની સિફારસથી પ્રૉફેસર લીયો રૉથ મને મળવાને આવ્યા. મૂળ કેમ્બ્રીજના પણ વર્ષો સુધી ઑક્સફર્ડમાં અધ્યાપક તરીકે એમણે કામ કર્યું છે. અત્યારે નિવૃત્ત થયેલા છે અને યાહુદી હોઈ ઇઝરાયલની વિદ્યાપીઠમાં થોડાં વર્ષો ગાળીને હમણાં ઇગ્લેંડ પાછા ફર્યા છે. તેઓ હિંદ જવા માગે છે. મારી સલાહ સૂચના અને ઓળખાણના પત્રો લેવા આવ્યા હતા.

બનતી મદદ કરી, પણ મને જણાયુ કે આ પરદેશી મુસાફરો સાચા હિંદને જાણવાની તક મેળવવા માટે ભાગ્યે તૈયાર હોય છે. સરકારના તથા બાહ્ય સંગઠનવાળી સંસ્થાઓ ઉપર એમનો આધાર હોય છે. વળી પોતાને રસ હોય એવાં જાહેર કાર્યો કરવાની ઇચ્છા પણ તેમનામાં રહેલી હોય હિંદની પ્રજાનુ બહારનું સ્વરૂપ જોઇને એ લોકો પાછા ફરે છે અને હિંદ વિષે ઘણો હલકો અભિપ્રાય એના બહારના દેદાર પરથી બાંધે છે એક લેખે એ લોકો સાચા પણ છે. કારણ કે આખરે આપણી સસ્કૃતિમાં પ્રાણ હોય તો તે આપણા વ્યક્તિગત અને સામહિક જીવનમાં પ્રગટ થવો જોઇએ. દેશને માટે, સંસ્કૃતિ માટે ગૌરવનો અભાવ, શિસ્તની ગેરહાજરી, અનાગ ગરીબાઇ, સંકુચિત માનસ વગેરે આપણી પ્રજામાં એટલા મોટા પ્રમાણમાં છે કે આપણે વર્ષો સુધી જાગ્રત પ્રયત્નો કરીશું નહિ તો કદી બીજી પ્રજાઓની

* ડૉ. કાફટને લખેલો પત્ર અને તેના જવાબ માટે જુઓ પરિશિષ્ટ.

સરખામણીમાં પાસ માર્ક પણ નહિ મેળવી શકીએ. 'સંસ્કૃતિ'માં ગયે મહિને લખ્યું હતું તેમ જીવનમાં તો આપણી 'વિરાટ પામરતા'નું આપણે પ્રદર્શન કરીએ છીએ. એટલે જગતને દોરવાની મિથ્યાભાવના-માંથી ઊંચા આવીને આપણું ઘર જ વ્યવસ્થિત કરીશું તો કદાચ બીજી પ્રજાઓને વધારે અસરકારક બોધ આપી શકીશું.

પછીથી હિંદમાં આવ્યો ત્યારે જાણ્યું કે લીઑં રૉથ હિંદમા અને એકાદ દિવસ આશ્રમમાં પણ—આવી ગયા હતા વિનોબા ઉપર આપેલા કાગળનો તેઓ ઉપયોગ કરી શકયા ન હતા!

**૨૨મીએ** પ્રૉ. ક્રોમ્બીને મળવાનું થયું. બપોરે મિ. હેન્ડર્સન અને બેગળી સાથે ઑક્સફર્ડના તાજમહાલમાં ખાણું હતું. 'તાજમહાલ' હૉટેલ એક ગુજરાતી હિંદી મિ ઠાકર ચલાવે છે. વર્ષોથી ઇંગ્લૅંડમાં વસેલા છે અને ત્યાં જ લગ્ન કરીને સ્થિર થયા જેવા છે. અંગ્રેજી ભણ્યા વગરના પણ કેટલાક હિંદીઓ ઇંગ્લૅંડમાં રહે છે,—રહી શકે છે એ પણ આશ્ચર્યજનક ઘટના છે! થોડાં વર્ષોના અભ્યાસથી એ લોકો બોલતા શીખી જાય છે મિ બેગળી પી એચ ડી. માટે પ્રયત્ન કરે છે. હિંદમા આવી ગયેલા છે અને હિંદનું આકર્ષણ આજે પણ છે.

પ્રૉ ક્રોમ્બી ઘણા જરૂરી ઘરના કામમાં રોકાઇ ગયેલા હોવાથી હમણાં મળી શકયા એમણે બે ત્રણ સૂચનાઓ કરી તે ઉપયોગી નીવડી

**૨૩મી સપ્ટેમ્બર:** આજે લૉર્ડ નફીલ્ડની મદદથી બંધાતી લૅબોરેટરી—પ્રયોગશાળા—જોવા ગયો. મારે રસાયનશાસ્ત્રમા થયેલી પ્રગતિ પ્રયોગશાળા દ્વારા જોવી હતી. ૧૧॥ વાગે પ્રૉ. ક્રોલીન હાર્ડીને મળ્યો અને ચાર વાગે ડૉ. પ્રાઇસને મળ્યો.

શ્રી અરવિંદનું સાહિત્ય મૂલ્યવાન છે, અગ્રેજ પ્રજાને માટે ઘણું ઉપયોગી છે એવી છાપ પ્રૉ. હાર્ડીના ઉપર પડી ખરી. પણ એમણે પોતે ક્લાસીકલ સાહિત્યનો વિશેષ પરિચય છે અને આધુનિક સાહિત્ય સાથે

સંબંધ નથી એમ કહીને કશી સંગીન મદદ કરવાની અશક્તિ જણાવી ત્યાં આગ્રહ કરીને એમને શ્રી અરવિંદનું કાવ્યસાહિત્ય વાંચવા આપ્યું.

મુલાકાત દરમિયાન મિ. સી. એસ. લુઇસનું નામ એમણે સૂચવ્યું. એ અધ્યાપક તરીકે કામ કરે છે કેમ્બ્રીજમાં, પણ ઘર છે ઑક્સફર્ડમાં. અત્યારે વેકેશન હોવાથી ઑક્સફર્ડમાં હતા. પણ હું એમને મળી શકું એટલો વખત ન હતો. આજકાલમાં લંડન જવાનું થશે. મિ. હાર્ડીએ એમને ફોનથી ખબર કરી હશે એટલે બપોરે તદ્દન સ્વાભાવિક સરળતાપૂર્વક શ્રીયુત લુઇસ મારે ઉતારે આવ્યા. ખૂબ સરળતાવાળા ચારિત્ર્યશીલ સજ્જન લાગ્યા. શ્રી અરવિંદ વિષે વાત થઈ. કેમ્બ્રીજ ફરીને આવીશ ત્યારે એમને મળીશ વગેરે નક્કી કર્યું. પ્રયોગશાળા જોવા જવાનો સમય થવાથી જલદી અમે છૂટા પડયા.

ડૉ. બ્રુઅર પ્રયોગશાળામાં મળ્યા. એકપછી એક પ્રયોગશાળાના વિભાગો બતાવ્યા. સેંકડો વર્ષો પહેલાંની પ્રયોગશાળા બદલાતાં, સુધારા વધારા થતાં અત્યારની સ્થિતિમાં આવી છે તે મકાનમાં થયેલા ફેરફારોમાં જોઈ શકાય છે. પણ હવે બાજુમાંથી વિશાળ જમીન પર નવીજ બાંધણીનું પાયમાં વિદ્યાર્થીઓનો સમાવેશ કરે એવું મોટું સીમેન્ટ કાસ્ટ મકાન બંધાય છે તે પણ અમે જોયુ. મિ. બ્રુઅર અને એમના સાથીઓને ભૌતિક શોધમાં શ્રદ્ધા હો વા ન હો પરંતુ જીવન વિષે એમનું વલણ સત્યશોધકના કરતા વ્યવહારલક્ષી અને કાંઈક અંશે નિરાશામય અજ્ઞેયવાદી જેવું હતુ.

**૨૪ મીએ** જવા માટેની તૈયારી કરવાની હતી. પ્રૉ. દામલે સાથે એક હિંદી વિદ્યાર્થીને ઘેર રાત્રે જમવાનું રાખ્યું હતુ. એમણે બીજા બે ત્રણ વિદ્યાર્થીઓને પણ આમંત્રણ આપ્યુ હતુ. વાતચીત એકાદ કલાક થઈ. આ વિદ્યાર્થીઓનુ વલણ બીજા હિંદી વિદ્યાર્થીઓની સરખામણીમાં કાંઈક સારૂં લાગ્યુ. મોટે ભાગે હિંદી વિદ્યાર્થીઓ હિંદની સંસ્કૃતિને ઉતારી પાડવામા અહીં આનંદ લેતા જણાય છે.

એમાં ખાસ ખોટું પણ નથી, કારણ કે માનવે સર્જેલી કોઈ સંસ્કૃતિ હજી સુધી પૂર્ણ હોવાનો દાવો કરી શકે તેમ નથી. હિંદની સંસ્કૃતિને પણ એ સત્ય લાગુ થાય છે. પણ ઇંગ્લૅંડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓ ભૂલી જાય છે કે એ સૂત્ર ઇંગ્લૅંડની સંસ્કૃતિને પણ લાગુ પડે છે. પરિણામે આપણી સંસ્કૃતિ વિષે સમજૂતી આપવા કે એને રજૂ કરવા કોઈ આવે છે તો એને અંગ્રેજો કરતાં કેટલીક વાર આપણા હિંદીઓના વિરોધથી આગળ કરવો પડે છે. અલબત્ત, એ પ્રમાણે પોતાની સંસ્કૃતિનો પક્ષપાત ભૂલી જઈને પણ એ લોકો ઇંગ્લૅંડની સંસ્કૃતિનાં શક્તિદાયક અને જીવંત તત્ત્વોને અપનાવી શકતા હોય તો તો ઘણું સારું, પણ કમનસીબે એવું ભાગ્યે બને છે. ઇંગ્લૅંડના જીવનની બાહ્ય ટાપટીપ અને અંગ્રેજી વિચારો કે આચારો પ્રત્યે પક્ષપાત લઈને ઘણુંખરું એ લોકો હિંદમાં આવે છે અને હિંદના મહાભાગમાં કશી અસર ઉપજાવવા માટે અશક્ત નીવડે છે. આમ એકંદર દૃષ્ટિએ જોતાં હિંદની વસ્તીમાંથી ઘણો મોટો ભાગ પરદેશ—આફ્રિકા, ફ્રાન્સ, જર્મની, અમેરિકા, ઇંગ્લૅંડ—જઈ આવેલો જણાય છે. એટલે જ આપણું જીવન એકંદર અંશતઃ બીજામાં જકડાયલું દેખાય છે ત્યાં એવું કશું નથી.

હિંદીઓ પોતાનું સમર્થ સંગઠન પણ જમાવી શકતા નથી. આપણી અત્યારની વિદેશો પ્રત્યે તટસ્થ નીતિ, આર્થિક અને રાજકીય અશક્ત દશામાં પણ શાંતિ અને અહિંસાનો પદાર્થપાઠ આપવાની આપણી ધગશ — આપણને પ્રજાકીય જીવનમાં સામર્થ્ય, ઓજસ્, વ્યવસ્થા, શિસ્ત, કે જીવંત એકતાની રાષ્ટ્રભાવનાનો અનુભવ કરતાં અટકાવતી તો નથી?

ઇંગ્લેંડમાં વસતા હિંદીઓ જ્યારે જ્યારે રાષ્ટ્રીય સ્વતંત્રતાનો દેખાવ કરે છે ત્યારે મોટે ભાગે અંગ્રેજ પ્રજામાં સદા જાગ્રત એમની રાષ્ટ્રચેતનાના પ્રત્યાઘાત રૂપે જ હોય છે, — એમનામાં સ્વાભાવિકપણે જાગ્રત દેશભાવના કે દેશાભિમાનનો આવિર્ભાવ નથી હોતો. અરે, કોઈ રાષ્ટ્રીય ઉત્સવને પ્રસંગે જ્યારે હિંદીઓ અને અંગ્રેજો ભેગા મળે છે ત્યારે હિંદીઓમાંના ઘણાખરાને તો રાષ્ટ્રગીતની એક કડિકા પણ મોઢે નથી હોતી — ગાવાની તો વાત જ ક્યાં? પરદેશની કોઈ સરકારી મહેફિલમાં બધા પોતપોતાની ભાષાની કવિતા ગાઈ સંભળાવે ત્યારે આપણા હિંદીઓમાંથી ભાગ્યે જ કોઈ એટલું પણ કરી શકતા હોય છે.

લંડનના ફેસ્ટીવલ હૉલમાં કે બીજા કોઈ ગામના સંગીતના જલસામાં "ગૉડ સેવ ધ કીન" ગવાતાં જે ગંભીર ભાવપૂર્વક આખી મિજલસ ઊભી થઈ જાય છે, — અને જેમાં આપણા હિંદીઓ પણ અંગ્રેજ પ્રજા માટે માનની લાગણી દર્શાવવા ભાગ લે છે, — તે ભાવ એના એ લોકો આપણું રાષ્ટ્રગીત ગવાતું હોય ત્યારે ભાગ્યે અનુભવે છે. અતિશય તીવ્ર રાષ્ટ્રભાવ રાષ્ટ્રીય અહંતાનો પોષક હોઈ શકે છે, પરંતુ સ્વતંત્ર દેશને માટે એવા રાષ્ટ્રભાવની ગેરહાજરી તો આત્મઘાતક જ ગણાવી જોઈએ. આખરે માનવજાતિની એકતા કોઈ દિવસ પણ સિદ્ધ થશે તો તે સ્વતંત્ર પ્રજાઓની રાષ્ટ્રચેતનાના સ્વાભાવિક વિકાસનું પરિણામ હશે. છેલ્લે દિવસે અમારી સભામાં જે પાર્ટી 'ટી' પીણા માટે રોકાઈ હતી તેનો આરંભ રાણી પ્રત્યે વફાદારી અને દીર્ઘાયુષની ઇચ્છા વ્યક્ત કરીને થયો હતો! અને સભા હતી હિંદુસ્તાની!

## ૫

# પાછા લંડનમાં

**૨૫મી સપ્ટેમ્બર:** સવારે લંડન જવા માટે ઉપડી ગયો ૧૦॥ વાગે લંડન પહોંચી ગયો સાંજે એતની પહોંચ્યો

**૨૬મી સપ્ટેમ્બર:** ૧૦॥ વાગે રોયલ ઇન્ડિયા પાકિસ્તાન સિલોન સોસાયટીના સેક્રેટરી મિ રીસ્ટની મુલાકાત, શ્રી અરવિંદ વિષે એક પ્રવચન ૨૮મી ઑક્ટોબરે નક્કી કર્યું. પણ તે પહેલાં એમણે કદાચ દાણો ચાપી જોવાને વાતચીત કરી લાગી. શ્રી અરવિંદનું પુસ્તક* સોસાયટીએ છપાવ્યું છે તે બદલ મે એમનો આભાર માન્યો. એમણે બુદ્ધ ધર્મ વિષે વાત કરતા જણાવ્યું કે "હમણાં અહીં બુદ્ધ ધર્મ વિષે ઘણો પ્રચાર થાય છે બુદ્ધ ધર્મ વિષે શ્રી અરવિંદનો શો અભિપ્રાય છે?" મે જણાવ્યુ કે, "અંગ્રેજોને અને ખાસ કરીને યુરોપીયનોને બુદ્ધ ધર્મ વધારે અનુકૂળ પડે છે એ તો સમજી શકાય એવી વાત છે, કારણ કે બુદ્ધનું દર્શન તર્કપ્રધાન છે એ એનું પહેલું આકર્ષણ છે બીજુ, નીતિના આચરણ પર એ ભાર મૂકે છે અને કર્મવાદને આગળ કરીને જીવનની સમજૂતી આપે છે

પરંતુ એની મર્યાદાઓ પણ એટલી જ સ્પષ્ટ અને સત્યશોધકને મૂઝવે તેવી છે બૌધમત અનાત્મવાદી અને અનિશ્વરવાદી છે એટલે પણ આજકાલના નાસ્તિકતા તરફ ઢળતા અથવા તો ભૌતિકશાસ્ત્ર પેઠે

* 'Sri Aurobindo by Langley'

ન્યૂન પ્રત્યક્ષમાં જ માનનારા માણસોને તે આકર્ષે છે પરંતુ 'કર્મ'નું ચક્ર કોણે પ્રવર્તાવ્યું, યાને કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું એની સમજુતી એમાં મળતી નથી. બીજું મોટું કારણ તો એ છે કે જીવન પોતે અનિત્ય હોઈ સનાતન કાળ સુધી દુ:ખ અને શોકનું ક્ષેત્ર રહેવાનું એવું એના વાદમાં સ્વીકૃત છે. જીવનમાં દુ:ખ અને શોક હમેશાં જોવામાં આવે છે એ હકીકતનો સ્વીકાર કરતાં પણ જીવનની ચંચિતા થતાં એનો ત્યાગ ત્યાંમાં રહેલી છે એમ માનવું મુશ્કેલ છે. અજ્ઞાન અને શોકવાળું જીવન પણ માનવના વિમાસનું ક્ષેત્ર બની શકે છે. બુદ્ધનો ઉકેલ પણ એક તરફી લાગે છે. એણે સમાજના બે ભાગ પાડ્યા, ભિક્ષુઓ અને શ્રમણો ધર્મમય જીવન ગાળનારો, ધર્મને સંપૂર્ણપણે જીવન સમર્પણ કરનારો વર્ગ અને ગૃહસ્થો યાને સંસારી લોકો જેઓ સંપૂર્ણ ધર્મમય જીવન માટે તૈયારી કરનારા ગણાતા. એને પરિણામે ગૃહસ્થ લોકો તો પોતે ધર્મના આદર્શને પહોંચી શકવાના નથી જ એમ માનીને વર્તતા. એટલે મોટા ભાગના અનુયાયીઓ ઊંચામાં ઊંચી ભાવનાનો અમલ કરવાનો પોતાનો અધિકાર કદી સ્વીકારતા જ નહિ.

સૌથી મોટી મુશ્કેલી તો એ છે કે ગૌતમ બુદ્ધે પોતાનો ઉદ્દેશ વ્યવહાર પ્રત્યે નજર રાખીને નક્કી કરેલો લાગે છે. જીવન અનિત્ય છે, જીવન દુ:ખમય છે. એનો ઉપાય શોધવાનો એમનો પ્રયત્ન છે. પરંતુ જીવનમાં દુ:ખ શા માટે છે? આસક્તિ કે તૃષ્ણા દુ:ખનું કારણ છે એમ તેઓ જણાવે છે. પરંતુ જગત આવું કેમ છે? કોણે બનાવ્યું? માનવ દુ:ખને વશ શા માટે થાય છે? એના સંતોષકારક તર્કબદ્ધ જવાબ બૌદ્ધ ધર્મમાં નથી.

બે ત્રણ વાર જ્યારે સંપ્રાપ્તિની અંતિમ સ્થિતિ વિષે, — અથવા આખરી વાસ્તવિકતાના સ્વરૂપ વિષે એમને પૂછવામાં આવેલું ત્યારે એમણે જવાબ ઉડાવી દીધેલો. 'તમારે દુ:ખના ઉપાય સાથે કામ છે. એને

કોણે બનાવ્યું એની સાથે નિસ્બત છે? કોઈ માણસને તીર વાગ્યું હોય તો એ પોતાને ઘાના વાની દવા કરવા માગે કે તીર કોણે બનાવ્યું, કેવી રીતે બનાવ્યું શા માટે બનાવ્યું એ પ્રશ્નો કરતા ઊભો રહે?' અને ગૌતમે એ પણ કહેલું કે એ પ્રશ્નના સંતોષકારક ઉત્તરો માનવ મનને કદી મળી શકવાના નથી માનવ મનનું બંધારણ જોતા એમાં ઘણું સત્ય છે એમ લાગે છે

પણ સૃષ્ટિની ઉત્પત્તિ વિષે, જગતના સ્વરૂપ વિષે તથા માનવના ભાવિ વિષે માનવ બુદ્ધિમાં જિજ્ઞાસા રહેલી છે અને તેની તૃપ્તિને પણ સ્થાન હોવું જોઈએ પ્રશ્ન ન પૂછો એમ કહેવાથી કાંઈ માનવ મન જિજ્ઞાસા મૂકી દઈ શકતું નથી. હા, એમ કહી શકાય કે તર્ક પ્રમાણિત ઉકેલ મળે ત્યાર પછી બુદ્ધિને કોરાણે મૂકવાની જરૂર ઊભી થઈ શકે બુદ્ધ ધર્મમાં સૌથી વધારે મુશ્કેલ વાત તો એ છે કે આખો અજ્ઞાન અને દુઃખનો પ્રશ્ન વ્યક્તિગત હોય એ પ્રમાણે ઉકેલવામાં આવે છે પરંતુ પ્રશ્ન તો સામૂહિક છે, આખી માનવજાતિનો છે

અવતાર આવે છે પરંતુ એનુ મુખ્ય કાર્ય માનવની મર્યાદિત પ્રકૃતિમા દિવ્ય ચેતનાનો પ્રકાશ પ્રગટાવવાનુ હોય છે,—માનવ દિવ્યતાનો અધિકારી છે એ બતાવી આપવાનુ છે એટલે પ્રત્યેક અવતારનુ કાર્ય એના જમાનામા માનવજાતિની પરિસ્થિતિ વડે મર્યાદિત થયેલુ જણાય છે કદાચ, બુદ્ધના સમયમા બુદ્ધ લાવ્યા તેથી વધારે ઉચ્ચ પ્રકારની જ્યોતિ માનવ જાતિમા લાવી શકાય એવી પરિસ્થિતિજ નહિ હોય! કોણ કહી શકે?

એ સમસ્ત દર્શનમા આ વિરાટ વિશ્વમા કાર્ય કરી રહેલી શક્તિ આટલુ સકુલ વિશ્વ સર્જે છે તેની એ જહેમત કોઇ સાર્થકતામા પરિણમતી દેખાતી નથી આખરે, તો ક્ષણિક જીવન અવાસ્તવિક જ રહે છે, લગભગ મિથ્યા જેવુ બની જાય છે આમ આખા વિરાટ વિશ્વની શક્તિના કાર્યનો સાર લગભગ શૂન્યમા આવતો લાગે છે બૌદ્ધ ધર્મની એ અભાવાત્મક બાજુ ભાગ્યે આજકાલના માણસને લાંબા વખત માટે આકર્ષી શકે"

ત્યાથી પાછા ફરતા પાસેજ પાર્લામેન્ટ હાઉસ હતુ તેની સામેજ મેન્ટ પૉલનુ દેવળ છે પાર્લામેન્ટ હાઉસની ચારેબાજુ ઐતિહાસિક પુરુષોના પૂતળા જ પૂતળા ઊભા કરેલા છે ક્રોમવેલ, કીંગ રીચાર્ડ વગેરે વગેરે રાજનીતિમા જેમણે ઉપયોગી ભાગ ભજવેલો છે તેમના તથા નેતાઓના પૂતળાઓ અહીં છે મોટા બીગબેનના ટાવરમા સમારકામ ચાલતુ હતુ મધુ હાઉસ જોવામા મને રસ ન હતો પણ પાસે થઇને જતો હતો એટલે બેસ્ટવેસ્ટ હૉલમા ડોકીયુ કર્યું એક નોકર ઉભો હતો તેને પૂછીને માહિતી મેળવી ૯૦૦ વર્ષ પહેલા આ હૉલ બંધાયો હતો અને આખી દુનિયામા (એના અભિપ્રાય પ્રમાણે) મોટામા મોટા છે, એનુ છાપરૂ લાકડાની કમાનો પર ટકાવેલુ છે અને એ કમાનોમા લોઢાના ખીલા કે સ્ક્રુ વપરાયેલા નથી બે વાર એ હૉલ ભાગી ગયો હતો અને બે વાર સમારકામ કરીને ફરી બાંધવામા આવ્યો છે જ્યારે રાજાનુ માથુ કાપી નાખવામા આવતુ ત્યારે એને એક અધારે માર્ગે થેમ્સ

નદીના કિનારા પર લઇ જવામા આવતો અને ટાવરમા એનુ માથુ ધડથી જુદુ કરવામા આવતુ એ હૉલમા ૪૫૦૦ માણસો ખાણુ લે છે ત્યારે ટેબલની સામી ૧૪ હારો મંડાય છે અને મોટી મોટી ખુરસીઓ અને ગાલીચા વગેરે વાપરવામા આવે છે ત્રણ જગાએથી બેન્ડ વગાડવાની ગોઠવણ રાખવામા આવી છે

ત્યાથી નીકળીને બપોરે મોન્ટ્રોમા લંચ લીધો અને ૩॥ વાગે સેન્ટ પૉલ સ્કૂલમા હાઇ માસ્ટરને મળવાને ગયો



૬

# મારી સેન્ટ પૉલની જાત્રા

સેન્ટ પૉલ સ્કૂલ ડીન કોલેટ નામના સેન્ટ પૉલ દેવળના પાદરીએ ચર્ચની મિલ્કત દાનમાં આપીને ૧૫૦૯માં સ્થાપન કરી. અસલ મકાન સેન્ટ પૉલના દેવળની પાસે હતું પણ તે આગમાં બળી ગયું એટલે અત્યારે સાઉથ કેનસિંગ્ટનમાં જ્યાં તે છે ત્યાં, ૧૮૮૪માં (જે વર્ષમાં શ્રી અરવિંદ જોડાયા તેજ વર્ષમાં) લઈ જવામાં આવી. ઈંગ્લેંડમાં ગ્રીક ભાષાનો અભ્યાસ ડીન કોલેટે આ સ્કૂલ સ્થાપન કરીને વ્યવસ્થિત કર્યો. એટલે આ સ્કૂલ ઑક્સફર્ડ અને કેમ્બ્રીજની વિદ્યાપીઠો જેવી જૂની છે. એમાંથી ઈંગ્લેંડના ઘણા પ્રખ્યાત પુરુષો ભણીને બહાર પડ્યા છે, ઉ ત. માર્લબરો, પેપીસ, મિલ્ટન કવિ, વગેરે સેન્ટ પૉલના વિદ્યાર્થીઓ હતા. ૧૮૮૪માં સાયન્સ દાખલ કરવામાં આવ્યું હતુ. સંસ્થા નાની હતી. એ વર્ષમાં એક હાઇ માસ્ટર, ૧૨ શિક્ષકો અને ૨૧૧ વિદ્યાર્થીઓ હતા. સ્કૂલને સારા પાયા ઉપર લાવવા માટે મૅન્ચેસ્ટરમાં એ જ પાયા ઉપર ચાલતી ગ્રામ સ્કૂલના સફળ હાઈ માસ્ટર ડૉ. વૉકરને સેન્ટ પૉલ માટે ૧૮૭૬માં નીમવામા આવ્યા હતા. એ શિક્ષાગુરુ ઘણાજ પ્રખ્યાત છે. એમણે ૧૮૭૬થી ૧૯૦૫ સુધી સ્કૂલનુ સંચાલન કરીને એને ખરેખર સફળ સંસ્થા બનાવી. ૧૮૮૮મા ૨૮ શિક્ષકો અને ૫૭૬ વિદ્યાર્થીઓ હતા. આ સ્કૂલમાં ૧૫૩ સ્કૉલરશિપો – ઈનામો વગેરે જુદાં – છે.

હમણાં મિ. ગીલ્કસ હાઈ માસ્ટર છે. પત્રવ્યવહાર બ્રિટિશ કાઉન્સિલ મારફત કરતાં બહુ ઉત્સાહપ્રેરક ઉત્તર મળ્યો નહિ. મુલાકાત આપવાને હાઈ માસ્ટર ઉત્સુક ન હતા. શ્રી અરવિંદ વિષે માહિતી મોકલવા પ્રયત્ન કરશે એવો ઉત્તર મળ્યો હતો. પણ મેં નક્કી કરેલું કે મારે સ્કૂલમાં જવું જ છે તેનું શું થાય? સ્કૂલની રજાઓ પૂરી થતાં ન છૂટકે ૨૬મી સપ્ટેમ્બરને દિવસે બપોરે મળવાનું નક્કી થયું.

સવારે બીજી બધી કામગીરી પતાવીને બપોરે સેન્ટ પૉલ જવા નીકળ્યો ત્યારે બસ તો બરાબર નંબરની લીધી પણ તે જતી હતી સામી દિશામાં. એટલે એમાંથી ઊતરીને મુલાકાતનો સમય સાચવવા ટૅક્સીમાં પાંચ મિનિટ પહેલાં પહોંચી જઈ શક્યો. મારા આગમનના સમાચાર પટાવાળાને મળ્યા હતા જ. એણે સભ્યતાપૂર્વક પરંતુ રુવાબ સાથે એક ઓરડામાં લઈ જઈને મને બેસાડ્યો, અને એના વર્તન પરથી જણાયું કે હાઈ માસ્ટર જલદી મળી શકે એવી સાધારણ વ્યક્તિ નથી. સેક્રેટરી મહિલા એક બે પુસ્તકો લઈને આવી. ઓળખાણ કરી મને કહેવા લાગી કે શ્રી અરવિંદ કોઈ બીજી સ્કૂલમાં ભણ્યા હશે! વધારે વાતચીત કરવાને બદલે સદ્ભાગ્યે કેમ્બ્રીજની કીંગ્સ કૉલેજના રજિસ્ટરનો ફોટો મારી પાસે હતો તે બતાવ્યો જેમાં 'સેન્ટ પૉલના સ્કૉલર' તરીકે શ્રી અરવિંદનો—'અરવિંદ ઍક્રોઇડ ઘોષ' એ પ્રમાણેનો ઉલ્લેખ હતો. એટલે પછી તો શંકાને સ્થાન રહ્યું જ નહિ. હાઈ માસ્ટર પાસે જ લઈ જવાનું એને સલામત લાગ્યું. —થોડી વાર એણે પાનાંઓ ઉથલાવ્યાં અને મને માગણી કરવા છતાં ચોપડી આપી નહિ.

નણ મિનિટમા સદ્‌ભાગ્યે ઉપર જણાવેલુ નામ 'Ghose Arabinda Akroyd'—એ પ્રમાણે મળી આવ્યુ ખૂબ આનંદપૂર્વક મે હાઈ માસ્ટરને બતાવ્યુ એમણે વિગતો વાંચી—'સ્કૉલર કીંગ્સ કૉલેજ, ટ્રાઈપોસમા પ્રથમ વર્ગ—ક્લાસિક્સમા' વગેરે જરા પ્રભાવિત થયા શ્રી અરવિંદના જીવનચરિત્રની સામગ્રી એકત્ર કરુ છુ એવો એમનો ખ્યાલ હતો તે માટે દૂર કરવો પડ્યો અલબત્ત, સપ્રમાણ મળી શકે તેટલી માહિતી એકત્ર કરુ છુ પરંતુ તે કેવળ જીવનચરિત્ર લખવા ખાતર નથી કરતો

મે એમને સમજાવ્યુ કે એક યાત્રાળુનો ભાવ લઈને આવ્યો છુ ઇંગ્લેંડમા શ્રી અરવિંદે વાસ કરેલો હોઈ ઇંગ્લેંડની યાત્રા કરી અને યુરોપીય સંસ્કૃતિએ અહીંના એમના અભ્યાસ કાળ દરમિયાન જે કાંઈ અમૂલ્ય તત્ત્વો આપ્યા તેનુ સંસ્કારદેનુ એમણે માનવજાતિને આપેલા દર્શનની તથા એમના સાહિત્યની માહિતી અહીંની પ્રજાને આપીને ચૂકવવા પ્રયત્ન કરવો એ મારો એક ઉદ્દેશ રહેલો છે ખરુ જોતા, સેન્ટ પૉલ સ્કૂલમા ટૅક્સીમા જતો હતો ત્યારે મારુ મન ૧૮૮૪મા કદાચ આ જ માર્ગે જતા એક ૧૨-૧૩ વર્ષના વિદ્યાર્થીના સ્મરણમા ૭૦ વર્ષ પૂર્વની દુનિયામા જતુ રહ્યુ હતુ આજની પેઢીના લોકો તે વખતે પણ આ વિશાળ નગરીમા જતા હશે એ વિદ્યાર્થીને આ પૈસાની રેલમછેલની દુનિયાના પદાર્થોની કશી અસર થઈ નહિ! નો હિંદી વિદ્યાર્થી અંગ્રેજ યુવતી સાથે હાથમા હાથ મિલાવીને આનંદપૂર્વક જાય છે તેનુ આકર્ષણ પણ એ સ્કૂલમા પ્રખ્યાત થયેલા સ્કૉલરને થયુ નહિ પૈસો કીર્તિ કારકિર્દી કશાની એના પર અસર આ વાતાવરણમા પણ થઈ નહિ અને એણે આ સમૃદ્ધિ વચ્ચે રહી ાઈનુ અનોખુ ઊંડાણ અનુભવના બુદ્ધિનો અસાધારણ વિકાસ સાધ્યો ૮૯૨મા જ્યારે આઈ સી એસમા ઘોડેસવારીમા ન જવા માટે ાસ્ત્રીમા નેત્રામા ન આવ્યા ત્યારે જેમ્સ કૉટન અને મોગ ભાઈ

બિનયભૂષણ વગેરેના આગ્રહને લઇને બીજી વાર તક આપવાને અરજ કરી તેમાં પોતે હૃદયને હલમલાવી નાંખે એવા શબ્દોમાં લખે છેઃ—

"મારા બે મોટા ભાઇઓ સાથે સાત વર્ષની ઉમ્મરે મને ઈંગ્લૅંડ મોકલવામાં આવ્યો હતો અને છેલ્લાં આઠ વર્ષથી અમને અમારા પોતાના પગ ઉપર જ ઊભા રહેવાની ફરજ પડી છે, કોઇ પણ અંગ્રેજ મિત્રની સહાય કે સલાહ વગર. અમારા પિતા ખુલનાના ડૉ. કે. ડી. ઘોષ અમને ત્રણ ભાઇઓને જીવનની સૌથી અવશ્યક જરૂરો માટે પૂરતી આર્થિક મદદ આપવાને અસમર્થ નીવડ્યા છે, અને ઘણા લાંબા સમયથી અમે ખરેખર ઘણી જ ગૂંચવણભરેલી સ્થિતિમાં રહ્યા છીએ." —૨૧.૧૧.૧૮૯૨.

આ ગરીબાઈ, ઠંડી, અને કોઇ કોઈ સાંજે વાળુ કર્યા વિના જ સાઉથ કેનસિંગ્ટન લિબરલ કલબની ઑફિસમાં ઓવરકોટ વગર લંડનના શિયાળામાં સૂઇ જવાની પડેલી ફરજ વિષે વિચાર કરતાં મારું અંતર અપાર વેદના સાથે કોઈ અપૂર્વ ભક્તિ પણ અનુભવી રહ્યું હતું. તે વખતે ધાર્યું હોત તો કોઇ પણ સારી નોકરી, કોઇ સુખદ ગણાય એવું સંસારી જીવન, કે એમના ભાઇ મનમોહન પેઠે કવિતા અને સાહિત્યનું એકમાર્ગી સેવન કરીને પણ એ મહાન અને સુખી ગણાય એવું જીવન ગાળી શકયા હોત. કોઇ કોઇ વાર તો દિલીપ એમને પત્રમાં લખતો કે, તમે તો મહાન એટલે તમને અમારા જેવાની મુશ્કેલીઓ કયાંથી ખબર હોય એનો પણ મને વિચાર આવતો અને જવાબમાં પોતે લખતા· "ભલા ભગવાન! મારું આખું જીવન એક સંગ્રામ રૂપે રહેલું છે—ઇંગ્લૅંડમાં ગરીબાઇથી માંડીને અંગ્રેજ સરકાર સાથે ઝૂઝવાનું હતું, ત્યાર પછી અહીં પોંડિચેરીમાં એકડે એકથી શરુ કરીને અનેક બહારના અને અંતરના અંતરાયોને દૂર કરવામા મચ્યો રહ્યો જ છું—અને તમે કહો છો કે હું માનવની મુશ્કેલીઓ વિષે કશો જાણતો નથી!" ભક્તોના અને શિષ્યોના વલણમાં પણ કેવી અજ્ઞાનતા હોઇ શકે છે તેનો ખ્યાલ કરતો હું દાદા મારફતની મુલાકાતે ગયો હતો.

એટલે જ્યારે એ વિશાળ ખંડમાં દાખલ થયો અને હાઇ માસ્ટર વૉકરનું ચિત્ર એમણે બતાવ્યું ત્યારે અહીં શ્રી અરવિંદ પણ એક વિદ્યાર્થી તરીકે આવ્યા હશે એ ભાવથી મારું મન ભરાઇ આવ્યું. એ ભાવ સાથે હું મારા આવવાનો ઉદ્દેશ પણ કહેતો હતો—એમનો જીવન સંદેશ—સમગ્ર માનવજાતિની એકતા, જડતત્ત્વ અને આત્માનો સમન્વય, માનવ જીવનમાં દિવ્યતા પ્રગટ કરવાનો કાર્યક્રમ વગેરે સમજાવ્યું. પણ મારી આંખમાં આંસુ આવી ગયાં હતાં હાઇ માસ્ટર ગંભીર ભાવે સાંભળી રહ્યા હતા, ખૂબ પ્રભાવિત થઇને એમનો સમય થઇ ગયો અને એક શિક્ષક બોલાવવા આવ્યો તેને "આજે નહિ" કહીને પાછો કાઢ્યો. બીજો એક વિદ્યાર્થી પાંચેક મિનિટ પછી આવ્યો તેને પણ "અડધા કલાક પછી આવીશ" કહીને જવા કહ્યું.

પુસ્તકો થોડાંઘણાં બતાવ્યાં, થોડાં આપ્યાં મને શાળા બતાવવાને લઇ ગયા. "આ ડીન કૉલેટ જેણે આ મહાન શાળાની સ્થાપના ૧૫૦૯માં કરી. આ લાયબ્રેરી જ્યાં જવા માટે આ સીડી ઉપર થઇને શ્રી અરવિંદ જતા હશે"—જે કયારનું યે મારા મનમાં તાદૃશ હતું—આ 'લાઓકૂન'નું પૂતળું એ દિવસોમાં હતુ ત્યાં જ છે, એમણે પણ કેટલીયે વાર જોયુ હશે એમ કહ્યુ. મને મનમાં શ્રી અરવિંદે કરેલી ટીકા (લાઓકૂનની) વેદનાને મૂર્ત કરવાનો ગ્રીક કળાનો એ પ્રયત્ન એમને બહુ સફળ લાગ્યો ન હતો તે યાદ પણ આવી. લાયબ્રેરી જોઇ, જ્યાં શ્રી અરવિંદે ઘણા પુસ્તકો વાચ્યા હશે પછી પાછા એમના ઓરડામાં ગયા. પાછળ જ ખુલ્લુ, બે ત્રણ એકરનુ વિશાળ લીલોતરીવાળું મેદાન (લંડનની વચ્ચે) હતુ અને વિદ્યાર્થીઓ ગણવેશ પહેરીને કવાયત માટે એકત્ર થયા હતા. હાઇ માસ્ટરે કહ્યુ: "હવે થોડી વારમાં કર્કશ હુકમોના અવાજો સાભળશો. એમના વખતમાં ગણવેશ ન હતો અને કવાયત પણ ન હતી"—ખરેખર, થોડી વારમાં આપણા સ્મતના મેદાનના અવાજને ભુલાવે એવા કર્કશ અવાજો આવવા લાગ્યા.

ઓલ્ડ એઇલી ઘણી દૂર શહેરના જૂના અને મધ્ય ભાગમાં છે એટલે ટેક્સી કરીને વખતસર ત્યાં પહોંચી શક્યો.

મિ. હોલ આગલી રાતના ઉજાગરા હશે એટલે ઉંઘમાં પડેલા જણાયા; પણ મૂલાકાતની ગોઠવણ પ્રમાણે મળ્યા. ઘણા ઉત્સાહી યુવાન લાગ્યા. આશ્રમના ફોટોગ્રાફરો સાથે પરિચય હતો એટલે મળવાનું રાખ્યું હતું. વાતચીત દરમિયાન જણાયું કે ફિલસૂફી કે યોગ વિષે એ ભાઈ કાંઈજ જાણતા નથી. પણ ફોટોગ્રાફીમાં ખૂબ રસ છે. કલા અને યોગ એ બેના સંબંધ વિષે મુખ્યત્વે વાત થઈ. શ્રી અરવિંદના દર્શનમાં એ બન્ને પરસ્પર વિરોધી નથી એ વાત અને ઇંગ્લેંડમાં એ બાબતની જાગ્રતિ લાવવાની જરૂર પણ એમને સમજાવી.

છેવટે સેન્ટ પૉલ સ્કૂલમાંથી જે રજીસ્ટર લાવ્યો હતા તેના ફોટા લેવાનું કરી આપવા માટે મેં માગણી કરી ને એમણે તુર્ત સ્વીકારી અને વચન પ્રમાણે કામ કરીને વખતસર સેન્ટ પૉલની રેકૅાર્ડબુક પાછી મોકલાવી અને થોડા દિવસમા ફોટા પણ મોકલાવ્યા.

ઘણા વિવેકી ગૃહસ્થ છે એવી છાપ મારા મન પર પડી. પછીથી એમને આધ્યાત્મિકતામા રસ હોય તો બનતી મદદ કરવા માટે લંડનમાં જે કાર્યક્રમો ગોઠવાયા તે બધામાં હુ એમને આમત્રણ આપતો પરંતુ એમાથી એકમાં એ ભાઈ આવી શક્યા નહિ !

૨૮મીએ લીડ્ઝ જવાનુ હતું ત્યાંથી વાઇસ ચેન્સેલરનો ઑક્સફર્ડ કાગળ આવ્યો હતો, જેમાં ૨૬–૨૭–૨૮માંથી કોઈપણ દિવસ લીડ્ઝ જવા માટે પસદ કરવા માટે માગણી હતી. મેં ૨૭મી પસંદ કરી હતી.

દરમિયાન લીઅર્ગલ કલબ કયાં હતી તેની તપાસ ચલાવી હતી. ઇગ્લેંડની લીઅર્ગલ કલબના સેક્રેટરીનુ સરનામુ બ્રિટિશ કાઉન્સિલે મેળવી આપ્યું તેની સાથે પત્રવહેવાર શરૂ કર્યો. આખરે તેણે રુબરૂ એના લાયબ્રેરીયનને મળવા જણાવ્યુ. હમણાં મળવાનું મુલત્વી રાખીને બાહારગામ જવાનુ રાખ્યું છે.

વનસ્પતિઓનો સંગ્રહ અહીં વેચાય છે એમ જાણતાં પોડિચેરી માટે સંગ્રહની માગણી એક અરજદાર રજૂ કરી. તેનો જવાબ પણ લંડનમાં મળી ગયો

સંગ્રહમાંથી વનસ્પતિઓ મોકલવામા આવશે – છેલ્લો કાગળ હમણાં જ આવ્યો તેમા પાર્સલ રવાના થયાનુ જણાવે છે! – આ અંગ્રેજ પ્રજાની વ્યવસ્થિતતા, નિયમિતતા અને ચોકસાઇનો ઉત્તમોત્તમ – કારણ કે તદ્દન નજીવો – નમૂનો છે! એ એક પરદેશી મુસાફર અને એની માગણી, કશા પણ બદલાની આશા વગર એ માગણીનો વખતસર જવાબ આપવો અને જવાબ પ્રમાણે કામ કરવુ – એ અંગ્રેજ પ્રજાના લોહીમા ઉતરેલો ગુણ છે એમ આ નાની ઘટના પરથી આપણે જોઇ શકીએ છીએ

ઇંગ્લેંડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓમા ઉદ્યોગી, સંયમી તથા પોતાના પરદેશના નિવાસનો પૂરો લાભ લેવાની વૃત્તિવાળા અને બુદ્ધિવાન એવા વિદ્યાર્થીઓ પણ છે ઇંગ્લેંડનુ સામાન્ય જીવન જે છૂટ પુરુષ અને સ્ત્રીના સંબંધમા આપે છે તેનો દુરુપયોગ નહિ કરનારા વિદ્યાર્થીઓ પણ છે. મોટે ભાગે તો સારા કુટુબની અંગ્રેજ સ્ત્રીઓ પરદેશી પુરુષ સાથે લગ્ન જેવા ગાઢ સંબંધથી જોડાવાને ભાગ્યે તૈયાર થાય છે પોતાના સમાજ-માથી મૂળને સ્થાને માટે ઉખાડવાનુ અને સસ્કારની બીજી જ ધરતી ઉપર એને સ્થિર તથા સ્વાભાવિક બનાવવાનુ કામ ઘણુ કપરૂ છે કેટલાયે દ્રષ્ટાંત ઉદાહરણો આપણે જોયા છે કોઇક જ વ્યક્તિ પોતાના અંતરના અને બહારના જીવનમા એવુ સંપૂર્ણ અને સમૂળુ રૂપાંતર કરી શકે છે. અલબત્ત, સાચા પ્રેમમા એવી શક્તિ રહેલી છે. પરંતુ પ્રશ્ન જ એ હોય છે કે પ્રેમ સાચો એટલે કે ઉંચામા ઉંચો! સૌથી વધારે નિસ્વાર્થતાવાળો, કિંવા છે કે પછી આકર્ષણનુ, કદરનુ, પ્રકૃતિ સામ્યનુ કે એવી જ કોઈ વસ્તુના કાર્યનુ પરિણામ છે? ભગિની નિવેદિતા એવી સંસ્કારજન્ય પ્રેમની ભેખ લઇને હિંદમા આવ્યા – પણ નિવેદિતાઓ કેટલી?

આ વિચારધારાનું કારણ? લીડ્ઝમાં એવા હિંદી વિદ્યાર્થીઓ છે—જેમ ઈંગ્લૅંડમાં બીજે પણ છે—જેઓ પરણેલા છે અને છતાં લીડ્ઝમાં મધ્યવર્ગથી ઉતરતા અંગ્રેજ કુટુંબની છોકરીઓ સાથે પરિચય સાધે છે અને સિનેમા વગેરેમાં લઈ જાય છે, અમુક છૂટ પણ લે છે. ઈંગ્લૅંડનો સમાજ એવી છૂટ આપે છે, એવું ઉદાર એવું બંધારણ છે. પરંતુ ઈંગ્લૅંડના સંસ્કારી કુટુંબની કોઈ છોકરી એવો પરિચય—મૈત્રીથી વધારે નિકટતાનો—ભાગ્યે સાધે. નહિ કે, એવી કોઈ સંસ્કારી વ્યક્તિ પર સમાજ દબાણ કરતો હોય છે. જરાયે નહિ. પરંતુ સંસ્કારી કુટુંબમાં જીવનનાં મૂલ્યો એવાં તો દૃઢપણે સ્થાપન થયેલાં હોય છે કે કોઈ પરદેશી યુવાન લગભગ સર્વ રીતે યુરોપિયન બને નહિ ત્યાં સુધી એની સાથે લગ્ન સંબંધથી જોડાવાનો વિચાર એવા કુટુંબની કુમારિકા ભાગ્યે કરે. જીવન પ્રત્યેનું—દાંપત્ય વિશેનું એનું દૃષ્ટિબિંદુ જ ઘણું જુદું હોય છે ભગિની નિવેદિતા ખાનદાન કુટુંબમાંથી આવ્યાં હતાં.

સાંજે –૩૦ વાગે સામાન સ્ટેશને મૂક્યો હતો તે ટેકરીમાં મૂકીને મેડલર હૉલમાં, યુનિવર્સિટીએ મને ઉતારો આપ્યો હતો ત્યાં, હું અને અરુણ ગયા ડૉ. ટીગીન્સન અને એક શિક્ષિકા બાઈ સાથે પરિચય કરાવ્યો. ચહા પાને ચોકીવાળમાં જમવાનો વખત થયો એટલે સુપરિન્ટેન્ડન્ટ ટીગીન્સન સાથે ભોજન કર્યું.

વગેરેને સ્થાન હોવું જોઇએ એવી હિમાયત કરી હતી. અને લીડ્ઝમાં એને માટે સબળ પ્રયત્નો કર્યા હતા. એમની સ્મૃતિમાં બોર્ડિંગ તરીકે વપરાતો સેડલર હૉલ લીડ્ઝ યુનિવર્સિટીએ રાખ્યો છે જેમાં બધી પ્રજાના વિદ્યાર્થીઓને રહેવાની સોંઘી સગવડ આપવામાં આવે છે. મિ. હીગીન્સન સર સેડલરના ભક્ત છે. વિવિધ વિષયો ઉપર અમારે વાતચીત થઇ તેમાં શ્રી અરવિંદનું જીવનદર્શન, કેળવણી અને કળા એ ત્રણ મુખ્ય હતા. એમણે વર્ડ્ઝવર્થ કવિતામાંથી પસંદ કરેલા ફકરાઓ એક પુસ્તિકા રૂપે છાપ્યા હતા તેમાંથી થોડો ભાગ વાંચ્યો. કેળવણીના મૌલિક સિદ્ધાંતો સમજાવતાં શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ મેં એમના આગળ રજૂ કર્યું. ૧ બાળક એ વિકસતો આત્મા છે, અસહાય માનવજંતુ નથી. શિક્ષકમાં જે દિવ્ય વસ્તુ છે તેની તેજ બાળકમાં પણ છે એ વાતનું જાગ્રત ભાન સાચા શિક્ષકને હોવું જોઇએ. ફલિત થાય છે કે બાળક અજ્ઞાન છે અને આપણે જ્ઞાની છીએ એવો ભાવ શિક્ષકમાં હોવો ન જોઇએ. અલબત્ત, બાળકની પ્રકૃતિ એટલે કે એનાં જ્ઞાન પ્રાપ્તિનાં કરણો—ઇંદ્રિયો, અવયવો, મન, બુદ્ધિ વગેરે—અણુવિકસિત છે તથા બાળક પોતે બિનઅનુભવી છે. સાચા શિક્ષકના મનમાં એ ભાવ હોવો જોઈએ કે વિકસતા આત્માઓને મદદ કરવાનું ભાગ્ય એને પ્રાપ્ત થયું છે. એનો આનંદ, એનું ગૌરવ અને એનો સંતોષ એનામાં હોવો જોઈએ. શિક્ષક શીખવતો નથી પરંતુ બાળક પોતે શીખે છે, શીખતું હોય છે, તેને શિક્ષક સહાય કરે છે. શિક્ષકનું મુખ્ય કામ એ છે કે વિકસતા આત્માને એનાં પોતાનાં કરણો, ઇન્દ્રિયો મન વગેરે વાપરતાં શીખવવું અને અત્યાર સુધી માનવ જાતિએ જે જ્ઞાન-ભંડાર અથવા તો જે સંસ્કારિતા વિકસાવી છે તેને બાળક પચાવી શકે એવા સ્વરૂપમાં એને પહોંચાડવી. વળી શિક્ષકનું સૌથી અગત્યનું કાર્ય એ છે કે બાળકના આગળ જૂદા જૂદા વિષયો આકર્ષક રીતે મૂકવા અને એમાંથી પોતાના વિકાસને અનુકૂળ વિષયની પસંદગી કરવાની શક્તિ વિદ્યાર્થીમાં ખીલવવી અને એમાં બનતી મદદ કરવી.

આમ મોન્ટેસોરી બાળકની સ્વતંત્રતાની હિમાયત કરે છે તે શ્રી અરવિંદ અને માતાજી વધારે ઊંડા અર્થમાં લઈ જઈને નીકારે છે બાળકમાં દિવ્યતાનો સ્ફુલિંગ છે તેને પ્રગટ કરવો એ સાચી કેળવણીનો ઉદ્દેશ હોવો જોઈએ

શિક્ષણ આપવાની ત્રણ રીત શ્રી અરવિંદે બતાવી છે:—

સૌથી પ્રથમ (૧) Influence—'પ્રભાવ' (૨) Example—'ઉદાહરણ', (૩) Instruction—'શિક્ષણ અથવા ઉપદેશ'

પ્રભાવને તેઓ સૌથી ઉપયોગી અને વધારેમાં વધારે અસરકારક રીત ગણે છે એ પ્રભાવ શિક્ષક પોતે જે કાંઈ હોય, એનું વ્યક્તિત્વ જે ચેતનાવાળું હોય તેની અજાણ્યે પણ અચૂક રીતે પ્રસરતી,—અમર એને વ્યક્તિનું પોતાનું વિશિષ્ટ વાતાવરણ કે વાયુમંડળ કહી શકાય એનાથી બાળકને ઘણી વસ્તુઓ વાણીવડે બોધ આપ્યા વગર, વર્તનમાં દેખાડ પાડ્યા વગર, કંઈ પણ બાહ્ય ક્રિયાનો આશ્રય લીધા વગર આપી શકાય છે બીજું છે ઉદાહરણ વિદ્યાર્થીને જે વસ્તુ પોતે શીખવવી હોય તેને અનુસાર પોતાનું આચરણ રાખવું એ ઉદાહરણ છે પોતાનું આચરણ પોતે જ શિક્ષણ બને છે ત્રીજો પણ બોધ આપવાની બહુ પરવા નથી પોંડિચેરીની યુનિવર્સિટીમાં વિદ્યાર્થીને વધારેમાં વધારે છૂટ આપવામાં આવે છે

હતું. એમને શ્રીમાતાજીનાં પુસ્તક 'On Education' અને 'Four Austerities' તથા શ્રી અરવિંદના 'Rose of God' કાવ્યવાળો ૭ કાવ્યોનો સંગ્રહ—ત્રણ પુસ્તકો લાયબ્રેરી માટે ભેટ આપ્યાં.

**૨૯મી સપ્ટેમ્બર:** આજે વાઈસ ચેન્સેલરને મળવાનું હતું. એમણે લીડ્ઝ યુનિવર્સિટીમાં મારો કાર્યક્રમ નીચે પ્રમાણે ગોઠવ્યો હતો.

## યુનિવર્સિટી ઑફ લીડ્ઝ

### મિ. એ. બી. પુરાણીની મુલાકાતનો કાર્યક્રમ

(તા. ૨૯ સપ્ટેમ્બર ૧૯૫૫)

૧૦–૦ પાર્કીન્સન હૉલ. મિ. એલ આર. કાઈ આસિ રજીસ્ટ્રાર બતાવશે.

૧૦–૧૫ બ્રૉધર્ટન લાયબ્રેરી મિ બી. એલ. પેજ લાયબ્રેરીયન બતાવશે.

૧૧–૦ લાયબ્રેરીયન સાથે કૉફી, જોડે પ્રૉ. એસ ઇ. ટુલમીન (ફિલસૂફીના અધ્યાપક).

૧૧–૧૫ પ્રૉ. ટુલમીન સાથે ફિલસૂફીના વિભાગમાં.

૧૨–૩૦ થી ૧૨–૪૫ સિનિયર કૉમન રૂમમાં · પછીથી વાઇસ-ચેન્સેલર સાથે ભોજન (ખાનગી રૂમ ન. ૩માં)

૨–૧૫ ટેકસટાઈલ ડીપાર્ટમેન્ટ પ્રૉ. જે બી સ્પીકસમેન બતાવશે.

૩–૦ એન્જીનિયરિંગ ખાતુ. પ્રૉ જી ડબલ્યુ. કાર્ટર બતાવશે

૪–૦ સિનિયર કૉમન રૂમમાં પ્રૉ ડી ડબલ્યુ જેફર્સન સાથે ચ્હા.

૫–૦ બ્રિટિશ કાઉન્સિલના પ્રતિનિધિ મિ પુરાણીને મળવા આવશે અને સૅડલર હૉલમાં મૂકી આવશે

હું દસ વાગે શ્રી અરવિંદનાં પુસ્તકો એક સૂટકેસમાં મૂકીને સાથે લઇને પાર્કીન્સન હૉલ આગળ પહોંચ્યો. આસિ રજીસ્ટ્રાર મિ કાઈ

હાજર હતા. પાર્કીન્સન હૉલ ખૂબ જ આલિશાન જગો છે. સ્વીડનથી મંગાવેલા આરસપહાણના સુંદર થાંભલાઓ ઉપર ઘણો લાંબો અને પહોળો હૉલ બાંધ્યો છે જેમાં યુનિવર્સિટીના મુખ્ય કાર્યક્રમો થાય છે. યુનિવર્સિટીમાં પ્રવેશ માટે પણ આ હૉલ વપરાય છે. બધા વિદ્યાર્થીઓ અહીં ભેગા થાય છે. ઑક્સફર્ડ અને કેમ્બ્રીજની સરખામણીમાં લીડ્ઝ નવી યુનિવર્સિટી ગણાય. કદાચ તેથી જ લીડ્ઝ એ બન્નેને જુનવાણી ગણે છે! પોતાને અદ્યતન માને છે. સેનેટ હૉલ વગેરે પણ આ મધ્યસ્થ હૉલની ઉપર જ છે. બાજુમાં ઑફિસો આવેલી છે.

લાયબ્રેરીયન અમને લાયબ્રેરી જોવા લઇ ગયા. ગોળાકાર મકાનની રચનામાં પુસ્તકો ઠાંસી ઠાંસીને ભરેલાં કબાટો ચારે તરફ આવેલાં હતાં. ઇંગ્લેંડમાં પુસ્તકો ખૂબ ઉદાર ભાવે એકત્ર કરવામાં આવે છે. થોડી વાર પછી એક ખુરશી પર બેસાડીને લાયબ્રેરીયન ખાસ કૂંચીનો ઝૂમખો લઇને અંદર ગયા. થોડી વારે બહાર આવીને ટેબલ પર પુસ્તકો મૂક્યાં. હું એ બધાં જોઇને ખુશ થઇ ગયો. ડેકાર્ટના પુસ્તકની અસલ આવૃત્તિ!—૧૬૨૩ની સાલની પહેલી કોલીયોની આવૃત્તિ શેક્સપીયરના નાટકોની એના સપ્રમાણ ચિત્ર સાથે; ૧૪૩૮ની સાલનું યુક્લિડની ભૂમિતિનું પુસ્તક, બાજુ પર હાંસીયામાં આકૃતિઓ વાળું; ન્યુટનની પ્રિન્સિપિયાની પહેલી આવૃત્તિ—એ બધું જોઇને થયું કે પશ્ચિમના લોકોમાં ભૌતિકશાસ્ત્રની પરંપરા કેટલી ધીમે ધીમે અને ક્રમબદ્ધપણે રચાતી ગઈ છે!! ૧૪૩૮માં યુક્લિડની ભૂમિતિનો અભ્યાસ કરનારા કેટલા હશે? પ્રથમ પ્રયોગોના સાધન સામગ્રી આ લોકોએ સંભાળપૂર્વક જાળવી રાખ્યાં છે. આજે જે વિરાટ પ્રગતિ ભૌતિકશાસ્ત્રોની જોઇએ છીએ તેના આરંભમાં આ બાહ્યજગતનું પ્રયોગાત્મક અને ચોક્કસ જ્ઞાન મેળવવાના યુરોપના ચાર સદીના પ્રયત્નો રહેલા છે.

એક ઘણી જ નવાઈ ભરેલી વસ્તુ જોઈ!—તે નાની સરખી બે ઈંચ જાડાઈની બે ફૂટ×૧ ફૂટ જેટલા કદની એક પેટી હતી. તેમાં બે

ઈંચ ચોરસ એવી ચાલીસ પચાસ નાની નાની—આપણા અંગૂઠાના કદની ગીતાના જેવી—ચોપડીઓ હતી. એનું નામ મનીએચર લાયબ્રેરી —"નાનું સરખું પુસ્તકાલય: એક પુરુષને કેળવવા માટે," સંસ્કારી બનાવવા માટે એમાં સારાં સારાં પુસ્તકોનો સમાવેશ કર્યો હતો. જ્યારે લોકો અસલના જમાનામાં યુરોપ ખંડની મુસાફરીએ જતા ત્યારે આવું નાનું સરખું પુસ્તકાલય બચુકડી પેટીમાં (આપણા ઍટેચી કેસ જેવી) સાથે લઈ જતા!

પ્રૉ. ટુલ્મીન આવ્યા. તેમની અને લાયબ્રેરીયનની સાથે ટોફી લીધી. અહીં આ અંગ્રેજ લોકો દિવસના કેટલી વખત ખાય છે, કેટલું ખાય છે એનો ખ્યાલ કરતાં આપણને નવાઈ લાગે છે. કૉફી, બિસ્કીટ, બ્રેડ, ચોકોલેટ વગેરે તો જાણે કશા હિસાબમાંજ નહિ. જમવાને થોડો વખત હોય તો પણ ચહા, બિસ્કીટ વગેરે થોડાં લઈ લેવામાં વાંધો આવેજ નહિ. ઠંડી હવા પણ વધારે ભૂખને માટે જવાબદાર ગણાય. પણ મને લાગે છે કે પ્રમાણ બહાર આહાર લેવાય છે. પ્રૉ. ટુલ્મીન એમના ફિલસૂફીના વિભાગમા લઈ ગયા. વચમાં મેં પાર્કીન્સન હોલ ખૂબ આલીશાન છે એમ કહ્યું ને આશા જણાવી કે એમાં થયેલા ખર્ચના પ્રમાણમાં વિદ્યાર્થીઓ બુદ્ધિના પ્રદેશમાં પ્રગતિ કરશે. ત્યારે મિ. ટુલ્મીન બોલી ઊઠ્યા: "આ અમારો વિભાગજ જુઓને. કેવો સરસ મજબૂત ઈંટોથી બાંધેલો છે! હવે આ મોટાં મકાનો કરવાની ધગશમા એને તોડી નાખવાની યોજના થાય છે! જ્યારે માણસોને શિક્ષકોને કામ કરવાની તક એટલી ઝડપથી મળતાં મુશ્કેલી નડે છે."

"અમારે ત્યાં મારો પોતાનો અનુભવ એવો છે કે પ્રયોગશાળા પાકાં, સુંદર અને આલિશાન ગણાય એવાં મકાનોમાં જાય છે પછી મૌલિક શોધખોળ ઓછી થાય છે." મે કહ્યું, પરંતુ તે છતાં ભૌતિક વિદ્યાની પ્રયોગશાળાઓ માટે હું સારાં, દૃઢ, ખર્ચાળ મકાન અને

આર્થિક ઉન્નતિ એટલે કે સંપત્તિ પ્રાપ્ત કરવા તરફ એનું ધ્યાન જાય છે. પણ આર્થિક ઉન્નતિ કાંઈ સામૂહિક જીવનની પરમ સાર્થકતા નથી, એ તો એની સાચી ઉન્નતિ માટેની આવશ્યક ભૂમિકા છે,—શરૂઆતની સ્થિતિ છે. સમાજને સંસ્કારના વિશિષ્ટ પ્રકાર ઉત્પન્ન કરે છે. અને એ બધા પ્રકારો સમાજની સમગ્ર પૂર્ણતા માટે જરૂરના છે. યુરોપે—અને ઇંગ્લૅંડે પણ—સામાજિક મૂલ્યો, રાજકીય બંધારણો, સ્વતંત્રતા અને સમાનતાના આદર્શો માનવજાતિને આપ્યા છે. પ્રત્યેક સમૂહ—સમાજ કહો—સંસ્કારનો વિશિષ્ટ પ્રકાર સરજે છે. હિંદની પ્રજાએ પોતાની સંસ્કારિતા સરજી છે જેમાં નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક મૂલ્યો સમૂહજીવનના બીજા મૂલ્યોનુ શાસન કરે છે જેમ આર્થિક જીવનનો સંગીન પાયો સમૃદ્ધ જીવન માટે આવશ્યક છે તેમ આ ઉચ્ચ મૂલ્યો પણ માનવતાના સમૃદ્ધ જીવન માટે જરૂરનાં છે. એક દૃષ્ટિએ કહી શકાય કે આર્થિક મૂલ્યો કરતા એ મૂલ્યો વધારે અગત્યનાં છે પ્રત્યેક પ્રજાનો—જેમ વ્યક્તિનો હોય છે તેમ—પોતાનો આત્મા છે, "Soul of a nation", એ ફક્ત અલંકારિક પ્રયોગ નથી. પ્રત્યેક પ્રજાના સામૂહિક જીવનની પાછળ તેનો સમષ્ટિગત આત્મા, તેની ગંભીર ચેતના અથવા કહો કે એનો "નાકૂરેર" રહેલો છે. બધી પ્રજાઓનાં સામૂહિક જીવન જ્યારે સમગ્ર માનવજાતિની એકતા સાધવા માટેના પ્રયાસમાં

યુદ્ધો થયા ત્યારે પશ્ચિમને શકા થવા માડી કે આપણી સસ્કૃતિમા કોઈ જગ્યાએ મૌલિક ભૂલ કે ખોટા મૂલ્યો હોવા જોઇએ

"તમોગુણની નિદ્રામાથી પશ્ચિમના સપર્કને લઇને હિંદ જાગ્રત થયુ છે એ ઇતિહાસની ઘટના છે હિંદની સસ્કૃતિના મૂલ્યો પણ જીવનની સર્વાંગી સાર્થકતા માટે આવશ્યક છે એટલે, હમણાના મુખ્ય પરિવર્તનના જમાનામા સમગ્ર માનવજાતિની સસ્કૃતિ સરજવાની હોય તો તેમા હિંદની આધ્યાત્મિકતાના તત્ત્વો મૂળમા જ હોવા જોઇએ હિંદને અત્યારે રાજકીય સ્વતત્રતા મળી છે પરતુ રાષ્ટ્રીયતા કરતા માનવજાતિની ચેતના હિંદને માટે વધારે સ્વાભાવિક જેવી છે હિંદના પ્રાચીન ઋષિઓ જ નહિ પણ એના આજકાલના ચિતકો પણ હિંદને માટે નહિ પરતુ માનવજાતિને માટે કેટલાક સનાતન મૂલ્યો જીવનમા સ્થાપન કરવા માગે છે ટાગોર, મહાત્માજી, શ્રી અરવિંદ વગેરેની વિચારણા સમગ્ર માનવજાતિને અનુલક્ષીને છે

જીવનની સાચી સાર્થકતા કઈ દિશામા છે તે એમના દર્શનમા આપણને જોવા મળે છે એ વસ્તુઓ, જેના પર એ દષ્ટાઓ ભાર મૂકે છે તે અત્યારની માનવ પરિસ્થિતિમા જરૂરી તત્વો છે ઉ ત માનવ જાતિની એકતા લો સામૂહિક જીવનનો આરભ કુટુબ, કુળ અને જાતિથી થાય છે તેમા પણ કેવળ આર્થિક સજોગ જ કાર્ય કરતા હતા યા તો પાશવ આવેગો જ એના પ્રેરક હતા એમ શ્રી અરવિંદ માનતા નથી ક્રમે ક્રમે નાના એકમોનો લય થતો ગયો છે અને સાથે સાથે માનવ જીવનને સગઠિત અને સમૃદ્ધ કરનાર બળો તથા આતરવિકાસ કરનાર સસ્કારિકતાના તત્ત્વો પણ વધારે પ્રમાણમા પ્રગટ થતા ગયા છે નાના સમૂહોને ઠેકાણે મોટા સમૂહો આવ્યા અને અત્યારે પ્રજાકીયચેતના, રાષ્ટ્રચેતના એ સામૂહિક જીવનના વિકાસની સૌથી ઊચી અવસ્થા છે એનાથી આગળ હવે માનવે પોતાના સમગ્ર જીવનનુ ઊંચામા ઊંચુ લક્ષ સાધવાનુ છે અને તે માનવજાતિની એકતા સિદ્ધ કરવાનુ છે વિશ્વ

પ્રકૃતિ માનવને એ દિશા તરફ જવાને પ્રેરી રહી છે. આ પૃથ્વી ઉપર સામૂહિક જીવનના જે એકમો પ્રકટ થયા છે તેમા જીવનો માનવજાતિ છે એની એકતા સિદ્ધ થતા માનવનુ સમષ્ટિ જીવન પોતાની ઉચ્ચી, ચરમ સ્થિતિએ પહોચશે. પરંતુ એ કામ આર્થિક અને રાજકીય શક્તિઓની સમતુલા પ્રજા પ્રજા વચ્ચે સ્થાપન કરીને નહિ થઇ શકે, અન્યાયથી કે સપૂર્ણ દેખાય એવા બંધારણથી પણ નહિ સાધી શકાય. એને માટે નીતિનાં મૂલ્યોનો તથા એ મર્યાદાની પાછળ રહેલી વિચારનો સ્વીકાર આવશ્યક છે સ્વતત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ એ સામૂહિક જીવનના આદર્શોની પાછળ ખરુ જોતા માનવનો આત્મા રહ્યો છે એ સત્ય અધ્યાહાર રહેલુ છે

"જેટલા પ્રમાણમા યુ એન ઓ નિયમો અને મર્યાદાની કલમો પર આધાર રાખે છે તેટલુ એ નિર્બળ છે એણે માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ જાગ્રત કરી જોઇએ ત્યા, યુ એન. ઓ મા બેઠા સભ્યના પ્રતિનિધિઓએ અતરમા માનવજાતિને એક કુટુમ્બ તરીકે જોવુ જોઇએ. અને નાના મોટાના કે સમર્થ અસમર્થના ભેદ ભૂલી જઇને એક કુટુમ્બના માણસોના જેમ સરખા હક હોય છે તેમ દરેક પ્રજાના સરખા હક સ્વીકારવા જોઇએ. યુ એન. ઓ ને પોતાની પાર્ટિ-બાજી કે આતરાષ્ટ્રીય હેતુ સાધવા માટે મત લેવાની જગ્યા તરીકે વાપરવાનુ મૂકી દઇને પૃથ્વી ઉપર માનવ કેવી રીતે સુખી થાય એ પ્રશ્ન વિષે વિચાર કરવો જોઇએ. પ્રશ્ન અમુક પ્રજાનો અને એના પક્ષમા રહેનારી અન્ય પ્રજાઓનુ જુથ ઊભુ કરવાનો નથી,—પ્રશ્ન પૃથ્વી ઉપર માનવજીવનને સુવ્યવસ્થિત કરીને, શાંતિપૂર્વક પ્રગતિ સાધી જીવન સાર્થક કરવાનો છે આ કાર્યને માટે બાહ્યજીવનમા અમુક ફેરફારો આવશ્યક છે જ પરંતુ એ ફેરફારો અતર પરિવર્તનને પરિણામે થયેલા હોવા જોઇએ. જીવનના ઉદ્દેશ વિષે સૌથી પ્રથમ પરિવર્તન થવાની જરૂર છે

આવું આધ્યાત્મિક રૂપાંતર સાધવા માટે માનવજાતિની એકતા કરવી એ જરૂરી છે. ઘણીવાર માણસોને એવું રૂપાંતર કેવળ કલ્પનાના વિલાસ જેવું, અવ્યવહારૂ અને અસંભવિત લાગે છે. પરંતુ એનો અમલ દેખાય છે એટલો અસંભવિત નથી. સમગ્ર માનવજાતિની એકતા સિદ્ધ થાય તે પહેલાં પ્રજા પ્રજા વચ્ચે અત્યારે જે દિવાલો રહેલી છે તેને તોડવામાં આવે તો પણ ઘણું કામ થાય. ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, સ્વીટ્ઝરલેન્ડ, ઇટલિ વગેરે વચ્ચે દાણ લેવાની વ્યવસ્થા છે. એને લઇને સરકારોને અમુક આવક થાય છે એ ખરું, પરંતુ લોકોના મનમાં ભેદ કાયમ થાય છે. એને બદલે દાણનાં નાકાં કાઢીને ચોક્કસ ઠેકાણે જ્યાં માલ પહેલવહેલો ઉતરે ત્યાંજ જકાત નાખીને રાષ્ટ્રો વહેંચી લેવાની વ્યવસ્થા કરે તો એકતા વધારે સહેલી બને.

લડાઈ દરમિયાન ચર્ચાલે ફ્રાન્સ અને ઈંગ્લેંડ વચ્ચે સમાન નાગરિકત્વની દરખાસ્ત વ્યવહારૂ પગલા તરીકે મૂકી હતી. અત્યારે જ્યારે શાંતિ છે ત્યારે જૂદા જૂદા દેશો વચ્ચે સમાન નાગરિકતા સ્થાપન કરવામા શી બાધા નડે છે? ઉ. ત. આફ્રિકામા વસતા હિંદી, અંગ્રેજ અને આફ્રિકન લોકો હિંદના, ઇંગ્લેંડના અને આફ્રિકાના નાગરિકો શા માટે ન ગણી શકાય? અલબત્ત, એમા કેટલીક મુશ્કેલીઓ આવે એ સ્વાભાવિક છે, પણ એમ તો, રાષ્ટ્રીય અહં જ્યારે યુદ્ધ શરૂ કરે છે ત્યારે વિજય મેળવવા માટે કયા ઓછી મુશ્કેલીઓ નડે છે? અણુ-બોમ્બ બનાવવા માટે તથા તેનો ઉપયોગ કરવા માટે જે માનસિક, આર્થિક અને વ્યવસ્થાની શક્તિ જરૂરી છે તેજ એ પ્રકારના કાર્યમાં ઉપયોગમાં લેવાય તો જરૂર પ્રશ્નનો ઉકેલ આવી શકે."

ત્યાર પછી સર ચાર્લ્સે પોંડિચેરીની વિદ્યાપીઠ વિષે પ્રશ્નો પૂછ્યા. એમાં પહેલેથી છેવટ સુધી સહશિક્ષણ છે એ જાણીને એમને ઘણો આનંદ થયો.

ભોજન પૂરું થયા પછી એમણે એમની ઑફીસમાં જવા માટે આમંત્રણ આપ્યું. પોર્ટની લૉજમાંથી શ્રી અરવિંદનાં પુસ્તકોના મેઠ-

વાગો સફ્રેસ લઈને હું એમની ઑફીસમા ગયો અને શ્રી અરવિંદના પુસ્તકો વિદ્યાપીઠને શ્રી અરવિંદના સ્મારક તરીકે જુદા નાખીને વાચકોને આપવા માટે ભેટ કર્યા એમાથી 'હ્યુમન સાઈકિલ' અને 'આઇડીયલ ઑફ હ્યુમન યુનિટી' તથા 'ફાઉન્ડેશન્સ ઑફ ઇન્ડિયન કલ્ચર' એ ત્રણ પુસ્તકો વાચવાની એમને મે ભલામણ કરી, તથા કાવ્યના સંગ્રહો અને સાવિત્રી બતાવ્યા

બપોરનો સમય નવા ખાનાઓ જોવામા ગાળ્યો સાજે પ્રૉ જેફ્‌ર્સન સાથે આધુનિક અંગ્રેજી કવિતા વિષે કંઈક વાત થઈ

રાત્રે સેડલર હૉલમા મારે ઉતારે પહોચી ગયો.

**૩૦મી સપ્ટેમ્બર:** કાગળો લખ્યા ભુમ્પોઈન્ટ બનાવ્યા કર્યા સવારે અરુણને વેગ જોઈને કામ કર્યું

૧૦ા વાગે એનુ સ્ટોવ તથા વાસણો સાફ કર્યા પછી મસાલા અને દાણાના પડીકાં વ્યવસ્થિત કર્યા અને સ્ટવ ચેતાવી રસોઈ શરૂ કરી. આખા મગ, કોબીનુ શાક, શીરો અને ભાત તૈયાર કર્યા અરુણ ૧૨-૩૦ વાગે આવ્યો ત્યારે બધુ તૈયાર થઈ ગયુ હતુ

સાજે ચાર વાગે અહીના રેવેરન્ડ ડૉ જોસીન તથા એમના પત્નીની મુલાકાત એમને વેર ગોઠવાઈ હતી માનવજાતિની અત્યારની અવસ્થામા માનસિક ચેતનાથી કોઈ ઉર્ધ્વચેતનાનુ અવતરણ આવશ્યક બનેલું છે માનવે પ્રભુને જીવનમા દેશવટો દીધો છે તેને જીવનમા સ્થાન આપવુ પડશે પ્રકૃતિનુ જ્ઞાન પણ એ કાર્યને માટે આવશ્યક બનશે.

વાર્તાલાપ ચાલ્યો તો દોઢ કલાક મિ. અને મિસિસ જોસીનને તેમજ મને ઘણો આનંદ થયો, કારણ કે મુખ્ય મુદ્દાઓ ઉપર એમના રેવેરન્ડ તરીકેના વિચારો મારી સાથે મળતા હતા ખૂબ આનંદ રહીને દંપતી પોતાનુ સાદુ જીવન ગાળતા હતાં અને એમના સમગ્ર તથા ભાનુ સાથે જ રહેતાં હતાં.

થોડો વખત મળ્યો એટલે ટ્રામમાં યુનિવર્સિટીનું પાર્ક છે તે તરફ ગયા. અને એક પછી એક એમ ત્રણ તળાવોમાં થઇને ઉપરથી નીચે ઝરણાના પાણીને વહેતું કરવામાં આવ્યું છે તે સુંદર હરિયાળીથી સુશોભિત ટેકરાટેકરીમાં ફર્યા.

છેલ્લા ત્રીજા તળાવ આગળ બંધ બાંધીને પાણીને રોકયું હતું તેથી પાણીનો વિશાળ પટ બન્યો હતો. તેમાં સંખ્યાબંધ નાવડીઓ શરત માટે તથા સેલગાહ માટે રાખવામાં આવી હતી. ઇંગ્લેંડમાં જ્યાં જ્યાં નાનો સરખો પાણીનો વહેળો હોય છે ત્યાં ત્યાં અંતરે અંતરે પાણીના પટને જરા પહોળો કરીને નાવડીઓ—હલેસાંવાળી અને મોટરથી ચાલતી—લાંગરવાની વ્યવસ્થા કરેલી હોય છે, અને લોકો તેનો સારી પેઠે ઉપયોગ કરે છે.

અરૂણે ડૉ. ઠાકોરનો કાગળ આવ્યો હતો તેની વાત કરી. અહીં ગાંધી જયંતી બીજી તારીખે આવે છે તે પ્રસંગે મને બોલવા માટે આ લોકોનો આગ્રહ છે. તે દિવસે રવિવાર છે. એટલે મેં, ડૉ. ઠાકોર જો તૈયાર હોય તો, ડોન્કેસ્ટર ટેક્સીમાં જઇ આવવાનો વિચાર કર્યો. લીડ્ઝથી ફોન કર્યો કે તમે તૈયાર હો તો પુરાણી આવવાને તૈયાર છે. જવાબમાં એમણે દિલગીરી જાહેર કરી. કોઇ ડૉકટર મરી ગયો હોવાથી ડૉ. ઠાકોર ઘણા કામમાં પડી ગયા હતા. મને સંતોષ એ થયો કે મારા તરફથી જવાની તૈયારી હતી. રાત્રે સ્કૉટલેન્ડથી અહીં આવીને રહેલા પ્રૉ. ફીન જોડે કેળવણી વિષે વાતચીત થઇ.

**૧લી ઑક્ટોબર:** સવારે ૯–૩૦વાગે કલાના અધ્યાપક પ્રૉ. સુસ્માર સાથે લૉર્ડ અરવિનની જાગીર "ન્યુસમેન" જોવા માટે ગયા. ૧૧–૩૦ પાછા ફર્યા.

જાગીર આપણા મધ્ય યુગના રજપૂત ભાયાત કે ઠાકોરની જાગીર જેવી છે. સૈકાઓથી ભેગી થયેલી સંપત્તિનો, અરવિન કુટુંબે સારો ઉપયોગ કર્યો છે. આલિશાન મકાનમાં વિશાળ ઓરડાઓ ડાન્સ માટે

બનાવેના છે ૧૬મી, ૧૭મી અને ૧૮મી સદીનુ ર્નીચર, કોતરકામ, ભીત ઉપર ચોદેના રગમેરગી ડાગજો વગેરે વસ્તુઓ ખૂબ સમજપૂર્વક, સુદર રીતે ગોઠવાની છે આજુબાજુ લીલી હરિયાળી વાગો અને થોડા મોગ વૃક્ષોવાળો ભાગ છે જાગીર ઊંચી ટેકરી પર છે એની ચારે બાજુએ ઢળતી જમીન પર હરિયાળી અને બાગ છે થોડા માઇલ દૂર કોલસાની ખાણ આવેલી છે

આવી જાગીરની સભાળ ગખવાનુ ખમ વધુ ખર્ચાળ છે અને ઇંગ્લેડમા નોકર, મજૂર વગેરે મળવા મુશ્કેલ છે એટને લૉર્ડ અગવિને આ જાગીર લીડ્ઝની મ્યુનિસિપાલિટીને વેચાતી આપી દીધી છે અને મ્યુઝીયમ તરીકે મ્યુનિસિપાલિટી એનો વહીવટ કરે છે અને સભાળ ગખે છે એમા તૈગગના પહેલાના જમાનાના અમીર ઉમગવેોના કેટલાક ચિત્રો ઘણા સગ્મ છે

૧૨-૦૦વાગે અ ભને વેર ગયા બજારમા જઇને અ ગ પરે વાના ઊનના મે ત્રણ કપડા લીધા. એક રેસ્ટોરીયામા લચ લીધો

૩-૩૦ વાગે મેનર હૉલ પાછા ગયા સાત માગજો આવ્યા હતા!

**૨૭ ઑક્ટોબર ૧૯૫૫:** આજે મીટીગને વખતે—તેમ જ સવારે પણ—વરસાદ આવ્યો અમા સાજે ૭–૩૦ વાગે હતી વખતસર પહોચ્યા

છેલ્લુ માડ પ્રવચન ગખ્યુ હતુ આગળ પાચ ૭ જણા—તેમા ચારેક સ્વેર અગ્રેજો—મો યા હતા એક બે હિંદીઓ પણ હતા

અગ્રેજ મોનતા । ગ્રયાએ ગાધીજી પ્રિમ્ન ધર્મના સિદ્ધાતો પ્રમાણે ચા ના હતા એના ઉપર વધો ભાર દીધો હતો દરેકે સાર્થ નામર્થી ફકરાઓ વાચી સભળાવ્યા અને પ્રિમ્ન ધર્મ મહાન છે જેના સિદ્ધાતોનુ અનુસરણ કરવાથી ગાધીજી મહાન થયા એવો ધ્વનિ હતો.

આરંભમાં મેં જણાવ્યું કે હું હિંદથી આવું છું તે દેશ ઉદ્યોગ-પ્રધાન નથી—એક ગરીબ દેશ છે, પણ એની પાસે એક પ્રકારની દોલત છે તે બીજા દેશો પાસે નથી. ઉ. ત. અન્ય દેશો નવી નવી વસ્તુઓ પેદા કરે છે, જ્યારે હિંદ મહાન વિભૂતિઓ પેદા કરે છે જેઓ માનવજાતિના ભાવિ વિષે ચિંતન કરે છે એટલું જ નહિ પરંતુ ભાવિનું દર્શન કરીને તેના પ્રત્યે ગતિ કરવા પણ પ્રયાસ કરે છે. હિંદમાં જેઓ સૌથી મહાન પુરુષો ગણાય છે તેઓ હિંદને માટે વિચાર કરતા નથી—પણ આખી માનવજાતિ વિષે કરે છે. આગળ ચાલતાં હિંદની મનોવૃત્તિ સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખવાની હોઇ પ્રત્યેક ધર્મના અનુસરણને પરિણામે જે અનુભૂતિ મળે છે તે એક જ છે એ મહાન સત્ય હિંદની પ્રજાના લોહીમાં છે, એ વસ્તુ મેં સમજાવી. રામકૃષ્ણ પરમહંસના જીવનમાંથી આપણને વર્તમાન માનવ માટે જે મહાન સંદેશ મળે છે તે એ છે કે બધા ધર્મોની પાછળ, સર્વ ધાર્મિક પ્રવૃત્તિ, આચાર કે અનુશીલનને પરિણામે જે મહાન સત્યનો સાક્ષાત્કાર થાય છે તે એક જ છે. એમણે એને જલાશયની ઉપમા આપી હતી જેની ચારે બાજુએથી જુદી જુદી ભાષા બોલનાર વ્યક્તિ ઉતરી આવીને પાણી પીએ છે અને જલનુ નામ પોતપોતાની ભાષામા વૉટર, જળ, પાણી, એકવા એ પ્રમાણે પાડે છે. પણ મૂળ વસ્તુ એક જ હોય છે. એટલે હિંદ માટે સર્વ ધર્મ પ્રત્યે સહિષ્ણુ વૃત્તિ રાખવી સહેલી છે

વળી સર્વ માનવના હૃદયમાં પ્રભુ રહેલો છે—ईश्वरः सर्वभूतानाम् हृद्देशे तिष्ठति—એમ હિંદ માને છે એટલે બધા માણસોને તે દિવ્યતાના અધિકારી ગણે છે. કોઇમા પ્રભુ વધારે પ્રમાણમા પ્રગટ હોય, કોઇમાં ઢંકાયલો હોય, પણ એની હાજરી સર્વમાં છે. આમ માનવની દિવ્યતામા માનનાર હિંદ માટે ‘અહિંસા’નો સંદેશો જગતની પ્રજાઓને આપનાર મહાત્માજી પેદા કરવા સાહજીક છે. ખ્રિસ્તીધર્મ અને મહાત્માજી વિષે તો એટલું જ કહેવાનુ કે એમણે પોતે જ એકથી વધારે વાર કહ્યું છે કે "હું હિંદુઓનો હિંદુ, મુસલમાનોનો મુસલમાન અને ખ્રિસ્તીઓનો

ખ્રિસ્તી છું" એમને ખ્રિસ્ત ધર્મ સ્વીકારવાની જરૂર જણાઈ ન હતી. એમના જીવન પરથી એમ ફલિત નથી થતું કે 'ખ્રિસ્ત ધર્મને લઈને તેઓ મહાન થયા' પરંતુ એમનું જીવન ખ્રિસ્તીઓને પણ એ તત્ત્વ શીખવે છે કે સાચા અર્થમાં ખ્રિસ્તી થવા માટે, ખ્રિસ્ત ધર્મનાં ઊંચામાં ઊંચા સત્યોનો સાક્ષાત્કાર કરવા માટે, જાહેર રીતે ખ્રિસ્ત ધર્મ—એનો કોઈપણ સંપ્રદાય—સ્વીકારવાની જરૂર નથી એવા 'કોઈપણ ધર્મના સ્વીકાર સિવાય પણ સાચા ખ્રિસ્ત ધર્મનું અનુસરણ થઈ શકે છે



## ૮

# મૅન્ચેસ્ટર

**૩૭ ઑક્ટોબર ૧૯૫૫:** સવારે ૯–૧૫ની ગાડીમાં નીકળી ૧૦–૪૪ મૅન્ચેસ્ટર પહોંચ્યો. વચમાં ઘણા ભુગદાઓ આવે છે. સ્ટેશનો પણ કેવાં? એન્ટલી, ડ્યુઝમેરી, મેક્સ્ફીલ્ડ, મીસ્ફીલ્ડ વગેરે. આ લોકો 'go'નો ઉચ્ચાર 'ગોઉ' જેવો 'no'નો 'નોઉ' જેવો કરે છે. નાનાં છોકરાં 'me see' 'I see'ને બદલે બોલે છે.

૧૧–૧૫ વાગે રેફરન્સ લાયબ્રેરીમાં લાયબ્રેરીયન મિ. હોરેક્સને મળવાનું હતું. ગોવનર હોટેલમાં બ્રિટિશ કાઉન્સિલે એક રૂમ રાખી હતી તેમાં સામાન મૂકીને સીધો ટેક્સી કરીને લાયબ્રેરી પહોંચ્યો. (સેન્ટ પીટર્સ સ્કવેર)

મિ. હોગેક્સે થોડી તપાસ તો કરી હતી—તપાસ મુજે મિ. વિલિયમ એચ. ડ્રીટ જેઓ મૅન્ચેસ્ટરમાં કોઇ ચર્ચના પાદરી હતા તેમના વિષે વિગતો ભેગી કરવાની હતી. શ્રી અરવિંદ એમને ત્યાં ૧૮૭૯થી ૧૮૮૪ સુધી રહ્યા હતા.

રેવ. વિલિયમ ડ્રુીટ કોન્ગ્રેગેશનલ ચર્ચના પાદરી હતા એટલી માહિતી હતી. પછી તુર્ત કોંગ્રેગેશનલ ચર્ચના જૂના રીપોર્ટો મંગાવ્યા. તેમાંથી સ્ટોક પોર્ટ રોડના ચર્ચના એ પાદરી હતા એવી માહિતી મળી. પછી એમનું સરનામું "૮૪ શેક્સપીયર સ્ટ્રીટ" હતું તે પણ જાણી શકાયું.

ક્યાં સુધી રેવ. વિલિયમ મૅન્ચેસ્ટરમાં હતા? એ સવાલ પણ ઉકેલવાનો હતો. શ્રી અરવિંદે અમને વાતમાં કહેલું કે જ્યારે પોતે લંડનની સેન્ટ પૉલ સ્કૂલમાં ભરતી થયા ત્યારે રેવ. વિલિયમ આર્થિક મુશ્કેલીને કારણે ઑસ્ટ્રેલિયા ગયા હતા, પણ ખરી ખાતરી કરવાની હતી.

૧૮૮૧ના માર્ચના 'મૅન્ચેસ્ટર ગાર્ડિયન'માં રેવ. વિલિયમે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું તેના સમાચાર પ્રગટ થયા હતા એ સપ્રમાણ માહિતી મળી. ૧૮૮૨ના ચર્ચના રીપૉર્ટમાં રેવ વિલિયમ મૅન્ચેસ્ટર હતા પણ પાદરી તરીકે કામ કરતા ન હતા એવી માહિતી મળી.

આટલા ઉપરથી ૧૮૮૨ સુધી રેવ. વિલિયમ ડ્રુઈટ મૅન્ચેસ્ટરમાં હતા અને ૮૪, શેક્સપીયર સ્ટ્રીટમાં રહેતા હતા એટલું નક્કી થયું.

વધારે માહિતી મેળવવા માટે ઑસ્ટ્રેલિયાના ચર્ચના રીપૉર્ટોના ૩૦ ભાગો જોઈ ગયો પણ એમાં રેવ. વિલિયમનું નામ મળ્યું નહિ. ૧૮૮૪માં શ્રી અરવિંદ સેન્ટ પૉલ સ્કૂલમાં જોડાયા ત્યારે રેવ. વિલિયમનાં માનુશ્રી જોડે ત્રણે ભાઈઓ લંડનમાં રહેતા હતા એ વાત શ્રી અરવિંદે અમને કહી હતી.

૨।।–૨।। સુધી લાયબ્રેરીમાં કામ કરીને ૩।। વાગ્યે ગામથી દૂર આવેલી બ્રિટિશ કાઉન્સિલની ઑફિસમાં ગયો.—ત્યાં મારા કાગળો આવ્યા હતા તે લીધા. મ્યુનિસિપાલિટીને ફોન કરી ૮૪, શેક્સપીયર સ્ટ્રીટમાં કશા ફેરફાર થયા છે કે કેમ તે પૂછાવ્યું. બહુ ચોક્કસ માહિતી મળી નહિ, એટલે ૫–૩૦ વાગે જાતે જ જગ્યા જોવા માટે નીકળી ગયો. ૬–૬।। વાગે ત્યાં પહોંચ્યો. રૉયલ ઇન્ફર્મરીની સીધી લીટીમાં નેલ્સન સ્ટ્રીટ છે અને એ જ સ્ટ્રીટ આગળ જ્યાં શેક્સપીયર સ્ટ્રીટ બને છે. ૮૪ નંબરનું ઘર જોયું. બિસ્માર હાલત. બાજુમાં બહાર એક ભૂખી બિલાડી બેઠી હતી! તેનો બેઠકખાનાનો ભાગ ભાંગી તૂટી ગયેલો હતો! બારણું ખૂબ વાર સુધી ઠોકી જોયું! કોઈ જ ન હતું!

ખૂબ કંગાળ હાલતમાં આજુબાજુનાં મકાનો હતાં પાસે ૭૯ નંબરનું મકાન હતું. ત્યાં એક દવા વેચનાર ઘરડા જેવો માણસ હતો. તેની પાસે જઇને તપાસ કરી. એણે પોતાનું ઘર ૬૬ વર્ષ પહેલાં વેચાતું લીધું છે. ત્યાર પછીથી શેકસપીયર સ્ટ્રીટની રચનામાં કશો ફેરફાર થયો નથી એમ જણાવ્યું. પહેલા વિશ્વયુદ્ધની પૂર્વે આ સંસ્કારી માણસોને રહેવાનો લત્તો ગણાતો હતો પણ અત્યારે મજૂર વર્ગના માણસોની વસ્તી અહીં છે. મેં પૂછ્યું કે ૮૦ અને ૭૮ નંબરનાં ઘરો નથી તેનું શું? એણે કહ્યું: "એ બે ઘરો તોડી પાડવામાં આવ્યાં હતાં તેની ખાલી જગો તમે જોઇ શકો છો."

ત્યાંથી સીધો કોંગ્રેગેશનલ ચર્ચ જોવા ગયો. એ હમણાં ઑકટેગોનલ ચર્ચ કહેવાય છે. મજૂરીયા વસ્તીમાં આવેલું આ ચર્ચ મકાનની પેઠે ગંદી દશામાં હતું. ચારેબાજુ કાગળના ટુકડાઓ અને કચરો પડેલો હતો. રવિવારે પણ વપરાતું હશે કે કેમ એવી શંકા થાય એવી હાલત હતી. એની ભીત ઉપર એના વ્યવસ્થાપક મિ. સાયમનનુ નામ હતું તેનું સરનામુ મેળવી ટેકસી કરી એને ઘેર પહોંચ્યો એ પણ કામગાર લોકોની વસતી વાળી જગો હતી. બારણું ખૂબ ખખડાવ્યુ, કોઇ જણાયુ નહિ. નિરાશ થઇને પાછા ફરતાં ખબર પડી કે પુરૂષ અને સ્ત્રી બન્ને કામ પર જાય છે. કયારે આવે એનું ઠેકાણુ નહિ! એ વ્યક્તિ મળે તો પણ ૭૦ વર્ષ પહેલાના રેવ. વિલિયમ સ્ટ્રીટ વિષે કશી વિશ્વાસપાત્ર માહિતી મળવી અસંભવિત લાગી, એટલે પાછો ફર્યો.

કાગળો લખવાનું તો દરરોજ ચાલુ હતુ, તેમાં લંડનની લીબરલ કલબ સાઉથ કેન્સિગ્ટનમાં કયાં હતી તેનું સરનામું મેળવવાને લંડનની લીબરલ કલબના એક આગળ પડતા મેમ્બર મિ. વિલિયમ્સને કાગળ લખ્યો.

બીજે દિવસે સવારે મૅન્ચેસ્ટરમાં બહાર નીકળી પડ્યો. અહીં ઠંડી વધારે પડે છે ધુમ્મસ પણ વધારે વખત રહે છે, અને વરસાદ ગમે

ત્યારે પડે છે. પરંતુ ગઇ કાલે સૂર્ય હતો. આજે ના. ૪થી ઑક્ટોબરે પણ સૂર્ય દેખાયો છે!

બી. બી. સી. ઑફીસ શોધતો શોધતો પીકાડેલી પહોંચ્યો. એક જગોએ મેં પહોંચ્યો ત્યારે આઠ વાગ્યે કોઇ ઉઠેલું જ નહિ! કાળજીપૂર્વક તપાસ કરતાં જણાવ્યું કે બી. બી. સી.માં ધાર્મિક પ્રવચન લખી આપવા અથવા તો પ્રવચન કરવા માટે પાદરીઓને રહેવાની જગો બી. બી. સીએ આપી છે. આ અંગ્રેજો આમ ધર્મ વિષે જાણે ઉદાસીન હોય એમ બતાવે છે. કોઇવાર પોતાને બુદ્ધિમાં જ શ્રદ્ધા છે એમ કહે છે પણ રાજ્ય તરફથી ધર્મને જાગ્રત રાખવાને જે વ્યવસ્થા છે અને જે ખર્ચ કરે છે, ટેલીવીઝન ઉપર પણ જે રીતે ધર્મના પાદરીઓને લાવીને એમના અભિપ્રાયો લોકો આગળ મૂકવામાં આવે છે તે જોતાં આપણી સરકાર ધર્મથી આટલી બધી ભડકતી કેમ હશે તે સમજી શકાતું નથી. હિંદમાં એક કરતાં વધારે ધર્મો હોય તો બધા ધર્મો વિષે માહિતી આપવાની વ્યવસ્થા થઇ શકે તેમ છે. ઇંગ્લેંડમાં કૅથોલિક, પ્રોટેસ્ટન્ટ, એંગ્લીકન વગેરે પંથો માટે વ્યવસ્થા છે. પણ, આપણે કદાચ, પશ્ચિમનું અનુકરણ એની પાસેથી ભૌતિકશાસ્ત્રની પ્રગતિ તથા યંત્રોના ઉપયોગ પૂરતું જ કરવાનું હશે—સંસ્કારિતાની બાબતમાં નહિ!

નવ વાગે બી. બી. સીની બ્રૉડ કાસ્ટીંગ ઑફીસમાં ગયો. ત્યાં મિ. કેવ-બ્રાઉન-કેવ એના કોન્ટ્રોલર છે તેને મારે મળવું હતું. પણ એ તો દસેક વાગે આવશે એમ પોર્ટરે કહ્યું. ૧૦ વાગે ગયો ત્યારે શ્રી અરવિંદનાં પુસ્તકો સાથે લઇ ગયો. મિ. કેવ બ્રાઉન મળ્યા. મારી યાત્રાનો ઉદ્દેશ મેં ટૂંકામાં સમજાવ્યો. બી. બી. સી. લંડનમાં શ્રી અરવિંદ વિષે બ્રૉડકાસ્ટ કરવાની મારી ધારણા છે તે પણ મેં જણાવ્યું પરંતુ એમાં હજી સુધી સફળતા મળી નથી. મુલાકાતની આખરે એમણે બનતી મદદ આપવાને કહ્યું. ખાસ કરીને જ્યારે મેં એમને જણાવ્યું કે મૅન્ચેસ્ટરમાં શ્રી અરવિંદ ૧૮૭૯થી૧૮૮૪, કુલ ૭ વર્ષ, રહ્યા હતા

ત્યારે એમણે જણાવ્યુ કે આજે સાંજે તો સરકારી વ્યક્તિઓને એકત્ર કરવી મુશ્કેલ છે પણ હુ પ્રયત્ન કરીશ

૧૨–૧૫ મૅન્ચેસ્ટરની પાસે બોલ્ટન કરીને ગામ છે ત્યા અમારી સાથે સ્ટીમરમા મુસાફરી કરનાર ટી સી ભાલચદ્ર કરીને એક મદ્રાસી યુવાન ટેક્સટાઇલની કૉલેજમા ભણતો હતો એણે કહેલુ કે બોલ્ટન તરફ આવો તો મને મળજો ૮૪, શેક્સપીઅર સ્ટ્રીટનો ફોટો લેવા માટે સવારથી ૯ મૅન્ચેસ્ટરમા ફરતો હતો ૧૧ા વાગ્યા સુધીમા અનેક ફોટોગ્રાફરની દુકાને જઇને તપાસ કરી અને ટેક્સીમા ફોટો લેવાના સાધનો લઇને શેક્સપીયર સ્ટ્રીટમા જવાની દરખાસ્ત મૂકી, પણ કોઈ ફોટોગ્રાફર તૈયાર થયો નહિ કોઇની પાસે બહાર જઇને કામ કરનાર માણસ ન હતુ એક કપની તો મકાનના પ્લૅનનાંજ ફોટાઓ પાડતી, બીજી દુકાનવાળો પોતાના ઓરડામા ફોટા લેતો આમ હુ ફોટોગ્રાફર મેળવવામા નિષ્ફળ ગયો એટલે બોલ્ટન ગાડી ક્યારે જાય છે તેની તપાસ કરી ૧૨ા વાગે ગાડી જતી હતી. મનમા થયુ ભાલચદ્ર પાસે કૅમેરા છે તે કદાચ શનિ–રવિ મૅન્ચેસ્ટર જાય ત્યારે ફોટો પાડી શકે પણ ઘણી વખત આપણી ધારણા પાયા વગરની હોય છે! અને આશાજ આપણી એ ધારણાને ટકાવતી હોય છે!

૧૨–૪૫ બોલ્ટન પહોચ્યો કૉલેજ શોધીને ત્યા ગયો એક હિદી વિદ્યાર્થી પાસેથી ભાલચદ્રનુ સરનામુ મેળવ્યુ અને એણેજ ખબર આપી કે ભાલચદ્ર તો મૅન્ચેસ્ટરની કૉલેજમા જોડાવાનો છે અને આજેજ પ્રવેશ મેળવવા મૅન્ચેસ્ટર ગયો છે એને ઘેર પહોચ્યો એનો મિત્ર ત્યા હતો તે જમતો હતો મને ઓરડામા બેસાડીને જમીને આવ્યો અને ભાલચદ્ર જરૂર આવશે એવી ખાતરી આપી વખત થવાથી એ કૉલેજમા ગયો હુ પછી બહાર નીકળી પડ્યો બોલ્ટનમા એક સાદા રેસ્ટોરામા જઇને દૂધ અને બિસ્કીટ ખાઈ લીધા અને બુકસેલરની દુકાનોમા 'કવીન'—જુએ (નવીનના છોકરાઓ)

મંગાવ્યું હતું તેની તપાસ કરી દુકાનમાં તપાસ કરતાં 'કર્લીવી' લીવરપુલથી પ્રગટ થતું બાળકો માટેનું સચિત્ર પ્રકાશન છે એમ જણાયું. ત્રણ નકશા માટે ઑર્ડર આપીને પૈસા પણ આપ્યા! એ દુકાને વેચનારી બાળા ખૂબ સરળ અને ભાવિક હતી.

સાડાચાર પાંચ વાગે ભાલચંદ્ર આવ્યો. એને ૮૪, શેક્સપીયર સ્ટ્રીટની ચોક્કસ માહિતી આપીને નકશો પણ દોરી આપ્યો. શનિ રવિ જ નહિ પણ હવે કાયમને માટે એ મૅન્ચેસ્ટર રહેવાનો હોવાથી એને માટે તો કામ તદ્દન સહેલું છે એ પણ મેં જણાવ્યું. પણ ભાલચંદ્રે પોતાના મિત્રના ઉપર જવાબદારી નાખી. મને આખી વાત પોચી લાગી એટલે મનમાં ગાંઠ વાળી કે આમના ઉપર આધાર રાખવો નહિ.

સાંજે સભ્યતા ખાતર દડીમાં ભાલચંદ્ર મને મૂકવા આવ્યો. હું રાત્રે આઠે વાગે મૅન્ચેસ્ટર પહોંચી ગયો. હોટેલની નીચે એક રેસ્ટોરાંમાં જે મળ્યું તે ખાઈ લીધું ને સૂઈ ગયો.

સવારે ૯-૪૫ની ગાડી લંડન જતી હતી

**૫-૧૦-૫૫ સવાર:** આઠ સવા આઠે મૅન્ચેસ્ટરના ડૉક જોવાનું નક્કી કર્યું, પણ શહેરથી બહુ દૂર હોવાથી ટેક્સી કરીને ગયો. મૅન્ચેસ્ટર ગામ આખું વટાવીને બહાર ગયા પછી ડૉકની જગા આવે છે. ત્યાં દરિયા કિનારાથી ૩૦-૩૫ માઈલ દૂર નાની સરખી નદીને ખોદીને ઊંડી બનાવી છે અને જમીન વચ્ચે જહાજની બધી સગવડો ઊભી કરી છે. કોઈવાર દૂરથી જોતા ખેતર વચ્ચે વહાણનો સઢ જોઈને આપણને શંકા થાય કે જમીન ઉપર વહાણ શી રીતે ચાલે છે! આપણા દેશમાં સર ચિનુભાઈના દાદા રણછોડભાઈને ખંભાતથી દરિયાનો ફાંટો અમદાવાદ સુધી લાવવાની કલ્પના આવી હતી તેના જેવી જ કલ્પનાનો અહીં અમલ થયો છે. એ કામ પાર પાડવા માટે કેટલી મૂડી, કેટલી વ્યવસ્થા, એન્જિનિયરિંગમાં કેટલી પ્રગતિ તથા અનેક પ્રશ્નો ઊભા થાય તેમને

ઉકેલવાની વ્યવહારકુશળતા જોઇએ, એનો ખ્યાલ આ ડૉક્સ જોયા પછી આવે તેમ છે. નદીનું ઊંડાણ સ્ટીમરના તળીયાથી ઊંડું રાખવાની યોજના છે પણ સ્ટીમરો પોતે ગતિ કરતી નથી. એમને છાછરી બોટો (Tow boat) ખેંચી જાય છે. વચમાં વચમાં નદી પાર કરવાના પૂલ તો બાંધવા પડ્યા છે પણ તે બધા યંત્રથી ઉપાડી લેવાય અને પાછા મૂકી દેવાય એવા (હાવરાના પુલ જેવા) બનાવવામાં આવ્યા છે. કાચો માલ આવે અને બંદર પાસેનાજ કારખાનામાં એનો પાકો માલ બનીને પાછો સ્ટીમર પર ચડે એવી યોજનાનો અમલ અહીં થયો છે. તેલ આવે તેનો સાબુ કે બીજી વસ્તુ બનાવવાનું કારખાનું બંદર પાસેજ હોઈ સાબુ પાછો સ્ટીમર મારફતે પરદેશ ચડે.

બધાંજ ગામોમાં લંડન, લીડ્ઝ, મૅન્ચેસ્ટર બધે જર્મન બોમ્બના મારાથી તાગજ થયેલાં મકાનો જોવામા આવતાં હતાં. ખાસ કરીને મૅન્ચેસ્ટરના ડૉકમાં તો ભારે નુકશાન થયેલું જણાયું. હજી સુધી એ ભાગ ફરી બંધાયા નથી જે ઔદ્યોગિક અને ભૌતિકશાસ્ત્રની પ્રગતિએ અને સામાજીક જીવનના જે સગઠને અઢળક સંપત્તિ ઇગ્લેંડને આપી તેજ જર્મનીની વ્યાપારી હરિફાઇનું અને આખરે લશ્કરી મુકાબલાનું– એટલે કે બે વિશ્વવ્યાપી યુદ્ધોના,–કારણભૂત થઈ. એટલેજ આ બધી જટિલ યાંત્રિક યોજના અને રાક્ષસી મહેનત અને સગઠન કરીને આખરે વિશ્વયુદ્ધમા એ સંપત્તિ પરિણમવાની હોય તો યુરોપની સંસ્કૃતિના એ અંગનો જેવો ને તેવો સ્વીકાર કરતાં આપણે વિચાર કરવો જોઇએ. અને હિંદ પોતાની આગવી રીતે આ પ્રશ્નનો ઉકેલ લાવી શકે તેમ છે, પરંતુ એમ કરવા માટે આપણી પ્રજાએ– ખાસ કરીને ભણેલા લોકોએ– વિચાર કરતા થઈ જવું જોઇએ. પ્રશ્ન આ છે: ભૌતિક વિદ્યાઓની પ્રગતિને લઇને તથા ઉદ્યોગોમા એ પ્રગતિનો સંગીન રીતે પ્રયોગ થાય છે તેને પરિણામે, પ્રજાના જીવનમાં અને માનવજાતિની પરિસ્થિતિમાં જીવનની સમતુલાનો જે ભંગ થાય છે

અને ત્રાજવું અર્થકેન્દ્રિત, સ્વાર્થપરિચાલિત સામૂહિક જીવનના ઘડતર તરફ નમે છે તેનો ઉપાય શો છે? ટૂંકામાં, ભૌતિક વિદ્યાઓની પ્રગતિને અપનાવતાં એના પરિણામરૂપ ઔદ્યોગિક જીવનના જે કોયડાઓ (મૂડી મજૂર, ગરીબાઈ, અસરકારિતા વગેરેના) ઉભા થાય છે તેમને દૂર કેવી રીતે કરવા? આની જ સાથે વધારે મૌલિક પ્રશ્ન પણ વિચારી લેવો ઘટે છે. ભૌતિક વિદ્યાઓની પ્રગતિનો અને એના પરિણામરૂપ યંત્રવિકાસનો ઇન્કાર આજની પરિસ્થિતિમાં ઇષ્ટ તથા શક્ય છે ખરો? અને યંત્રોનો ઉપયોગ તથા શ્રમજીવી વર્ગ થવા દેવાની જરૂર આપણો સમાજ સ્વીકારે તો યુરોપમાં જે મુશ્કેલીઓ ઉભી થયેલી છે તે આપણે ત્યાં થાય ત્યારે એનો શો ઉપાય?

એક પુલ હું પહોંચ્યો ત્યારે સ્ટીમર આવતી હતી એટલે ઊંચો કરી લેવામાં આવ્યો.

વળી ઝડપથી ગોવન હોટલ પર આવી સામાન લઈને સ્ટેશને પહોંચ્યો. ટેક્સીવાળાનું ભાડું પણ ઠીક ભારે થયું હતું — એક પાઉન્ડ ને ૭ પેન્સ!

**૫ મી ઑક્ટોબર ૧૯૫૫:** બપોરે ૧-૨૦એ લંડન પહોંચ્યો. ઘણા કાગળોની ટપાલ વાટ જોતી હતી. સેન્ટ પૉલ ગૃહનાં રજીસ્ટરો પાછાં મોકલાવી દીધાં. લાયબ્રેરીયન મિ. ગીયાર્ડઝો મળ્યો. થોડા ફોટાઓ ઉતરીના લીધા, કારણ કે ઍલીયટ અને ફ્રાઈ કંપનીના નેગેટીવો ઓગના માનમાં નાશ થઈ ગયા હતા. એટલે સેન્ટ પૉલના ફોટાના નેગેટીવ હતા નહિ. ગૃહમાંથી ફોટાઓ લઈ તેમના ઉપરથી નકલ કાઢવાનો ઓર્ડર આપ્યો.

*   *   *

આજે તો મુંબઈને યાદ કરાવે એવું વરસાદનું ઝાપટું શરૂ થયું. આજે તો એનાથી ગયા વગર છૂટકો ન હતો પણ દરમિયાન એક મઝાની ઘટના બની.

સેન્ટ પૉલ સ્કૂલમાંથી બહાર નીકળ્યો ત્યારે પોણો કલાક હું કામમાં લગાડી શકું એમ લાગ્યું. અને ૪૯ સેન્ટ સ્ટીફન્સ ઍવેન્યુ—એ શ્રી અરવિંદ સેન્ટ પૉલ સ્કૂલમાં દાખલ થયા ત્યારે એમની રહેવાની જગ્યાનું સરનામું હતું.—તે જગા પાસે જ હતી એમ તપાસ કરતાં જણાયું. થોડો વરસાદ શરૂ થઇ ગયો હતો તોપણ બસમાં હું એ જગાએ તો પહોંચી ગયો. સારી વસતીવાળી જગા લાગી. ૪૯મો નંબર જે ઘરનો હતો તે ડાબી બાજુનું છેલ્લું ઘર હતું અને એને જોડીને જ કાટખૂણે એક રસ્તો જતો હતો. એટલે મને શંકા થઈ કે આ રસ્તો જો નવો થયેલો હોય તો અસલના ૪૯ નંબરનું ઘર રસ્તામાં લેવાઈ ગયેલું હોવું જોઇએ. કોઇને પૂછવાનો અર્થ પણ ન હતો. ૧૮૮૪ની હકીકતનું આજે સમર્થન કરે એવા કેટલા? અને ત્યાં તો બદલાતા ભાડુઆતો અને બે વિશ્વયુદ્ધો પછીની વસતી—એટલે કોઇને પૂછ્યા વગર જ પાછો વળ્યો અને વરસાદ પણ જોસભેર શરૂ થયો.

મારે જે બસમાં ૩૧ ક્વીન્સગેટ સુધી જવાનું હતું તે એ જ બસ હતી જેમાં હું ક્રોઇડન પાસેના એનર્લી પરામાંથી રોજ આવું છું એ બસનો રૂટ નં. ૪૯,—ક્રીસ્ટલ પેલેસથી શેપર્ડ્સ બુશ સુધી એ દરરોજ સીધી દોડે—દર ૭ મિનિટે એક. મારે નં. ૪૯માં રોજ ઓછામાં ઓછું બે વખત બેસવુ પડતું. સવારે આઠ, નવ કે દસ વાગે અને સાંજે પાંચથી નવની વચ્ચે, જ્યારે કામમાંથી છૂટું ત્યારે. ૫મી ઑક્ટોબરે ૪૯ સેન્ટ સ્ટીફન્સ ઍવન્યુમાંથી પાછા ફરતાં મારે નં. ૪૯માં કેન્સીંગ્ટન સાઉથ સુધી આવવાનું હતું. અને ત્યાંથી બે સૂટકેસ લઇને એનર્લી માટે જરા મોડેથી એ જ નં. ૪૯ની બસ પકડવાની હતી. રોજ જવા આવવાને લઇને કન્ડક્ટરો મને ઓળખી ગયેલા અને એક બે હિંદમાં આવી ગયેલા તેમણે મારી સાથે જૂદા જૂદા વિષય પર વાતચીત કરવાની પણ ટેવ પાડી હતી. કેટલીક સ્ત્રી-કંડક્ટરો તો એ વસ્તુથી નવાઇ પામતી કે નં. ૪૯ના પહેલા સ્ટેશનથી લગભગ છેડા

સુધી આખુ લંડન રોજ વટાવીને જનાર પણ એક મુસાફર બસમા હોઇ શકે છે! ખાસ્સો એક કલાક મને ૩૧, ક્વીન્સગેટ ટૅરેસ પહોચતા થતો હું સાંજે ૬ા વાગે બસમા ચડ્યો ત્યારે વરસાદથી થોડો ભીંજાતો હતો સીનકંડક્ટર મજાક કરવાને ટેવાયેલી હતી એણે આ છેડે મને કદી જોયેલો નહિ એટલે "Come in, Come in"-હસતા હસતા મને આવકાર આપીને પૂછ્યુ, "છેલ્લુ સ્ટેશન?"—' The other terminus? '

મે કહ્યુ "ના, હમણા તો ક્વીન્સ ગેટ સુધી ત્યાથી પછી આજ નબર મારે લેવો પડશે'

'Perhaps I might see you again when I board it' — 'પાછો જ્યારે આ નબરમા બેસીશ ત્યારે કદાચ હુ તમને બીજી વાર મળુ પણ ખરો અને થયુ પણ એમ જ ૩૧ ક્વીન્સ ગેટ પર જઈ કામ પતાવીને બે સટ્કેસ ઉપાડીને બસ સ્ટેન્ડ પર જઈને પડતે વરસાદે ઉભો રહ્યો અને જ્યારે બસ આવી ત્યારે એ જ સ્ત્રી-કડક્ટર! એ તો મોટેથી આશ્ચર્યની બૂમ પાડી ઉઠી! 'So you are there! —' તમે પાછા આવી પહોચ્યા

મે કહ્યુ Yes, with more rain and two suit cases!' — હા, વધારે વરસાદ અને બે સૂટકેસ સાથે.'

But how did you know that I would be in this bus It is wounderful!"—" આ બસમા હોઇશ એ તમે કેવી રીતે જાણ્યુ હતુ? —એણે પૂછ્યુ

I did not know but sometimes we speak the truth without knowing it' મે કહ્યુ —"મને ખબર ન હતી, પણ કોઇવાર આપણે જાણ્યા વગર સાચુ હોય છે તે બોલીએ છીએ ' એને મારુ વાક્ય ગભીર લાગ્યુ અને એ વિચારમા પડી ગઈ' મારે અહી જણાવવુ જોઇએ કે એક રીતે 'પ્રોફેસર' તરીકે આગ

જન પણ વાંક કે ભાગ વગર જાણીતો થઈ ગયો હતો. શા માટે? કેવી રીતે? તેની મને ખબર નથી. કદાચ પેલો હિંમ્થા પાછો ફરેલો અંગ્રેજ જે લંડનમાં નં. ૪૯નો કંડક્ટર થયો હતો તેણે એક દિવસ પૂછ્યું હતું કે તમે કયે બહાર જવાના છો?—ત્યારે મેં કહેલું કે 'ઑક્સફર્ડ જવાનું થશે' અને એના કાગળમાં ત્યાં ફિલસૂફીની સંમદ છે એમ જણાવેલું. તે ઉપરથી એણે નક્કી કરી લીધું હશે કે "હું પ્રોફેસર છું." અને એ વાત નં. ૪૯ના કંડક્ટરોમાં પસરી હોવી જોઈએ.

પણ તે દિવસે સાંજે હું નં. ૪૯મા મોડો તે પંચકમાં હશે! કારણ કે છેક છેલ્લે સ્ટેશને જવાને બદલે એ બસ વચમાં સ્ટ્રેથામ ટ્રામ આગળ જ અટકી જવાની હતી. એટલે ધોધમાર વરસાદમાં બે સ્ટોપેસ લઈને મારે વચમાં જ ઉતરી જવાનુ થયું. અને બીજી છેક છેડે જનાર બસ આવે ત્યાં સુધી વાટ જોવાની ફરજ પડી. છેવટે ઠીકઠીક પલળીને ઠંડીમાં મોડો ઍનર્લી પહોંચ્યો.

* * *

**૬ ઑક્ટોબર:** સર હર્બર્ટ રીડનો જવાબ આવ્યો કાલે મુલાકાત ૧૧ વાગે છે.

૩–૩૦થી ૫–૩૦ મિસિસ નોગ હીરિનની મુલાકાત ગમ્સગેટથી આવ્યાં છે તે થોડા દિવસ અહીં રહેશે. ૬–૪૫ ઍનર્લી પાછો ફર્યો. ફોટા માટે પ્રયત્નો ચાલુ

**૭ ઑક્ટોબર:** કાગળનો ઉત્તર ૧૧વાગે હર્બર્ટ રીડની મુલાકાત. (કાર્ટર લેન—બ્રોડવે હાઉસ—ઇ. સી. ૪)

મારી યાત્રાનો ઉદ્દેશ, શ્રી અરવિંદના જીવનની રૂપરેખા, એમના પુસ્તકનો ખ્યાલ, કાર્યનો પણ વગેરે આપ્યા

જાણીને આનંદ થયો કે સર હર્બર્ટ રીડ Life Divine વાંચે છે એમણે શ્રી અરવિંદના એક બે પુસ્તકો વાચ્યા છે.

મેં એમના કાવ્યગ્રંથો, સાવિત્રી તથા ફ્યુચર પોએટ્રી વિષે કહ્યું. 'લવ એન્ડ ડેથ,' 'ગેઝ ઑફ ગૉડ,' 'ઑન આર્ટ' (મારું પુસ્તક).અને થોડી પત્રિકાઓ એમને આપી.

ઘણા શાન્ત પ્રકૃતિના માણસ લાગ્યા. લંડનમાં બહુ જ થોડું રહે છે મોટે ભાગે બહાર 'યોર્કશિયર'માં રહે છે. આધ્યાત્મિકતાની કાંઈ સમજ હોય એમ પણ લાગ્યું. શ્રી અરવિંદ વિષે બી. બી. સી.માં પ્રવચન કરવા માટે પ્રયત્ન કરું છું એમ કહેતાં તેમણે કહ્યું કે કાર્ડીલગ્ને કહી શકો છો કે "હું મારા તરફથી એવા બ્રોડકાસ્ટ માટે ભલામણ કરું છું."

અર્થ-કેન્દ્રિત સામૂહિક જીવનને પરિણામે ઇંગ્લેંડમાં બીજાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોને સ્થાન મળતું નથી. એ મારી ફરિયાદના મુદ્દાનો એમણે સ્વીકાર કર્યો. પોંડિચેરીની યુનિવર્સિટી તથા અન્ય પ્રવૃત્તિ વિષે પણ વાત થઇ. ઉઠતાં ઉઠતાં એમણે પોતાનું એક પુસ્તક "Education for peace" અમારી મુલાકાતની મધુર સ્મૃતિના ચિન્હ તરીકે આપ્યું.

૧–૩૦ થી ૨–૩૦ જ્યાંનિ હાકોરની મુલાકાત.

બપોરે જમવાનો વખત થઈ ગયો હતો એટલે ડૉરીસે પ્રથમ તો આવીને જણાવ્યું કે લંચનો વખત થઇ ગયો છે એટલે મારે બહાર જઇને ખાઇ આવવું એ મારી ફરજ છે. પણ હું કામમાં પડ્યો હતો એટલે ઉઠ્યો નહિ. થોડીવારે પાછી આવીને ભલીબાઇ તપાસ કરી ગઇ અને ફરીને આગ્રહ કર્યો, "તમો જમી આવો, વખત ગયા પછી રેસ્ટોરાં બંધ થઇ જશે!!" મેં કહ્યું· "ડૉરીસ! આખા વર્ષ સુધી ખાધું છે એટલે એક બે દિવસ નહિ ખાઉં તો મરી નહિ જવાય. કામ અગાઉ તો પહેલું."

મૂંગે મોઢે ચાલી ગઇ. થોડીવાર પછી ચહા, ફળ, થોડી રોટી, ચીઝ, વગેરે મોકલાવ્યું તેનાથી ચાલી ગયું.

મૂચના પ્રાણીને પહેલી થાય છે. એવા દાખલા બનેલા છે જેમાં વફાદાર પ્રાણીઓએ માલિક માટે પોતાના પ્રાણ આપ્યા છે.

મેં એમને શ્રી અરવિંદને અલિપુર જેલમાં જે સાક્ષાત્કાર થયો હતો તેનું વર્ણન કહી સંભળાવ્યું. પોંડિચેરીના જીવન વિષે પણ થોડો ખ્યાલ આપ્યો. રાજકારણમાં એમનું ઉચ્ચ સ્થાન હતું તે જણાવ્યું. પૂર્વ અને પશ્ચિમની બન્ને સંસ્કૃતિઓથી તટસ્થ રહેવાનો અનુભવ શ્રી અરવિંદને થયો હતો અને એને પરિણામે બન્ને સંસ્કૃતિઓનો સાચો અને જીવંત સમન્વય માનવજાતિને માટે આપવાની સ્થિતિમાં તેઓ છે એ વાત મેં એમને જણાવી.

બીજા શિક્ષકો પણ પોતપોતાના વિષયમાં કેવા નિષ્ણાત હતા અને શીખવવાની કેટલી કાળજી લેતા હતા તે પણ જણાવ્યું. સેન્ટ પૉલની શાળા ડૉ. વોકરના આવ્યા પછી જ જામી અને વિકાસ પામી.

વર્ષો પછી કન્યાઓની સ્કૂલ ઉમેરવામાં આવી ડીનકૉલેટે પોતાની સંપત્તિનું દાન કરીને સેન્ટ પૉલની શરૂઆત કરી. એના વિદ્યાર્થીઓમાં મિલ્ટન, માર્લબરો, પેપીસ વગેરે ઘણા પ્રખ્યાત અંગ્રેજો છે.

પોતે ઑક્સફર્ડના કોલોકવીયમ – સંસદ – વિષે મને પૂછ્યું. મેં ત્યાં પ્રવર્તતી પૃથક્કરણ અને પુનર્ઘટન (Analysis and reconstruction)ની, વ્યાકરણ અને ભાષા પરના અતિશય ભાર વિષે વાત કરી. એમણે શોક દર્શાવ્યો. પોતાના સમયમાં કેવા ગભીર વિચારકો હતા તેની ગેરહાજરીનો અફસોસ કર્યો.

શ્રી અરવિંદના ભાઈ મનમોહન સાથે પોતે વધારે પરિચિત હતા એ પણ જણાવ્યુ. શ્રી અરવિંદ વિષે, એમના સેન્ટ પૉલના જીવન વિષે, લંડનમાં એમના વસવાટ વિષે કશી વિગતવાર માહિતી આપી શક્યા નહિ. એમણે કહ્યું: "એ ઉંમર, ૧૩ થી ૧૮ વર્ષની, એવી છે કે છોકરાઓ પરસ્પર એ પ્રકારની માહિતીમાં ભાગ્યે રસ લેતા હોય છે."

વાત સાચી હતી શ્રી અરવિંદ ઘોષ હતા અને સ્વામી ન ઘોનદીપ લઇને કેમ્બ્રિજ, કેમ્બ્રિજમા ગયા હતા એ હકીકતની પણ પ્રૉ સીરીન મેઇલીને—એમના સમકાલીન વિદ્યાર્થીને—ખબર ન હતી!

એમનુ ઘર મને સાથે લઈ ફરીને બતાવ્યુ આપણા ચગેતરના સમૃદ્ધ પા ા ઘરના જેવુ મેડી બાધણીનુ મઝાવગનુ સુદર ઘર હતુ વીજળી હતી પણ હજી નળ આવ્યા નથી પાણીના નિકાલ માટે ગટર પણ નથી. જાજરૂ વ્રણવાનુ છે અને ગરમ પાણી માટે નાકડા બાગીને એ ટાકી ભરી રાખે છે તેમાથી હાથ વાસણ વગેરે ધોવાની ગોઠવણ કરી છે મકાનના પાછલા ભાગમા વચમા સુદર ચોરસ હરિયાળીવાળુ મેદાન છે અને મચના ઢાકણવાળો લાબો સુમિન નવા ઝેડ ઉગાડવાનો મારા છે સફરજનના સરસ ઝાડ પણ હતા દૂધ માખણ ફળ વગેરેની ખૂબ છૂટ હતી. એમના પત્ની પાચ વાગે બહાથી આવ્યા અને ચહા બિસ્કીટ કેક વગેરે લાવીને વાતોમા જોડાયા હાર્વેસ્ટની પ્રાર્થના અને એના ગીત ગામડામા—વાન્ટેજ રોડમા—ગવાતા હતા તેમા ગયા હતા ખ્રિસ્ત ધર્મના આ સમૂહ—જીવનને સ્પર્શતા ધર્મમા બન્નેને ખૂબ શ્રદ્ધા છે એમ મને લાગ્યુ

મિ. મેઇલીએ વિારનુ લખેલુ શ્રી અરવિંદનુ જીવનચિત્ર વાચવાની ઇચ્છા જણાવી. એમના પત્નીએ પોતાને હાથે બનાવેલી કેકનો સ્વાદ ઇગ્લેંડમા ખાધેલી કેકમા અનોખો હતો. મિ. મેઇલીનુ દાપત્ય શાત સ્વસ્થ અને સુખી લાગ્યુ ભવભૂતિનો શ્લોક મનમા યાદ આવ્યો अद्वैत सुख दुःखयोरनुगुण सर्वास्ववस्थासु यत्।"

સાજે પાછા ફરતા આગગાડીમાં મારા ડબ્બામા નોકર હતેની ઊર્મીઓ પણ હતી હુ તટસ્થ ઉદાસીન તરીકે એક બાજુ બેઠો હતો અને એમની વાતચીતમા રસ લેવાની ઇચ્છા ન હતી. એટલામા ા ભાના કાચમા જોતુ તો વિજળીના દીવાના તેજમા એનુ પ્રતિબિંબ

પરતુ હતુ એટલે એમના સ્વાભાવિક હાવભાવ, હલનચલન વગેરે બધુ જ જોવામા મને રસ પડ્યો પોતે તદ્દન એકાન્તમા હોય એ પ્રમાણે નિર્બંધ રીતે એમની વાતો ચાલતી હતી છોકરાઓ સાથેના પ્રેમની વાતો થાય એ એમની ઉમરે સ્વાભાવિક પણ હતુ અમુક માણસ કેવો છે એ વિષે વાત કરતા એક કહે, "He is ghastly"

સાજે ૭ વાગે લડન પાછો ફર્યો ત્યારે ઇગ્લેડની એક સસ્કારી વ્યક્તિના કુટુબનો સબધ થયો તેનો આનદ હતો

લડનથી મે દિવાકરનુ લખેલુ (શ્રી અરવિંદ) 'મહાયોગી' પુસ્તક મોકલાવ્યુ મિ. મેઇનીને એમાથી અગ્રેજ ગવર્નરના ઉપરની કડક ટીકાઓ ગમી નહિ પત્રમા એમણે લખ્યુ

મલમેરીઝ ઇસ્ટહેન–વાન્ટેજ બર્કશાયર
ઑક્ટો ૨૬–૧૯૫૫

વહાલા શ્રી પુરાણી,

તમારો પત્ર મળ્યો તે માટે તથા 'મહાયોગીની'ની નકલ મારે માટે મોકલી તે માટે તમારો ઘણો આભાર એ પુસ્તક મને મળ્યુ તેથી ઘણો આનદ થયો છે હુ તે રસપૂર્વક વાચુ છુ શ્રી અરવિંદ વિષે જાણવાનો ન હતો એવી ઘણી વસ્તુઓ આમાથી મને મળે છે—અને વધારે તો એ કે તે જમાનાનો અને બ્રિટિશ લોકો હિંદનો લશ્કરી કબજો લઇને બેઠા હતા તેનો ઇતિહાસ હિંદના દષ્ટિબિંદુથી મે પહેલીજ વાર વાચ્યો હુ એ દષ્ટિબિંદુને સમજી શકુ છુ તથા તેની કદર પણ કરી શકુ છુ અને બ્રિટિશ લોકોના કાર્યો અને ઉદ્દેશોને ઘણીવાર ખોટા અર્થમા, અને મને લાગે છે કે ઘણીવાર સાચા અર્થમા, લેવાતા હતા તે પણ કબુલ કરુ છુ પણ મને લાગે છે કે આઇ સી. એસ.માના ઘણા લોકોને હિંદ પ્રત્યે અને હિંદી મિત્રો પ્રત્યે જે સાચો પ્રેમ હતો તેને લેખક ન્યાય કરતા નથી હુ નથી માનતો કે એ સર્વથા

"Exploitation"—લોહી ચૂસવાની ક્રિયા જ હતી. શ્રી અરવિંદની બુદ્ધિ સુંદર અને વ્યુત્પન્ન હતી. મને થાય છે કે એમને વિદ્યાર્થી તરીકે વધારે નજીકથી જાણ્યા હોત તો સારું થાત. મનમોહન માટે મને પ્રેમ છે તેમાં એમના ભાઈનો પણ સમાવેશ કરી શકાત તો કેવું સારું એમ થાય છે. —લીંગોન મેટની

ત્યારપછી ૯ ડીસેમ્બરના પત્રમાં યોગ વિશે એમનું દૃષ્ટિબિંદુ આપણને જોવા મળે છે.

૯ ડીસેમ્બર, ૧૯૫૫

"હું જીવનચરિત્ર રસપૂર્વક વાંચું છું. હું ધારું છું કે એ જાતની મીસ્ટીસીઝમ્ અંગ્રેજ માનસને સહજ નથી, પરંતુ એના વાચનથી મને શ્રી અરવિંદ માટે ઘણું માન અને પ્રશંસા* થયાં છે."

આ એમનો એકરાર એમના પોતાના પૂરતો નથી અને એ એમનું કથન—"અંગ્રેજ માનસને યોગસાધના પ્રત્યેની વૃત્તિ સહજ નથી' એ તદ્દન સાચું છે. અતિ વ્યવહારુતા, બાહ્ય વસ્તુઓનું જોઈએ તે કરતાં વધારે મૂલ્ય, પૈસા, પરિસ્થિતિ વગેરેની સમાજમાં ઉત્તમ વસ્તુઓ તરીકે સ્થાપના—તથા સામાજિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં મુખ્યત્વે વિસ્તરતો એનો બધો ઇતિહાસ આપણને ખાતરી આપે છે કે યોગ સાધના, ધર્માનુભવ, આધ્યાત્મિકતા વગેરે પ્રત્યે ઉપર જણાવી તેવી વૃત્તિ ઇંગ્લેંડની હોય એ જ સ્વાભાવિક છે.

છેલ્લો કાગળ મિ. કોટેનના પત્રના ઉત્તર તરીકે આવ્યો. તેમાં અંગ્રેજ માનસની જ નહિ પરંતુ યુરોપના માનસની એક અર્થી એની પ્રગતિનો માર્ગ રૂંધતી આપણને જોવા મળે છે.

૬ જાન્યુઆરી, ૧૯૫૬

શ્રી અરવિંદના યોગનું અનુશીલન કરનાર મંડળ આ દેશમાં સ્થપાયું છે તે જાણવામાં મને રસ પડ્યો છે. પણ મને ભય છે કે એ

* Admonition

મારે માટે નથી એક વાત તો એ છે કે ૮૫મે વર્ષે હુ એને માટે અતિ વૃદ્ધ છુ પણ વધારે અગત્યનુ કારણ તો એ છે કે હુ ધર્મે પ્રતીતિવાળો ખ્રિસ્તી છુ અને મારે થવુ જોઇએ તેની આદર્શ જાતને મારામા ઘડવાને માટે એ ધર્મમા જ હુ કરી શકુ તેના કરતા ઘણુ વધારે પડેતુ છે એટલે યોગમા મને સહાનુભૂતિનો પ્રેરેનો રસ છે પણ એથી વધારે નથી — મારે માટે યોગ અતિ અતિ ગૂઢ છે — અગમ્ય છે"

આ નાના પત્રોના અવતરણો મે જાણી જોઇને આપ્યા છે કારણ કે એમાથી એક સસ્કારી અને સુશિક્ષિત અગ્રેજનું આધ્યાત્મિકતા પ્રત્યેનુ વલણ સ્પષ્ટ થાય છે એટલુ જ નહિ પરતુ એના બે સાચા અને સબળ કારણો પણ રૂબરૂ રજૂ થતો જણાય છે યુરોપમા પળાતો ખ્રિસ્તી ધર્મ કોઇ ધાર્મિક અનુભૂતિ પ્રત્યે એમને લઇ જતો નથી — સિવાય મૂઠીભર રોમન કૅથોલિક લોકો વ્યવહારુ અને શુ'ક ગણાતી અગ્રેજ પ્રજાને યોગ અતિગૂઢ લાગે એ સમજી શકાય તેવુ છે શા માટે જીવનમા અત્યાર સુધી જડેલા માનસિક કે નીતિના આદર્શો-માથી આપણને યોગ્ય કે ઇષ્ટ લાગે તેની પસદગી ન કરી લેવી અને તે પ્રમાણે ન ચાલવુ? સામાન્ય ચેતનાવસ્થામા જ માનવે ધર્મનુ આચરણ કરવાનુ છે, — અને આચાર જ ધર્મનુ મૂળતત્ત્વ છે, — અનુભૂતિ નહિ અનન્ત, શ્રદ્ધા, ભક્તિ વગેરે ગૂઢ તત્ત્વો એમા થોડા ઘણા — માનવપ્રકૃતિના સધારણની નિર્બળતાને માટેની છૂટ તરીકે, — પ્રમાણમા છે તો ખરા પણ ખ્રિસ્ત ધર્મના નૈતિક અશો જીવનમા યથાશક્તિ ઉતારવા એનાથી વધારે આગળ જવાની કલ્પના પણ કોઇ કહેવાતા ખ્રિસ્તીને ભાગે હોય છે અલબત્ત, ખ્રિસ્ત ધર્મની અનુભૂતિના મૂળમા જે વિશ્વપ્રેમ રહેલો છે તેને પોતાનાથી બને તેટલુ દાન, પરોપકાર તથા સેવાના કાર્યોમા પરિણત કરવા ઉપર આજકાલના Convinced christiansનુ ધ્યાન હોય છે પરતુ ધર્મનુ રહસ્ય કરણ આચારમા નહિ, અમુક વ્યવહારના નિયમો પાળવામા કે દાન પરોપકાર કે સેવામા માત્ર નહિ પરતુ આધ્યાત્મિક અનુભૂતિમા રહેલુ

છે, એ વાત એ લોકોના ધ્યાનમાં ઉતરી શકતી નથી. "I and my father are one," "know thyself"–"સર્મન ઑન ધ માઉન્ટ" અથવા તો "Love thy neighbour as thyself, or if you are hit on the left cheek, turn your right to suffer another."

"હું અને મારો પિતા, પ્રભુ એક છે" એ વાક્યની પાછળ કે પર્વતના શિખર પર જે ધર્મ બોધ આપ્યો છે તેની, અથવા તો "ડાબે ગાલે કોઈ તમાચો મારે તો જમણો ગાલ ધરજે" એ પ્રકારના ઉપદેશની પાછળ તો આધ્યાત્મિક અનુભૂતિ રહેલી છે એ સ્પષ્ટ દેખાય છે. યુરોપના ખ્રિસ્તીઓએ એ સિદ્ધાંતોનો ઉઘાડે છોગે સેંકડો વર્ષો સુધી ભંગ કર્યો છે. સેન્ટ ઝેવીયર જેવા સંત ગણાતા પુરૂષોએ ખ્રિસ્ત ન હોય એવા કાફર લોકોનો નાશ કર્યો છે. સર્વ પ્રકારની રાજરમતમાં આવશ્યક કપટનીતિ અને લશ્કરી બળનો ઉપયોગ કરીને યુરોપની ખ્રિસ્તિયન, જ્યુ અને સંગઠિત પ્રજાઓએ બીજી પ્રજાઓને લૂંટી છે અને પોતાના મનને મનાવવાને પછીથી એ દેશોમાં પાદરીઓ મોકલ્યા તેની પાછળ પણ રાજકીય હેતુ તો એમની ગણત્રીમાં હમેશાં રહેલો આવ્યો છે. એ પ્રકારના ખ્રિસ્ત ધર્મમાં નીતિના અમુક સિદ્ધાંતોના પાલનથી વધારે કાંઈ કરવાનું હોતું નથી.

જડ પદાર્થનું જ્ઞાન મેળવવા માટે અવલોકન, પ્રયોગો વગેરેની બનેલી ભૌતિક વિદ્યાની બુદ્ધિ પ્રધાન પદ્ધતિનો યુરોપે સ્વીકાર કર્યો તેની પાછળ એ વસ્તુ અધ્યાહાર રહેલી છે કે ભૌતિક જગતનાં તત્ત્વો પહેલી નજરે દેખાય છે તેવાં નથી, પદાર્થતત્ત્વમાં રહેલું સત્ય અનંત છે. આમ સ્થૂલ વસ્તુની પાછળ કોઈ ભૌતિક મૂળ તત્ત્વ છે. જુદી જુદી શક્તિઓ, અપ્રગટ રચનાઓ પણ જડમાં રહેલી છે એ પ્રકારની સૂચનાનો સ્વીકાર આપણો જમાનો કરે છે. પરંતુ, માનવના અંતરમાં એવી અત્યારની અજ્ઞાન પ્રકૃતિની પાછળ કોઈ દિવ્ય શક્યતા રહેલી છે એ

વાતનો સ્વીકાર કરવામાં યુરોપીયન માનસને અગમ્યતા, ગૂઢતા તથા પ્રાચીન પ્રિયતા, વહેમીપણું, વેવલાવેડા વગેરે દેખાય છે. ખ્રિસ્ત ધર્મમાં ક્રાઇસ્ટ-ચેતનાની પ્રાપ્તિને કે દિવ્ય ચેતના સાથે માનવની ચેતનાના યોગને ભાગ્યે સ્થાન હોય છે. પરધર્મના લોકોને ખ્રિસ્તી બનાવવા—એટલે કે ખ્રિસ્ત ધર્મનો બાહ્ય સ્વીકાર એમની પાસે કરાવવો—અને બને તો એમના જીવનમાં આર્થિક ઉન્નતિ લાવવા માટે પરોપકારી પ્રયત્નો કરવા એમાં ખ્રિસ્ત ધર્મની સીમા આપણે તો જોઈએ છીએ. એ ધર્મની સૌથી નિર્બળ બાજુ બુદ્ધિને એમાં સ્થાન નથી એ છે. હિંદુ ધર્મમાં વ્યવસ્થિત સંગઠનની, આચારની અને માન્યતાની એકતાની ખામી છે, પણ એમાં વિચારની, ચિંતનની તથા બુદ્ધિની સ્વતંત્રતા રહેલી છે. અને અંતરના ઉદ્દેશ અનુસાર વર્તન કરવાની—આચારની—સ્વતંત્રતા પણ છે. બુદ્ધિને દેશવટો દઈને પણ ધર્મને સમર્થ ક્યારે બનાવી શકાય? જ્યારે એમાં શ્રદ્ધા અને ભક્તિનું તત્વ પ્રધાન હોય ત્યારે. એટલે કે, બુદ્ધિને બદલે ભાવને આગળ પડતું સ્થાન આપવામાં આવે ત્યારે. પ્રોટેસ્ટન્ટ ધર્મનો ઉદય થયો તે પૂર્વે રોમન કૅથોલિક ધર્મમાં એ પ્રકારની શ્રદ્ધા તથા ભક્તિને સ્થાન હતું. પરંતુ ૧૬મી સદી પછી પ્રોટેસ્ટન્ટ ધર્મમાંથી એ તત્વો બાતલ થયાં અને બુદ્ધિની સ્વતત્ર વિચારણા કે તર્કની યુક્તિને સ્થાન મળ્યું નહિ. એટલામાં ભૌતિક વિદ્યાઓએ પ્રગતિ કરી. એટલે સમગ્ર યુરોપની આગળ પડતી પ્રજાઓનુ ધ્યાન એ પ્રગતિનો સામૂહિક લાભ લઈને ધનપ્રાપ્તિ અને રાજકીય સત્તા પ્રાપ્ત કરવા તરફ ગયું. આખી સંસ્કૃતિએ બહિર્મુખતા તરફ ઝોક લીધો. સામાજિક સગઠન, રાજકીય બધારણ, આર્થિક જીવન, આંતરરાષ્ટ્રીય સત્તા વગેરેમા એ પ્રજાઓની શક્તિનો મોટો ભાગ રોકાઈ ગયો.

પછી તો સામ્રાજ્યો સ્થપાયાં એટલે પોતાનાં જીવનનાં મલ્યો જ ઉત્તમોત્તમ છે એવું પશ્ચિમની પ્રજાઓના મનમાં ઠસી ગયુ. જીવનમાં પ્રત્યક્ષ વિજયના જેવી બીજી સફળ દલીલ નથી એટલે પૂર્વની પ્રજાઓએ

પણ યુરોપની સંસ્કૃતિના, યુરોપીય જીવનના સર્વસ્વને ભીંજવ્યું આજે પણ પ્રૉ. બેઠની જેવા પોતાને 'Convinced christian' માને છે પરંતુ એની પાછળ યુરોપે ૧૬મી સદી પછી ઉપજાવેલા જીવનના મૂલ્યો ઉત્તમોત્તમ અને આખરી છે એવી માન્યતા રહેલી છે મોડી વહેતી યુરોપને એ માન્યતા બદલવી પડશે એમાં મને તો શંકા નથી.

**૯ ઑક્ટોબર ૧૯૫૫:** આજે ૩૧, ક્વીન્સ ગેટ ટેરેસ મુકામે શ્રી અરવિંદમાં રસ લેનારાઓની સભા રાખી હતી. ૨–૦થી ૪–૩૦ ઓરડો પૂરેપૂરો ભરાઇ ગયો હતો. ભેગા થયેલા અંગ્રેજ મિત્રોને આધ્યાત્મિક જીવનમાં નવી મુખ્ય સરણીનું પૃથક્કરણ કરીને મેં એમનું ધ્યાન તેના તરફ દોરવા પ્રયત્ન કર્યો.

અહીં હું જોઉં છું કે સમૃદ્ધજીવન ખૂબખૂબ વ્યવસ્થિત અને સગવડિત છે. કોઈ કામ વગરનું, આહાર વગરનું, નાગું ભૂખ્યું રહેતું નથી. બધાને રહેવાને ઘર છે. પ્રમાણમાં સારી પ્રજાકીય સંપત્તિ છે. રાજકીય સ્વતંત્રતા છે. આ બધી ઘણી મોટી વસ્તુઓ છે. પ્રજાકીય જીવનની ઇષ્ટ સિદ્ધિઓ છે પણ આ સંસ્કૃતિ પૂર્ણ નથી એ માટે તમને કહેવું જોઈએ. અર્થ સિવાય પણ ઘણી મહાન વસ્તુઓ માનવે પ્રાપ્ત કરવાની છે. સંગઠન સમૃદ્ધજીવન માટે આવશ્યક છે પણ એનો ઉદ્દેશ અર્થનું ગુજરાન ટકાવવા માટે જ નહિ પરંતુ એથી વધારે ઉચ્ચ ધ્યેય આશા સિદ્ધ કરવાનો છે, હોવો જોઈએ. અહીં પરિસ્થિતિ એવી તો વ્યવસ્થિત બની રહેવામાં આવી છે કે મોટે ભાગે વ્યક્તિઓ એમાં યંત્રના એક ભાગ થવા સિવાય કશું વધારે સ્થાન મળતું નથી. સમૃદ્ધજીવન એવી તો યાંત્રિકતાને ઉપજાવી શક્યું છે કે એમાં વ્યક્તિ ધ્યાન કરી શકે તેમ નથી. એ યાંત્રિક જીવન જેટલા વેગથી ચાલે છે તેટલા વેગથી વ્યક્તિને પણ એની સાથે ચાલવું પડે છે. ઘણા લોકો એ વેગ જાણે પોતાનો હોય એમ માનીને એમાં આનંદ પણ લેતા જણાય છે પણ જેમને પોતાનું અંતરનું સ્વતંત્ર જીવન હોય છે તેવા લોકો

પણ એ યાંત્રિકતા આગળ જાણે પોતે નિરાધાર—અસહાય જેવા બની જાય છે અને પરિસ્થિતિ જેમ હાંકે તે પ્રમાણે હંકાય છે. એ વસ્તુસ્થિતિ આધ્યાત્મિક જીવનમાં કદી સફળતા નહિ મેળવવા દે, કારણ કે આધ્યાત્મિક જીવન શ્રી અરવિંદની દૃષ્ટિએ કાંઇ અટૂલુ જીવન નથી. એવું નથી કે કલાક બે કલાક આધ્યાત્મિક જીવનને આપવાથી કામ સરશે. આધ્યાત્મિક જીવનનો અર્થ જ એ છે કે અંતરની જરૂર પ્રમાણે બાહ્યજીવનમાં પરિવર્તન કરવાની તત્પરતા. અંતરની જરૂર પ્રમાણે અમુક કામ કરવું આવશ્યક હોય તો પૈસા, સગવડ કે બીજી કોઇપણ વસ્તુ એ કાર્ય કરતાં તમને અટકાવી શકે નહિ ત્યારે આધ્યાત્મિક જીવનનો આરંભ થયો ગણાય.

આ એક મુદ્દો અત્યારે મને યાદ છે તે અહીં નોંધી લઉં છું.

બીજા એક બે મુદ્દાઓ ટૂંકામાં જ નોંધી લઉં છું. આધ્યાત્મિક જીવન માટે ઇગ્લેંડમાં વાતાવરણ બહુ જ આછુ પાતળું છે. દરેક વ્યક્તિ પોતે પ્રયત્ન કરતાં વાતાવરણના તમસથી, વિરોધથી તથા તેની અસરથી શિથિલ બનવાનો સંભવ છે. એટલે વ્યક્તિગત પ્રયત્નની સાથે સામૂહિક—સંઘનો પ્રયત્ન હોય તો વધારે સહેલુ પડે. વધારે માણસોની સંકલ્પશક્તિ પણ પરસ્પર મદદગાર નીવડે. આપણે અમુક દિવસે ભેગા મળવાનું છે, આધ્યાત્મિક જીવન માટે સામૂહિક પ્રયત્ન કરવાનો છે એ વિચાર ઘણાના પ્રયત્નને ટકાવવામાં મદદ કરે છે વળી આધ્યાત્મિક જીવન વિષે પણ ઘણાના મનમા શકા થયા કરતી હોય છે. આપણે શાંત બેગીએ ત્યારે મનમાં વિચારો કે સંકલ્પવિકલ્પો આવે તેથી પણ કેટલાક નિરાશ થાય છે આનાથી ઉલટી સાધનામા ખલેલ પહોંચે છે. આપણે મુખ્ય ધ્યાન આપવાનુ છે તે એ વસ્તુના ઉપર છે કે દિવસની પ્રવૃત્તિઓમાં, રોજનાં કાર્યો કરતાં, આપણું અંતર સતત જાગ્રત અભીપ્સા સેવે છે કે નહિ. આખરે સાધનામાં સફળતા લાવનાર બે શક્તિઓમાંની એક આપણા અતરમાંથી ઉઠતી સાચી અભીપ્સા છે.

એટલે કે સત્યચેતનાને પ્રાપ્ત કરવા માટેની સાચી તમન્ના, સાચી ધગશ છે. હિંદના વેદમાં એ ધગસને 'અગ્નિ'નું નામ આપ્યું છે. અગ્નિની શિખા જેમ ઊર્ધ્વમાં ચડે છે તેમ એ અંતરમાં બળતી ધગસ આપણી આખી ચેતનાને ઊર્ધ્વ પ્રત્યે લઈ જાય છે. અગ્નિ વિના યજ્ઞ ન થઈ શકે. યજ્ઞ એટલે જીવનની પ્રત્યેક ક્રિયાને અભીપ્સાના અગ્નિમાં હોમવાની ક્રિયા જેને પરિણામે સાધના સફળ થાય છે.

આ કામ ઘણું અઘરું છે. એમાં નિષ્ફળતા આપણને વારંવાર મળે છે. વળી આપણી સંખ્યા ઘણી નાની હોય તો પણ આપણને નાસીપાસી થાય છે. પરંતુ સાધનાની સફળતા સંખ્યા ઉપર આધાર રાખતી નથી. એટલે આપણે અંતરથી પ્રયત્ન કરતા હોઈએ તો નાની સંખ્યાથી નિરાશ થવું ન જોઈએ.

પ્રવચન પછી ધ્યાન અને ધ્યાન પછી થોડા પ્રશ્નોત્તરો પણ રાખ્યા હતા. અભીપ્સાનું સ્વરૂપ કેવું હોઈ શકે? અભીપ્સાનાં અનેક સ્વરૂપો હોઈ શકે છે. ચોક્કસ રૂપમાં,—કોઈ માનસિક વિચાર, સંકલ્પ, મંત્ર—એને મર્યાદિત કરવા કરતાં આપણી અંતરની સ્થિતિ પ્રમાણે એને જુદાં જુદાં રૂપ લેવા દેવાં એ વધારે સારું છે. કોઈવાર અભીપ્સા પ્રાર્થનાનું રૂપ લે, તો કોઈવાર સંકલ્પનું, કોઈવાર આંતર અવલોકનની પ્રવૃત્તિ બને તો કોઈવાર ઊર્ધ્વ સાથે સંબંધનું રૂપ પણ તે લઈ શકે છે. ૧૭મીએ ઑક્સફર્ડમાં ફીલીપ ભેગલીને ત્યાં મિલન રાખ્યું.

**૧૦મી ઑક્ટોબર ૧૯૫૫:** ૩-૪૫ વાગે બપોરે બી. બી. સી.ની ઑફીસે નોરા ફ્રિશેન અને એની બહેન સાથે ગયો. લીન્ડનને હું એકલો મળ્યો વાતચીત સંતોષકારક નીવડી. મિસ સેન્ડે વિક્ટ્રિશનને ઓવરસીઝ બ્રોડકાસ્ટની ઑફીસમાં મળ્યો. બધી વાત સાંભળી ૭ મિનિટની રેડિયો—ટૉક શ્રી અરવિંદ ઉપર તૈયાર કરવા અને કહ્યું, મારું મન તૈયાર ન હતું. પરંતુ શ્રી અરવિંદ વિષે માહિતી આપતાં ખૂબ આનંદ થયો. એણે શ્રી અરવિંદની એક કવિતા વાંચવા માગણી કરી. "Rose

of God" મેં વાંચ્યું. ઘણું ગમ્યું. કહે તમે ફલાણા (નામ ભૂલી ગયો છુ) અંગ્રેજ લેખકની માફક ભાવપૂર્વક વાંચો છો.

સાંજે ૫ વાગે બહાર આવ્યા! પછી તો ઑક્સફર્ડ સ્ટ્રીટની ભીડ! બસ, વાતજ ન પૂછો. ન મળે બસમાં જગા, ન મળે ટેક્સી! પોણો કલાક અમે ત્રણ જણાએ નિષ્ફળ પ્રયત્નો કર્યા — અને સાત વાગ્યા સુધી આ પ્રમાણે ચાલશે! — ઑક્સફર્ડ સ્ટ્રીટ દોઢથી બે માઇલ તો લાંબી હશે જ.

**૧૧મી ઑક્ટોબર:** બપોરે ઇન્ડિયા ઑફીસ લાયબ્રેરીમાં ગયો. ૨ાા–૩ કલાક ત્યાં ગાળ્યા નોંધ લીધી ચિત્રોનાં પ્રિન્ટ ખરીદ્યા અને પોંડિચેરી કૃષ્ણલાલને મોકલ્યાં. કીંગ ચાર્લ્સ સ્ટ્રીટમાં ઇન્ડિયા ઑફીસ, વાઇટહોલ, વગેરે એક વખત મહા સામ્રાજ્યનું સંચાલન કરનારી સત્તાની ઑફીસો હતી. બહાર આ વખતે જોયુ તો થોડે દૂર એક નાનુ સરખુ તળાવ જેવું હતુ તેમા હંસો તરતા હતા. એમાથી નજર ફેરવી જરા ઉપર જોયુ તો એક ઉચી બેઠક ઉપર ઘોડાપર બેઠેલો કલાઇવ બનાવતુ પૂતળુ હતુ. મને ક્ષણ ભર માનવની મહત્તા કેટલી છેતરનારી અને ક્ષણિક નીવડે છે તેનો વિચાર આવી ગયો. તુર્ત જ માનવ જીવનના મૂલ્યો પણ કેવા વિચિત્ર અને સાપેક્ષ હોય છે એવો પ્રશ્ન પણ મનમા થયો. ખોટી સહી કરવાના જે ગુન્હા માટે નંદકુમારને બંગાળામા અંગ્રેજ સરકારે ફાસી દીધી હતી તે જ ગુન્હો કરનાર કલાઇવ 'લૉર્ડ' બન્યો અને એના પ્રશસકો અહી કીંગ ચાર્લ્સ સ્ટ્રીટમા એનુ આ પૂતળુ પણ મૂકી શકયા ચારિત્રનો ખ્યાલ જ્યારે રાજકીય સ્વાર્થની ગણત્રી આવે છે ત્યારે કેવો બદલાઇ જાય છે? — આ બધી ભૂલભૂલામણીમાં થઇને માનવે — વ્યક્તિ અને સમષ્ટિ તરીકે — પ્રગતિ કરવાની છે.

**૧૨મી ઑક્ટોબર:** 'પોલાઇટ' મેગેઝીન માટે લેખ લખ્યો સેન્ટ પૉલ સ્કૂલના ગ્રુપ્ટર વગેરે ફોટોગ્રાફરને ત્યાંથી લાવી સ્કૂલમા પાછાં મોકલ્યાં

**૧૩મી ઑક્ટોબર:** બી. બી. સી.ના કન્ટ્રોલર મિ. જોન ગોરીસની મુલાકાત–૧૧–૩૦ વાગે. શ્રી અરવિંદનું કાર્ય, જીવનરેખા, સાહિત્ય, કાવ્યસર્જન, સમાલોચના, તત્ત્વજ્ઞાન વગેરે વિષે મુખ્ય વાતચીત થઈ. ઈંગ્લૅંડ અને હિંદ વચ્ચે હવે પહેલાંનો રાજકીય સંબંધ નથી એટલે સંસ્કારનો સંબંધ વધારવાની જરૂર મેં તેમને જણાવી. ઇંગ્લૅંડને એમાં લાભ થવાની શક્યતા છે તે પણ કહ્યું. શ્રી અરવિંદનું વિશિષ્ટ સ્થાન, બાલ્યકાળ ઇંગ્લૅંડમાં, યુરોપીય સંસ્કૃતિનો ગાઢ પરિચય, સેન્ટ પૉલ અને કેમ્બ્રીજમાં અભ્યાસ, પ્રતિભાનો પરિચય વગેરે જણાવ્યું. ત્યાર પછી હિંદની સંસ્કૃતિનો, ત્યાર પછી એમણે કરેલા તટસ્થ અભ્યાસ અને હિંદી તરીકે કરેલો અભ્યાસ અને અવગાહન, બન્નેના સમન્વયની ક્રાંત દૃષ્ટિ જેમાં માનવજાતિના પાર્થિવ જીવનનું ભાવિ પણ એમણે બુદ્ધિગ્રાહ્ય દર્શનમાં અંગ્રેજી ભાષામાં આપ્યું છે તે પણ કહ્યું. બે કાવ્યસંગ્રહોનું સર્જન અને એક મહાકાવ્ય 'સાવિત્રી'નું પણ અંગ્રેજીમાં સર્જન કર્યું છે તે કહ્યું. "શ્રી અરવિંદના દર્શન વિષેની માહિતીથી અંગ્રેજ પ્રજાને લાભ થવાનો સંભવ છે. એટલે તમે આ બ્રૉડકાસ્ટ નહિ કરો તો ઇંગ્લૅંડને માટે મને ખરેખર બહુ જ ખેદ થશે. કારણ કે એમાં નુકસાન ઇંગ્લૅંડને છે એ વિષે મારા મનમાં શંકા નથી" મેં ઉત્તરે જણાવ્યું—



વાઇસ ચેન્સેલર સર ચાર્લ્સ મોરિસ
અને શ્રી પુરાણી —લીડ્ઝ

[ પાન ૧૮૫

**૨૩મી ઑક્ટોબર:** બી. બી. સીના કન્ટ્રોલર મિ. જોન મોરીસની મુલાકાત–૧૧–૩૦ વાગે. શ્રી અરવિંદનું કાર્ય, જીવનરેખા, સાહિત્ય, કાવ્યસર્જન, સમાલોચના, તત્વજ્ઞાન વગેરે વિષે મુખ્ય વાતચીત થઈ. ઈંગ્લૅંડ અને હિંદ વચ્ચે હવે પહેલાંનો રાજકીય સંબંધ નથી એટલે સંસ્કારનો સંબંધ વધારવાની જરૂર મેં તેમને જણાવી. ઈંગ્લૅંડને એમાં લાભ થવાની શક્યતા છે તે પણ કહ્યું. શ્રી અરવિંદનું વિશિષ્ટ સ્થાન, બાલ્યકાળ ઈંગ્લૅંડમાં, યુરોપીય સંસ્કૃતિનો ગાઢ પરિચય, સેન્ટ પૉલ અને કેમ્બ્રીજમાં અભ્યાસ, પ્રતિભાનો પરિચય વગેરે જણાવ્યું. ત્યાર પછી હિંદની સંસ્કૃતિનો, ત્યાર પછી એમણે કરેલા તટસ્થ અભ્યાસ અને હિંદી તરીકે કરેલો અભ્યાસ અને અવગાહન, બન્નેનાં સમન્વયની ક્રાંત દૃષ્ટિ જેમાં માનવજાતિના પાર્થિવ જીવનનું ભાવિ પણ એમણે બુદ્ધિગ્રાહ્ય દર્શનમાં અંગ્રેજી ભાષામાં આપ્યું છે તે પણ કહ્યું. બે કાવ્યસંગ્રહોનું સર્જન અને એક મહાકાવ્ય 'સાવિત્રી'નું પણ અંગ્રેજીમાં સર્જન કર્યું છે તે કહ્યું. "શ્રી અરવિંદના દર્શન વિષેની માહિતીથી અંગ્રેજ પ્રજાને — લાભ થવાનો સંભવ છે. એટલે તમે આ બ્રૉડકાસ્ટ નહિ કરો તો ઈંગ્લૅંડને માટે મને ખરેખર બહુ જ ખેદ થશે. કારણ કે એમાં નુકસાન ઈંગ્લૅંડને છે એ વિષે

**૧૩મી ઑક્ટોબર:** બી. બી. સીના ડિરેક્ટર મિ. જૉન મૉરીસની મુલાકાત–૧૧-૩૦ વાગે. શ્રી અરવિંદનું કાર્ય, જીવનરેખા, સાહિત્ય, માનસ અને સમાલોચના, તત્વજ્ઞાન વગેરે વિશે મુખ્ય વાતચીત થઈ. ઇંગ્લૅંડ અને હિંદ વચ્ચે હવે પહેલાંનો રાજકીય સંબંધ નથી એટલે સંસ્કારનો સંબંધ વધારવાની જરૂર છે તેમને જણાવી. ઇંગ્લૅન્ડને એમાં લાભ થવાની શક્યતા છે તે પણ કહ્યું. શ્રી અરવિંદનું વિશિષ્ટ સ્થાન, બાલ્યમાં ઇંગ્લૅન્ડમાં યુરોપીય સંસ્કૃતિનો ગાઢ પરિચય, સેન્ટ પૉલ અને કેમ્બ્રિજમાં અભ્યાસ પ્રતિભાનો પરિચય વગેરે જણાવ્યું. ત્યાર પછી હિંદની સંસ્કૃતિનો, ત્યાર પછી એમણે કરેલા તટસ્થ અભ્યાસ અને હિંદી તરીકે કરેલો અભ્યાસ અને અવગાહન બન્નેના સમન્વયની ક્રાંત દૃષ્ટિ જેમાં માનવજાતિના પાર્થિવ જીવનનું ભાવિ પણ એમણે બુદ્ધિગ્રાહ્ય દર્શનમાં અંગ્રેજી ભાષામાં આપ્યું છે તે પણ કહ્યું. એ માનસશાસ્ત્રનું સર્જન અને એક મહાકાવ્ય 'સાવિત્રી'નું પણ અંગ્રેજીમાં સર્જન કર્યું છે તે કહ્યું. 'શ્રી અરવિંદના દર્શન વિશેની માહિતીથી અંગ્રેજ પ્રજાને—લાભ થવાનો સંભવ છે એટલે તમે આ બ્રૉડકાસ્ટ નહિ કરો તો ઇંગ્લૅન્ડને માટે મને અફસોસ બહુ જ એ થશે. માનું કે એમાં નુકસાન ઇંગ્લૅન્ડને છે એ વિશે મારા મનમાં શંકા નથી.' મેં ઉમેરી જણાવ્યું.

મેં કહ્યું, "'Bar-dexter'—'બાર-ડેક્ષટર'નો અર્થ જાણો છો?"

મિ મોરીસ અને મિ. ગ્રેગરી વિચારમાં પડી ગયા. મેં કહ્યું: "'Bar-sinister'—'બાર-સિનિસ્ટર' જાણો છો?"

બન્નેએ કહ્યું: "હા."

"'બાર-સિનિસ્ટર'નો કાળો લીટો જેના કુટુંબના ચિહ્ન પર હોય તેના કુટુંબમાં નીચેના કુળનું લોહી ભળ્યું છે એની (આપણી પ્રાચીન ભાષામાં 'પ્રતિલોમ'ની) એ નિશાની છે. બાર-ડેક્ષટર આપણાથી વધારે ઉચ્ચ યોનિમાં—દેવના જન્મમાં—આપણો હક્ક સ્થાપન કરે છે."—બન્ને જણા ખૂબ ખુશી થયા.

એકંદરે મુલાકાત સારી થઈ હતી એવી મારી ગણત્રી હતી, તે છેવટે જ્યારે મિ. મોરીસે કહ્યું કે, "હું તમને થોડા વખતમાં જવાબ આપીશ. અને વધારેમાં વધારે સહાનુભૂતિપૂર્વક તમારી માગણીનો વિચાર કરીશ." ત્યારે મારી ખાતરી થઇ કે બ્રૉડકાસ્ટ થશે.

બીજે દિવસે ફોન આવ્યો. ૧૮મી ઑક્ટોબરે ચ્હા પીવા માટે ૪-૧૫ વાગે આમંત્રણ. મારે ન છૂટકે ૨૧મી ઑક્ટોબર મુલત્વી રખવાની માગણી કરવી પડી કારણ કે ૧૭મીએ ઑક્સફર્ડ અને ૧૮મીએ કેમ્બ્રીજ જવાનું આગળથી નક્કી કર્યું હતુ.

લીબરલ ક્લબ વિષે કાંઇ જ નક્કી થઇ શક્યુ નથી. લંડનની કલબને પત્ર લખી પૂછાવ્યું કે કેન્સિંગ્ટનમાં લીબરલ કલબ ૧૮૮૪-૯૦ વચ્ચે ક્યાં હતી? શ્રી અરવિંદ અને મિનયભૂષણ એ કલબની ઑફિસમાં ઘણી મુશ્કેલીઓ વચ્ચે ભારે ગરીબાઇમાં રહ્યા હતા.

**૧૬ ઑક્ટોબરઃ** ઑક્સફર્ડ કેમ્બ્રીજ જવા માટે તૈયારી.

**૧૭ ઑક્ટોબરઃ** ઑક્સફર્ડ (પેડીંગ્ટન સ્ટેશનથી) ૩-૩૦

વાગે ફિલીપ સેગમી સ્ટેશન પર દુખતો દાત કઢાવીને આવ્યો હતો સિયાગે।

બ્લૅકવેલ બુન્સેનગને ત્યા જઇને ૯ પાઉન્ડની ચોપડીઓ પોંડિચેરી મોકલાવી બ્રિટિશ કાઉન્સિલમા ગયો કાલે જવાનુ હોવાથી કેમ્બ્રીજ ફોન કર્યો. ફિલીપ અને એક મદ્રાસી વિદ્યાર્થી જોડે ભોજન લીધુ ગત્રે ૮ થી ૧૦ આઠ દસ માણસો જોડે પ, ઑસ્ટન રોડ પર વાર્તાલાપ ભાગલપુરના મહાનાજકુમાર પણ એમા હતા

**૧૮ ઑક્ટોબર:** બપોરે ૨–૨૮ની ગાડીમા કેમ્બ્રીજ બીજી વાર જવા રવાના વચ્ચે આવતા સ્ટેશનોના નામો પણ કેવા? સૅગર્ન સેન્ડસ, સેન્ડી, બ્લન્શાની, બુર્નહામ, વેલિંગ્ટન ૫–૪૦ કેમ્બ્રીજ પહોંચ્યો ગાર્ડન હાઉસ હૉટેલમા ઉતારો ત્યા ૩૮મા નબરની ઓરડી ખૂબ સાંકડી ૭' x ૭' ફીટ જેટલી જ હતી! ગત્રે તો જમીને સૂઇ રહ્યો

**૧૯ ઑક્ટોબર:** સવારે ૮–૪૫ 'ફોટોગ્રાફર રામસે'ને ત્યા પહોંચ્યો આગળના કામના પરમા – શ્રી અરવિંદના રહેવાના ઓરડાનો ફોટો લીધો હતો તથા રજીસ્ટરની નકલ કરી હતી તેના – આજ્યા પોંડિચેરીથી હવાઇ પોસ્ટથી આવેલો મોટો ફોટો મઢવા માટે એને આપ્યો ત્યાથી શહેરની – કેમ્બ્રીજની – રેફરન્સ લાયબ્રેરીમા ગયો ફરાનુ સરનામુ શોધી કાઢ્યુ અને ત્યાથી કીંગ્ઝ કૉલેજની લાયબ્રેરીમા ગયો અને ૧૭૫૦થી કેમ્બ્રીજની યુનિવર્સિટીમાથી પસાર થયેલા વિદ્યાર્થીઓના નામોની તથા જીવનચરિત્રની માહિતીના સખ્યાબધ ભાગો જોઇને તેમાથી શ્રી અરવિંદ તથા એમના સમકાલીન મિત્રો વિશેની માહિતી એકત્ર કરી

૧૨–૩૦ વાગે મિ. મોલ્ટ માર્શને મળ્યો એમણે માન ત કથા મિ. સી. એસ ગુડ્સ તથા મિ. બામીન ટીની ન કરીને મુલાકાત ગોઠવી આપી

બપોરે સોલ્ટ માર્શને ગાર્ડન હાઉસ હૉટેલમાં મેં ખાણું આપ્યું અને પછીથી શ્રી અરવિંદના પુસ્તકોનો સંગ્રહ કીંગ્સ કૉલેજ લાયબ્રેરીને ભેટ આપ્યો.

મિ. બાસીલ વીલી પેમ્બ્રોક કૉલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક છે. એમણે ૩ વાગ્યાનો સમય આપ્યો હતો પણ ફોન પર સોલ્ટ માર્શને કહેલું કે મારે ક્લાસ લેવાનો છે. વાઇસ ચેન્સેલરે મળવા માટે ભલામણ કરી હતી તે એમને યાદ હતી એટલે બહુ થોડો વખત મળશે તે માટે દિલગીરી પણ બતાવી હતી.

હું વખતસર પહોંચ્યો ત્યારે મિ. વીલી પોતાના ઓરડામાં હતા. બેસીને વાત કરીશ તો કદાચ વધારે વખત થઇ જવાની બીક મને લાગી એટલે ઉભા ઉભા જ વાતની શરૂઆત કરી. મિ. વીલીને શ્રી અરવિંદની કવિતા ઉપરાંત એમના દર્શનમાં અને 'લાઇફ ડીવાઇન'માં પણ રસ છે એમ જાણીને આનંદ થયો. કાવ્યોમાંથી પણ એક બે એમને બતાવ્યા એકાદ વાંચી પણ સંભળાવ્યું. એમ વાતમાં ને વાતમાં ૪૦ મિનિટ થઇ પણ ગઈ.

એમનો વધારે સમય ન લેવો એવી ગણતરી કરીને હું પાછો ફર્યો.

સાંજે ૭ વાગે મિ. સી. એસ. લુઇસને મળવા માટે એમની મોડલીન કૉલેજમાં પહોંચ્યો. સારા અભ્યાસક અને લેખક ઉપરાંત ખ્રિસ્ત ધર્મના અનુયાયી તરીકે ધર્મ વિષે જનતાને જાગ્રત કરવાને વાર્તા સાહિત્ય પણ સર્જે છે નિરાંતે બેસીને વાત કરવાનો વખત હતો. શ્રી અરવિંદ વિષે અને એમના સાહિત્ય સર્જન વિષે વાત થઇ. કાવ્યના સંગ્રહો બતાવ્યા. 'સાવિત્રી'નો પણ ઉલ્લેખ કર્યો. એમણે મને પૂછ્યું: "તમે મારી પાસેથી શી આશા રાખો છો?"

"તમે શ્રી અરવિંદનું કાવ્ય સાહિત્ય વાંચો અને એમ લાગે કે સાહિત્ય તરીકે ઉંચું સ્થાન લે એવું છે તો એ વિષે અંગ્રેજ પ્રજાનું ધ્યાન ખેંચો."

એમણે કહ્યું: "હું એટલો બધો કામમાં દટાઈ ગયો છું કે ઇચ્છા હોય તોપણ હું ભાગ્યે કામ કરી શકું."

"આની સંસ્કૃતિની સેવાની બાબતમાં તમે કે તમારા જેવા કોઈ ભાગ ન લે તો કામ થાય પણ કેવી રીતે? આવા મહાપુરુષને અન્યાય થાય એ તો ઠીક – કારણ કે એમને કાંઈ એથી ગુમાવવાનું હોતું નથી – પરંતુ પ્રજા એના સર્જનના લાભથી વંચિત રહે એ કેટલી કરુણ ઘટના કહેવાય?" મેં જણાવ્યું.

આખરે હસતાં હસતાં કહ્યું, "તમે ક્રૂર છો, તમે જબરા પ્રચારક છો, હું એમનું સમગ્ર કાવ્ય સાહિત્ય તો નહિ પરંતુ 'સાવિત્રી' વાંચીશ."

બીજી ઘણી વાતો થઈ હતી. મારે જવાનો સમય થયો એટલે હું ઉઠ્યો ખૂબ સાચા હૃદયના, એક ચારિત્ર્યવાન અને સહાનુભૂતિવાળા સજ્જન લાગ્યા.

રજા લેતાં મને કહે, "ફરીને જરૂર આવજો અને મને મળજો. હું સ્વીકારું છું કે શ્રી અરવિંદ મહાપુરુષ છે પણ આઈન્સ્ટાઈન! બીજીવાર એમના વિચારો બોજો મારા પર નાંખતા નહિ આપણે બને મળીશું"

કેમ્બ્રીજ અને ઑક્સફર્ડમાં કાર્ય કરનાર પ્રાધ્યાપકો પોતપોતાના વિષયમાં વ્યુત્પન્ન હોય છે અને કૉલેજના સન દરમિયાન કૉલેજમાં એમને રહેવાની વ્યવસ્થા હોય છે કુટુંબવાળા હોય છે તેઓ પણ સન દરમિયાન એકલા, વિદ્યાર્થી પેઠે, રહે છે. અલબત્ત, સત્ર ટૂંકાં હોય છે પરંતુ એ જ્ઞાનની સરસ્વતીની ઉપાસના એકાગ્રતાવાળી હોય છે. પ્રૉફેસર માર્શ, બેડલી, ફૉર્સ્ટર, લુઇસ, વીલી બધાય પોત પોતાના વિષયના પુસ્તકોથી ભરેલા ઓરડામાં વિદ્યાર્થીઓ પેઠે રહે છે અને અવ્યવસ્થિત પણે કામ કરે છે.

ગામમાં બધે ધ્વજાપતાકા તથા તોરણો વગેરેથી દુકાનો અને જાહેર સ્થાનો ઉપર આવેલાં મકાનો શણગારેલાં હતાં. તપાસ

કરતાં માલુમ પડ્યું કે આવતી કાલે ૨૦મી ઑક્ટોબરે ઇંગ્લેંડનાં મહારાણી કેમ્બ્રીજ આવવાનાં છે તેના માનમાં બધી તૈયારીઓ થઇ રહી છે. બધી ધમાલ શરૂ થાય તે પહેલાં લંડન જવા માટે રવાના થઇ ગયો.

**૨૦ ઑક્ટોબર:** લંડન પહોંચ્યો. ત્યાં મને યાદ આવ્યું કે મિ. વીલીની મુલાકાત દરમિયાન વધારે વખત ન થઈ જાય એવી બીકે મેં બધો વખત ઉભા ઉભા જ વાત કરી હતી. અને હું ઉભો હતો એટલે મિ. વીલી પણ ઉભા જ રહ્યા હતા. મને લાગ્યું કે મારૂં વર્તન સભ્યતાની ઉણપવાળું હતું એટલે મેં મિ. વીલીને મારા વર્તનનું કારણ જણાવીને અગવડ માટે ક્ષમા માગી.

એમણે એનો ઉત્તર નીચે પ્રમાણે આપીને મને એ ચિંતાથી મુક્ત કર્યો:

૨૦ નવેમ્બર, ૧૯૫૧
પેમ્બ્રોક કૉલેજ, કેમ્બ્રીજ

"વહાલા શ્રી પુરાણી,

તમારા પત્ર માટે ઘણો આભાર, અને તમે 'લાઇફ ડીવાઇન' અને 'શ્રી અરવિંદ અને તેમનો આશ્રમ' એ બે પુસ્તકો મોકલાવ્યાં તે માટે ઉપકાર. એ બેના ઉપરથી શ્રી અરવિંદના જીવન અને દર્શન વિષે શરૂઆત કરવા માટે પૂરતો ખ્યાલ મેળવી શકાશે એમ માનું છું.

તમને મળવામા મને ઘણો આનદ થયો અને તમારી મુલાકાત ખૂબ સતોષ અને રસપૂર્વક મને હમેશા યાદ આવશે. તમે પુસ્તકમાંથી જુદા જુદા ભાગો વાંચી સંભળાવતા હતા તે વખતે ઊભા રહેવામાં મને જરાયે અગવડ નડી ન હતી. ખરૂં જોતાં, મને તો એ પ્રકાર એની સાહજીકતા અને રૂઢિથી મુક્ત હતો તે માટે ગમ્યો.

તમારો સાચા દિલથી
બાસીલ વીલી."

લીબરલ ક્લબના સેક્રેટરીની મારફત લાયબ્રેરીયનને મળ્યો. ૧।। કલાક ગાળ્યો, પણ જેમ્સ કૉટન મેમ્બર જ ન હતા એવી માહિતી નીકળી। સાઉથ કેન્સિંગ્ટન લીબરલ ક્લબનું નામ નોંધાયું જ નથી!

ફિલીપ અનવીન પબ્લીશરની મુલાકાત. બે પુસ્તકો પ્રસિદ્ધ કરવાની એની તૈયારી જણાઇ.

બ્રિટિશ મ્યુઝીયમની લાયબ્રેરીમાં જઇને મનમોહન વિષે માહિતી લખી લીધી. Prima Vera પ્રાઇમા વેરા વિષે અને એની કવિતા વિષે.

**૨૧ ઑક્ટોબર:** ૧૧-૦થી ૧૨-૩૦ નોરવેના ડોનેલીની મુલાકાત.

૪-૧૫ જોન મોરીસ અને ગ્રેગરી વગેરે સાથે ચહા. પ્રશ્ન પરંપરા —શ્રી અરવિંદ વિષે–જીવનના તબક્કાઓ વગેરે વિષે.—આખરે ૨૦ મિનિટનો બ્રૉડકાસ્ટ (આશરે ૩૦૦૦ શબ્દોમાં) તૈયાર કરવા મને કહ્યું.

તા. ૨૧ ઑક્ટોબર, ૧૯૫૫ સાંજે ૮-૧૫ વાગે ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુટ ઑફ કલ્ચરમાં પ્રવચન હતું. તે માટે નીકળ્યા તો થોડો વખત હાથમાં રાખીને, કારણ કે ૬૨ ક્વીન્સ ગાર્ડન્સ ડબ્લ્યુ. ૨ એ જગો કોઈ જાણતું ન હતું,—લંડનના સર્વજ્ઞ જેવો મને લાગતો એલન પણ નહિ! આપણે જાણતા ન હોઈએ તેવી જગોએ જવા માટે કોઇવાર ટેક્સી લેવી એ પણ સલામત નથી હોતું—એને માટે થોડી નિશાની આપણે કૅબ-મેનને આપવી જરૂરી હોય છે. અમે ટ્યુબટ્રેનમાં જવા માટે નીકળ્યા ત્યારે વરસાદ શરૂ થયો અને સાથે ઠંડા પવનના ઝપાટા પણ થવા લાગ્યા. સામેના પાર્કમાં જે મોટાં ઝાડો હતાં તેનાં પાંદડાંઓ ખરીને ઉડવા લાગ્યાં. ગ્લાઉસ્ટર રોડ સ્ટેશને પહોંચીને બહાર આવી વીસેક મિનિટ શોધ કરી ત્યારે ક્વીન્સ ગાર્ડન શોધી તો કાઢ્યું. ન મળે 'ક્વીન'—રાણી, કે ન મળે 'ગાર્ડન'—બાગ! વરસાદમાં પલળી ગયેલો હું અને ટાઢે થથરતો પણ મક્કમ એલન પહોંચી તો ગયા. સેક્રેટરીને

પણ નવાઇ લાગી—એવા પ્રવચનકાર પણ હોય છે જે આવી ખતરનાક ઋતુમાં ૧૫ મિનિટ પહેલાં હાજર થઈ જાય છે!

જગ્યા નાની પણ સારી હતી અને સૅક્રેટરી મિસ ઍસ્ટીક ખૂબ સારી બાઇ છે. જ્યાં ઇલેક્ટ્રીક ચૂલો હતો એવા ઓરડામાં અમને લઈ ગઇ અને શ્રોતાવર્ગ જરા મોડો પણ સારી સંખ્યામાં આવી પહોંચ્યો. એમાં કેટલાક જાણીતા લેખકો અને આગળ પડતા માણસો પણ હતા. પ્રમુખ મિસ કફીલ્ડ ઘણી જ સારી બાઈ હતી. શ્રી અરવિંદનું સાહિત્ય એણે વાંચ્યું પણ છે.

"તમારા મંડળનો ઉદ્દેશ માનવજાતિની એકતા અને શાંતિની સ્થાપના છે. સદ્ભાગ્યે, એ ઉદ્દેશ શ્રી અરવિંદના કાર્યક્રમનો એક ભાગ છે. એમણે પોતાના મહાન સમન્વયમાં બતાવ્યું છે કે માનવજાતિની એકતા સૌનો અંતરાત્મા એક છે, તેના ઉપર સાચી રીતે રચી શકાશે. કેવળ રાજકીય, આર્થિક કે સંસ્કારિતાની ભૂમિકા ઉપર નહિ પરંતુ અંતરાત્માની એકતાના ઉપર, માનવમાં રહેલી દિવ્યતાના ઉપર માનવજાતિની એકતા થઇ શકશે. એ એકતામાં પ્રત્યેક પ્રજાનો પોતાનો અંતરાત્મા રહેલો છે તે વિવિધતાની ભાત પૂરશે."—એ પ્રમાણે આરંભ કરીને ઇંગ્લૅંડમાં ઑક્સફર્ડમાં મળેલી સંસદ વિષે તથા ત્યાં મને મળેલી નિરાશા વિષે પણ ઉલ્લેખ કર્યો. બર્ટ્રાંડ રસેલ અને મુન્ના વિચારોની થોડી સમીક્ષા કરી. અને માનવના ભાવિ વિષે અને સાર્થકતા વિષે શ્રી અરવિંદનું ક્રાંતદર્શન કયો કાર્યક્રમ આપે છે તે જણાવ્યું. ચર્ચ અને ધર્મની જાગ્રતિના પ્રયાસો એ કામ કરી શકશે નહિ એ પણ જણાવ્યું. મનથી ઉપરની ભૂમિકામાં આરોહણ આવશ્યક છે કારણ કે "મન એટલે જ્ઞાન માટે ફાંફાં મારતું અજ્ઞાન" હોઇ મન વડે માનવના પ્રશ્નો ભાગ્યે ઉકલી શકાશે. મંડળને પ્રવચન ખૂબ ગમ્યું. મિ. કેનેથ વૉકર, રીસ્ટર વગેરે હતા તે પાછળથી મળવાને આવ્યા. મિસ કફીલ્ડ ખૂબ આનંદ પામી. વાતચીત કરતાં ૧૦-૩૦ થઇ ગયા. ટેક્સી માટે ફોન કર્યો

પણ મળતી અસંભવિત જણાઇ વરસાદ તો પડતો હતો જ—અને સાથે પવન ચાલુ હતો. એનર્વી જતી છેલ્લી બસ પણ જતી રહી લાગી. મેકેટ્ટી બિચારી ખૂબ ચિંતાતુર થઇ ગઇ ને એવનને જલદી નીકળી જવા આગ્રહ કર્યો. મિસ. બેમ્રીક ખૂબ વિવેકપૂર્વક અમને ઋતુ વિષે કહેતી હતી ને એને જણાવ્યું કે અમને કશી અડચણ નહિ પડે એણે પેડીંગ્ટન સ્ટેશને જવાની સૂચના કરી જેથી આગગાડીમાં ઘેર જઇ શકાય.

બહાર આવ્યા ત્યારે લાખોની વસ્તીવાળું લંડન સૂમસામ હતું. રસ્તે કાઇ મનેજ નહિ, જાણે અરણ્ય. ફક્ત મોટરકારો રસ્તામા પડેલા પાણી ઉપર પોતાના દિવાનું તેજ અમાનુષપણે પાથરતી માતમાર કરતી દોડતી અથવા તો મોટરસાઇકલો જતી. આખરે એક મોટરસાઇકલીસ્ટ બેસવા જતો હતો તેને પૂછીને પેડીંગ્ટનની દિશા પકડી ત્યાં એક ટેક્સી મળી. એનર્વી જવાની બસ કદાચ મળશે એવી આશાએ ક્વીન્સગેટ ગયા ત્યાં છેલ્લી તમેવામાં જનારી બસ એનર્વીને અડધે રસ્તે ટ્રેવામ કોમ. સુધી જ જતી હતી. હુ એમાં ચડી ગયો. એવનને ત્યાથી વિદાય કર્યો.

હુ એનર્વી જવાનો છુ એમ જ્યારે કંડકટરે જાણ્યુ ત્યારે એ સમજી જ ન શક્યો કે પુખ્ત ઉમરનો એક માણસ લગભગ ૧૧ વાગે પડતે વરસાદે અડધે ઉતરીને કેમ કેવી રીતે પહોંચશે. મે એને જણાવ્યુ કે—"હુ ચાલી નાખીશ," "તુ ચિંતા ન કર." પણ એની વાત એ છોડે જ નહિ. છેવટે, કુલાફાળ જ કશાન પામે જ હતુ ત્યાં જઇને ઉપડતી ગાડી કદાચ પકડાય એવી આશા હતી એટલે ટ્રેવામ ઉતરીને ગયો તો ૧૧–૧૫ની ગાડી ખરેખર મળી! અને ૧૨ વાગે એનર્વીની પાસેના ક્રિસ્ટલ પૅલેસ સ્ટેશને ઉતરી ગયો!

બીજે દિવસે એવન બિચારો મારા જેવો ઘર ગયો એટલે કામમાં મદદ કરવા આવી શક્યો નહિ. પ્રવચન ઉપરાંત વરસાદ, પવન અને અથડામણી જ્યાં ઇન્દ્રિયાથી હુ બીજે દિવસે નિયમિત કામ પર ગયો.

**૨૨ ઑક્ટોબર:** હિંદુ એસોસીએશનમાં પ્રવચન. ખૂબ સફળ કામ થયું. મિટિંગમાં ડૉ. પાન્ધી, ડૉ. ઠાકોર, લગભગ બધા આગળ પડતા હિંદીઓ—વેપારી વર્ગના અને ધંધાદારી હતા. મિસિસ દત્ત—અગ્રેજ—બધું કામ કરતાં હતાં. ચહા વગેરે ઉદાર હતાં.

**૨૩ ઑક્ટોબર:** ૩૧, ક્વીન્સ ગેટ ટેરેસ. એસ. ડબ્લ્યુ. ૭. શ્રી અરવિંદમાં રસ લેતી વ્યક્તિઓનું મિલન. સંખ્યા નાની પણ સાચી લાગણીવાળી. મેં વાત—મૌન અને વાચા એ બન્ને શક્તિઓ છે. મારે મૌન દ્વારા કામ કરવું આ વિસ્તાર માટે વધારે અનુકૂળ છે પણ અહીં એ શક્ય નથી એટલે વાણીનો આશ્રય લઉં છું. અહીં યુરોપમાં એવો ખ્યાલ પ્રચલિત છે કે યોગસાધના એ માનવતી એક અસામાન્ય જ નહિ પરંતુ અસ્વાભાવિક પ્રવૃત્તિ છે. સામાન્ય જીવન એ જ સ્વાભાવિક જીવન છે—ખાવું, પીવું, મોજ માણવી, ભોગ કરવા યા તો ઇચ્છાઓ સંતોષવી. બહુ બહુ તો ફરજનો ખ્યાલ રાખી જીવન વીતાવવું. પ્રજાની સેવા કરવી—એ બધું સ્વાભાવિક છે અને પ્રગતિપોષક પણ છે. પરંતુ આત્માના વિકાસ માટે સઘળી વૃત્તિ એકાગ્ર કરવાથી માનવ માટે એક અસ્વાભાવિક અને કદીકવાર રોગીષ્ટ મનોદશા ઉત્પન્ન થાય છે. શ્રી અરવિંદે પહેલવહેલો ફટકો આ માન્યતાને તર્કશુદ્ધ યુક્તિ વડે આપ્યો છે. એમણે સિદ્ધ કર્યું છે કે સમગ્ર વિશ્વમાં સમુત્ક્રાંતિ થયેલી છે અને માનવપ્રાણી પણ એ સમુત્ક્રાંતિને પરિણામે પૃથ્વી પર હસ્તી ધરાવે છે. વિકાસ એ જીવનનો નિયમ છે—વિકાસ સાધના. પ્રયત્નને પરિણામે સમુત્ક્રાંતિ થાય છે. યોગ એટલે વિકાસ માટેનો સજાન પ્રયત્ન.

વર્ણવવામાં આવે છે. પણ ચમત્કાર એટલે સ્થાપિત નિયમોનો ભંગ કરીને બનેલી અસાધારણ ઘટના નથી. કોઇ અન્ય ભૂમિકામાં શક્ય એવી ઘટના સામાન્ય ભૂમિકા ઉપર બની આવે ત્યારે આપણને તે 'ચમત્કાર' લાગે છે.

અને સામાન્ય જીવનના અનુભવોમાં પણ આપણને આધ્યાત્મિક અનુભવો નથી જ થતા એવું નથી. ઉ. ત. આપણે 'શાશ્વત કાલ' અથવા તો 'શાશ્વતી'નો ઉલ્લેખ કરીએ છીએ ઘણાને એમ લાગે છે કે એ તદ્દન અવાસ્તવિક, કેવળ માનસિક ખ્યાલ છે. પરંતુ જીવનમાં કોઇવાર આપણને તે જોવા, અનુભવવા મળે છે એ વાત ઘણા ઓછા-ઓના ધ્યાનમાં હોય છે. ઉ. ત. એક જુવાન પરદેશ અભ્યાસ કરવા માટે ગયો છે અને અહીં તેની મા એના પાછા ફરવાની આતુરતાથી વાટ જોઇ રહી છે. વિદેશ ગયા પછી વિશ્વયુદ્ધ ફાટી નીકળવાને કારણે એક કે બે વર્ષમાં પાછા ફરવાને બદલે એ વિદ્યાર્થીને પાછા ફરવાને દસ વર્ષ થઈ જાય છે આ બાજુ માની આતુરતા અને અધિરાઇ કેટલાં વર્ષનાં ગયાં હોવાં જોઇએ એ આપણે કલ્પી શકીએ છીએ.

હવે જ્યારે એ વિદ્યાર્થી પાછો ફરે ત્યારે એનું અને એની માનું મિલન (સ્ટીમરના) બંદર ઉપર થાય છે તે વખતે એ બન્નેની અંતરની સ્થિતિ શી હશે? એ બન્નેની ભાવાવસ્થા શબ્દોમાં પ્રગટ થઇ શકે તેવી નહિ હોય એટલુ તો આપણે સમજી શકીએ છીએ. જ્યારે સામાન્ય મર્યાદાને વટાવી જાય એવી ભરતી ભાવમાં આવે છે ત્યારે વાચા તેને પ્રગટ કરવાને અશક્ત નીવડે છે એ સામાન્ય અનુભવ છે. શા માટે? કારણકે એ ભાવની ભરતી અનંતને સ્પર્શે છે. બન્ને મૌનમાં જ પોતાના ભાવને પ્રગટ કરવા પ્રયત્ન કરે છે, સ્થૂલ શરીરની, ઇંદ્રિયોની અને માનવના નાડીયંત્રની અવસ્થા એ ભાવની ભરતીમાં તંગ બની જાય છે, આંખોમાંથી અશ્રુ વહે છે, હાથ અને હોઠ કંપે છે અને પરસ્પર આલિંગનમાં એની અભિવ્યક્તિ થાય છે. બન્ને પોતપોતાના નિગળા

'અહું'ને ભૂલી જઇને પ્રેમના ભાવની સઘન ગહન અવસ્થામાં લીન થઇ જાય છે. બે વ્યક્તિઓ ભીન્ન મટી જઇને એક તીવ્ર ભાવસાગરમાં એકતાને 'અદ્વૈત'ને અનુભવે છે. ભાવનાની એ અગાધતામાં અને સઘનતામાં 'અનંત'નો આછો અનુભવ બન્નેને થાય છે. પણ વધારે આશ્ચર્યકારક વસ્તુ તો એ છે કે બન્નેને માટે કાલ થંભી જાય છે. વખતનું ભાન થવા માટે ચેતનામાં વિકાર કે ફેરફાર જરૂરી છે. અહીં તો બન્નેની ચેતના અવિકારી એવા ભાવના મહાસાગર જોડે એક થઇ ગઇ હોવાથી કાલની ગતિનો અનુભવ થતો નથી. બન્ને શાશ્વતીમાં જીવતાં હોય છે. કારણ કે કાલની સ્થિર અવસ્થા એ જ શાશ્વતી! એ શાશ્વતીમાં અમુક એક મા કોઇ એક પુત્ર પ્રત્યે પોતાની લાગણી પ્રગટ કરે છે એવો અનુભવ નથી થતો: સમગ્ર વિશ્વનું દિવ્ય માતૃત્વ એક બિંદુ ઉપર એકાગ્ર થઇને અનંત વાત્સલ્યનો ઝરો વહેવડાવે છે—તો બીજે છેડેથી વત્સનો પ્રેમ માતૃત્વમાં લીન થવાને વહેતો એને સામે મળે છે અને બન્ને કોઇ અનિર્વચનીય આનંદની સમાધિમાં મગ્ન થઇ જાય છે. ત્યાં જ કાળ થંભી જાય છે—શાશ્વતી પ્રગટે છે.

**૨૪, ૨૫, ૨૬ ઑક્ટોબર:** બી. બી. સી. માટે લખાણ તૈયાર કરવામાં અને ૨૮મીના રોયલ ઇન્ડિઆ-પાકીસ્તાન સોસાયટીના પ્રવચન વિષે મિત્રોને માહિતી આપવાના કાગળો લખવામાં અને પત્રવ્યવહારમાં પણ દિવસો ગયા. એમાં એક દિવસ ૨૫મી ઑક્ટોબરે સાંજે ખૂબ થાક લાગ્યો હોવાથી એલન સાથે સામેના પાર્કમાં ફરવા માટે ગયો. સર્પેન્ટાઇન તળાવની આજુબાજુ અંધારૂં થઈ ગયુ હતુ અને પવન પણ ખૂબ ઠંડો વાતો હતો. અંધારામાંજ અમે ચાલ્યા. લંડનની વચ્ચે આ બાગમાં એટલી નિર્જન જગાઓ છે જ્યાં ચોરી, લૂંટ કે ખૂન કરવું મુશ્કેલ નથી. પણ આવી જગોએ પણ છૂપી પોલીસ રહે છે એટલે ગુન્હાઓનું પ્રમાણ બહુજ ઓછું છે. બાજુ પર નાંખેલા બાંકડાઓ ઉપર યુગલો બેસીને પ્રેમચેષ્ટા કરતાં હતાં. સ્વતંત્ર પ્રેમ માટે આવી જગો પૂરેપૂરી સ્વતંત્રતા આપે છે. અને ભાડૂતી ઓરડીમાં

રહેનાર લંડનવાસી સામાન્ય પુરુષને કે સ્ત્રીને આવો વિશાળ અને સુંદર બાગ પ્રેમ કરવાને ક્યાં મળવાનો હતો!

૨૬મીનો દિવસ સ્મરણીય એટલા માટે છે કે સેન્ટ પૉલ સ્કૂલના હાઈ માસ્ટરે મને તે દિવસે બપોરે વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે બેસીને જમણ લેવાને આમંત્રણ આપ્યું હતું:—

૧૮ ઑક્ટોબર, ૧૯૫૫
સેન્ટ પૉલ્સ સ્કૂલ
વેસ્ટ કેન્સિંગ્ટન, ડબ્લ્યુ. ૧૪

વહાલા શ્રી પુરાણી,

તમારા પત્રથી, તમે ડૉ. સીરીલ બેઇલીને મળ્યા, તે જાણીને ઘણો આનંદ થયો. ડૉ બેઇલીને આ સ્કૂલનાં અનેક સુખદ સ્મરણો તાજાં કરતાં આનંદ થયો હશેજ એ હું જાણું છું..........

તમે ઇંગ્લેંડથી પાછા ફરો તે પહેલાં એક ટૂંકી મુલાકાત સ્કૂલને આપી શકશો કે નહિ તે હું જાણતો નથી પરંતુ તમો આવી શકો તેમ હો તો બુધવાર તા. ૨૬મી ઑક્ટોબરે બપોરે ૧૨-૩૦ પહેલાં તમે આવો તો વધારે સારું—જેથી શ્રી અરવિંદ જ્યાં બપોરનું ખાણું લેતા હતા તે જગાએ આજના શાળાના વિદ્યાર્થીઓ જમે છે ત્યાં તમે પણ જોડાવ અને એ અનુભવની કસોટીમાં ઉતરો......

એ. એન. ગીલ્કસ
હાઇ માસ્ટર

બુધવારે બપોરે પહોંચ્યો. હાઇ માસ્ટરને મળ્યો. જમવાનો વિશાળ ઓરડો વધી ગયેલી વિદ્યાર્થીઓની સંખ્યા માટે નાનો પડતો હતો એટલે ૪૫૦ થી ૫૦૦ વિદ્યાર્થીઓની બે ટુકડીઓ પાડીને બે વખત એને એજ જગાનો ઉપયોગ કરવાની ફરજ પડતી જણાઇ. હું હાઇ માસ્ટર, તેમનાં પત્ની તથા બીજા શિક્ષકો સાથે ઉચ્ચ ખાસ પીઠ ઉપર હતો અને નીચે

ચકલીના ટોળા પેઠે વિદ્યાર્થીઓ કલબલ કલબલ કરતા ચમચા અને પ્લેટ ખખડાવતા ખાતા હતા!—શ્યામ રંગનો એક પારસી વિદ્યાર્થી એક વખત આ જગ્યાએ નિરાંતે—વિશાળ જગા હોવાથી—બેસીને ખાતો હશે. એના મનમાં તે વખતે શા વિચારો આવ્યા હશે તેની હું કલ્પના કરું. તે પહેલાં આ પાયમાં વિદ્યાર્થીઓના બે ભાગોની જમવાની વ્યવસ્થા કરવામાં સ્કૂલના વિદ્યાર્થીઓ અને શિક્ષકોને કરી તાલીમ મળી રહી છે એ વિચાર માગ મનમાં ચમકી ગયો. સરકાર આ નિશાળનો ખર્ચ આપે છે, પણ વ્યવસ્થા અને શાળાનું ઉચ્ચ ધોરણ તો શિક્ષકો અને વિદ્યાર્થીઓ જ જાળવે છે. આહાર ખૂબ જ સાદો, લગભગ સિપાઈને લાયક હતો.

જમતાં જમતાં નક્કી થયું કે મારે શ્રી અરવિંદ ઉપર એક લેખ સેન્ટ પૉલ સ્કૂલના ત્રૈમાસિક 'પૉનાઇન' માટે આપવો.

એ પ્રમાણે થોડા દિવસ પછી મે એક લેખ તૈયાર કરીને મોકલ્યો અને હાઇ માસ્ટરને જણાવ્યું કે હું તા. ૩૦ ડીસેમ્બરે હિંદ તરફ પાછો વળું છું.

એમણે એ પત્રનો ઉત્તર આપ્યો તે એટલો ભાવવાળો છે કે અહીં તેને રજૂ કરતાં મને આનંદ થાય છે —

૨૫ નવેમ્બર, ૧૯૫૫
સેન્ટ પૉલ સ્કૂલ
વેસ્ટ કેન્સિંગ્ટન, ડબ્લ્યુ ૧૪

વહાલા શ્રી પુરાણી,

તમારા પત્રમાં 'પૉનાઇન' માટે શ્રી અરવિંદના ઉપરનો લેખ * હતો તે મળ્યો તે માટે ઘણો આભાર. તમે એ કામ કર્યું તે સારું કર્યું, એ લેખ વાંચીને મને ઘણો આનંદ થયો. અમારા આવતા અંકમાં એ એક સરસ લેખ બની રહેશે.

* જુઓ પરિશિષ્ટ ૨ (૨)

તમે પુસ્તકો મોકલ્યા તે માટે હું તમારો સૌથી વધારે આભારી છું તમે અમારી સ્કૂલની જ નહિ પરંતુ પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સમજૂતીના કાર્યની પણ સેવા કરી છે તમારી પહેલી મુલાકાત દરમિયાન જે આનંદ અને રસ મારા મનમાં જાગ્રત થયો હતો તે હું સહેલાઈથી વીસરી જઈ શકીશ નહિ આ મહાન પ્રસંગે હું તમારો આભાર માનું છું અને કેવળ મારા તરફથી નહિ પરંતુ આખી સ્કૂલના સમુદાય તરફથી તમારા મહાન કાર્યમાં ઉત્સાહ આપવા માટે તમને શુભેચ્છાઓ પાઠવું છું

તમારો
એ. એન. ગીક્સ
હાઇ માસ્ટર

**૨૬ ઑક્ટોબર ૧૯૫૫:** બપોરે જમણ પતાવીને કાગળોના જવાબ તથા નવા કાગળો લખ્યા ઇન્ડિયા ઑફિસમાંથી વીલેના પત્રવ્યવહારના ભાગો પરથી તૈયાર કરેલી નકલો (૪૧) આજે મળી ગઈ

સાંજે ૭॥ વાગે મી. કાપડિયાને ત્યાં જમવાનું આમંત્રણ હતું અહીં ઇંગ્લૅંડમાં આવાં આમંત્રણો ઘણીવાર અગવડકર્તા થઈ પડે છે પહેલાં તો સમાજનું બંધારણ જ જુદું એટલે આપણા દેશમાં આમંત્રણને માટે જે વાતાવરણ હોય છે તેવું અહીં ભાગ્યે મળી શકે છે વધારામાં જગાઓના અંતરો એટલાં બધાં કે એકબીજાને મળવું એ જ પૂરા પ્રયત્નને પરિણામે બને તેમાં વળી બન્ને જણાને અનુકૂળ હોય એવો ખાવાનો વખત નક્કી કરવો એ એથી પણ વધારે મુશ્કેલ કામ છે અલબત્ત, જે લોકો હવાફેર માટે અને પૈસા પૂરતા હોય તેવા લોકો યુરોપ જવાની હોંશ પૂરી કરવા માટે આવેલા હોય તેમને તો કદાચ એવા સામાજિક પ્રસંગો ઉપયોગી પણ નીવડે એ સંભવિત છે મારું ક અહીંના સમાજમાં એ એક રૂઢિ બની ગઈ છે કે કોઈ પણ ઉપયોગી વાતચીત માટે લંચ કે ડીનર સાથમાં સારી તક હોય છે એ જ પ્રસંગે

માણસોનું મન જરા મોકળું થાય છે,—બાકીનો વખત કોઈને કોઈ કામમાં જકડાયલું રહે છે.

પણ હું તો ગયો હતો સંસ્કારયાત્રા માટે, સંસ્કારની પરસ્પર આપલે માટે. લેવા કરતાં આપવા માટે વધારે. મારે તો વખત જેમ બને તેમ બચાવવાનો જ હતો—અને ઇગ્લેંડમા—"Time is literally money"—વખત ગાળવો એટલે અક્ષરસઃ પૈસાનો ખરચ.

પણ એ ભાઈનો આગ્રહ ઘણા દિવસનો હતો એટલે આમંત્રણનો સ્વીકાર કર્યો અને સાત વાગ્યાથી એમની રાહ જોતો લૉબીમાં—પરસાળમાં—બેઠો. ૭॥ થઇ ગયા પણ ભાઇ આવ્યા નહિ મારે બધું પરવારીને ક્રોઇડન પાસે એનર્લી પરામાં જવાનું જેને માટે બસને એક કલાક લાગે. અને ટ્રેન પણ રાત્રે ઓછી થઇ જાય અને તેને માટે પણ સ્ટેશન પૂરતું પાસે હોય તો ફાવે. આખરે લગભગ ૮॥ વાગે ભાઇ આવ્યા. વાટ જોતો બેઠેલો એટલે હું તો જલદી જલદી એમની સાથે પડતા વરસાદમાં જઇને મોટરમાં જઇને બેઠો—વરસાદ વધતો હતો ત્યાં રસ્તામાં એક જગાએ એમનો શૉફર ઉતરી ગયો અને એ પોતે મોટર ચલાવવા બેઠા. શૉફરના જવાનુ કારણ એનો વખત પૂરો થઇ ગયો હતો તે હતું! મને ઇગ્લેંડની આર્થિક અને સામાજીક વ્યવસ્થા માટે માન થયું. તેમ તેની નિયમિતતા પણ વખાણવા લાયક હતી. મોડા થવાનું કારણ?—હિંદથી એક ભાઇ આવ્યા હતા અને એમને ચ્હા લેવાનો આગ્રહ કર્યો એટલે મારી મુલાકાત મોડી કરીને એ ભાઇએ મુંબઇના મિત્રનું મન સાચવ્યું હતુ!

આખરે ભાઇને ઘેર પહોંચ્યા. વેઢમી વગેરે હિંદી ભોજન ઘણે નિયમે જમ્યા. થોડીવાર વાતો થઇ, પણ મારે દૂર જવાનું અને વરસાદ ચાલુ હતો એટલે સાડાનવેક વાગે હું ઊઠ્યો. એમનો મોટો છોકરો બસના સ્ટેન્ડ સુધી મને વળાવવાને આવ્યો. એક બસમાં હું ચડી ગયો અને અમે છૂટા પડ્યા. બસ-કંડકટરને ભાડું આપવા માટે જોઉં છું

તો હું મારો જે ઓવરકોટ ક્વીન્સરોડ ૩૧ નંબર પર ભૂલી ગયો હતો તેમાં જ બધા પૈસા હતા. કાપડિયાને ઘેરથી ફોન કરીને ઉતાવળમાં ઓવરકોટ ભૂલી ગયાની અને તે લઇ લેવાની સૂચના તો ડોરીસને આપી હતી. પણ પૈસા તેમાં જ હતા એ તો હું ભૂલી જ ગયો હતો. હવે ચાલતી બસે મેં એનલીની ટિકિટ માગી; જોવા જાઉં તો પૈસાનું પાકીટ જ નહિ! પણ સારે નસીબે, કંડકટરે કહ્યું આ બસ તો અડધે પણ નહિ જાય. આની પાછળ આવે છે તે બસમાં બેસો તો સીધા એનલી જઇ શકાશે.

અધવચ ઉતરી ગયો. પાસે જ એક રેલ્વે સ્ટેશન હતું ત્યાં ગયો. પૈસા એક જ જગોએ તો રાખતો પણ ટ્રાવેલર્સ ચેક પાટલૂનના એક ગજવામાં રાખવાનો અભ્યાસ પાડ્યો હતો. એટલે સ્ટેશને જઇને ટિકિટ માગી અને પૈસાની જગોએ ટ્રાવેલર્સ ચેક બતાવ્યો. એણે લેવાની તદ્દન નામરજી તો ન બતાવી, કારણ કે મેં એને વસ્તુસ્થિતિ સમજાવી. મેં બસ વિષે પૂછ્યું ત્યારે એણે જણાવ્યું કે તમારું સરનામું આપીને તમે ટિકિટ પૈસા આપ્યા વિના લઇ શકશો. નસીબ અજમાવવા ખાતર પાછો બસને રસ્તે આવ્યો. વરસાદ તો પડતો હતો. થોડી વારે બસ આવી તેમાં બેઠો એક છોકરી કન્ડકટર હતી. મેં તેને ટ્રાવેલર્સ ચેક આપ્યો એટલે તેણે લેવાની ના કહી. ત્યારે મેં કહ્યું કે હું અત્યારે રાત્રે ૧૦ા વાગે ઉતરીને ક્યાં જાઉં ? મારૂં સરનામું આપું છું. ટિકિટના પૈસા મોકલી આપીશ. એણે ઑફીસનું સરનામું આપ્યું, મેં મારૂં આપ્યું

આમ વગર પૈસે રખડી પડેલા પ્રામાણિક માણસને ઘેર પહોંચવાની સગવડ લંડનમાં છે તેની મને સ્વાનુભવથી ખબર પડી.

* * *

**૨૭ ઑકટોબર ૧૯૫૫:** પ્રૉ. અને મિસિસ લીઓ રૉથ સાથે વનસ્પતિ આહારના રેસ્ટોરાં 'વેગાં'માં બપોરનું ખાણું ગોઠવાયું હતું. પેન્ટન સ્ટ્રીટ હે માર્કેટ પાસે છે. હું તો વખત પહેલાં પાંચેક મિનિટ

પહોંચી ગયો, પણ કોઇ દેખાયું નહિ; એટલે વાટ જોતો ઊભો રહ્યો. દશેક મિનિટ પછી મિ. અને મિસિસ રૉથ આવતાં દેખાયાં.

"તમે આટલા બધા નિયમિત હશો એમ અમે ધારેલું નહિ." મિ. રૉથે કહ્યું.

"હજી સુધી હું મારા એકપણ કાર્યક્રમમાં મોડો પડ્યો નથી." મેં જણાવ્યું.

મોડા પડવા માટે માફી માગવાની વિધિ પતાવીને તેઓ મને અંદર લઈ ગયા. 'વેગાં'માં ઊભા રહેવાની જગા ન હતી. આગળ જેમણે ટીકીટ લીધી હતી તેમને અંદર જવા દેવામાં આવતા હતા તો પણ બહાર લાઈન લાગી હતી!! બે ત્રણ મજલામાં અને નીચે સેંકડો માણસો વનસ્પતિ આહાર લેતાં હતાં. ઇંગ્લેંડમાં, ખાસ કરીને લંડનમાં, વનસ્પતિ આહાર મળે એવાં ઘણાંયે રેસ્ટોરાં છે. જેમને 'વેજીટેરિયન રેસ્ટોરાં' કહેવામાં આવે છે. 'વેગાં' સિવાયનાં એવાં બે રેસ્ટોરાંમાં મે બપોરનું ભોજન લીધું તે સ્વાદમાં કે વાનીઓના પ્રકારમાં આપણા દેશના ભોજન જેવું જ હતું,—સિવાય દાળ અને રોટલી. નિરામિષ આહાર તંદુરસ્તી માટે સારો હોઇ મોંઘો પણ હોય છે. ઇંગ્લેંડમાં મોટાં શહેરોમા કે ગામડાંઓમાં બધેય નિરામિષ આહાર લેનાર માટે પૂરતી સગવડ હોય છે. દૂધ, બિસ્કીટ, ચીઝ, સૂપ—કેટલેક સ્થળે તો ભાત—સેલાદ, કેળાં વગેરે ફળો, વગેરે મળતુ હોય છે.

પણ 'વેગા'માં પ્રૅા. રૉથ સાથે મુખ્ય વાત તો એ હિંદમાં આવવાના હતા તેને અંગે થઈ. એમનાં પત્ની ગીતાનો અભ્યાસ તો કરતાંજ હતાં. તેમણે એક બે પ્રશ્નો પૂછ્યા. તેના જવાબ તો બને તેટલા સંતોષકારક આપ્યા. પણ પાછળથી શ્રી અરવિંદના 'Essays on the Gita' 'ગીતાનિબંધો'નું પુસ્તક મોકલાવ્યું, જે એમને પસંદ પડ્યું.

* * *

૨૮ ઑક્ટોબર ૧૯૫૫: આજે સાંજે રૉયલ ઇન્ડિયા પાકિસ્તાન સીલોન સોસાયટીએ પ્રવચન રાખ્યું હતું ઑવરસીઝ હાઉસ, પાર્ક પ્લેસ, સેન્ટ જેમ્સીઝ સ્ટ્રીટ, એસ ડબલ્યુ ૧ એ જગાએ

બપોરે એના મંત્રી મિ. ગીલ્ડર જોડે જમવાનું આમંત્રણ હતું એક હિંદીના રેસ્ટોરાંમાં જમવા ગયા મિ. ગીલ્ડરે મારા કહેવા પ્રમાણે વાનીઓ મંગાવી ઘણો આનંદ થયો આશ્રમ વિશે, શ્રી અરવિંદ વિશે, વાતચીત થઈ જમ્યા પછી મિ ગીલ્ડર મને 'ઍન્સ્ટીત્યુત ફ્રાંસેઝ'—ફ્રેન્ચ સંસ્કારનો પ્રચાર કરનાર સંસ્થામાં લઈ ગયા ત્યાંની લાયબ્રેરી મને બતાવી—ત્યાં ભીંત ઉપર એક સુંદર ડીઝાઇનનું ચિત્ર આધુનિક

# ૯

## ડર્હામ

**૩૦ ઑક્ટોબર ૧૯૫૫:** ૧૨-૧૫ની ગાડીમાં ડર્હામ જવા માટે નીકળ્યો કીગ્સ ક્રોસથી. ગાડી સાંજે એક કલાક મોડી પહોંચી—૭ વાગે. ડૉ. અરીન્દમ્ લેવા માટે આવ્યા હતા. એમણે હમણાં જ ઘર વેચાતું લીધું છે ત્યાં લઇ ગયા.—લીડરૂપ—પણ હમણાં જ હેરફેર કરેલો હોવાથી બધી વસ્તુઓ અવ્યવસ્થિત પડી હતી. સ્ટેશનોનાં નામ પણ કેવાં વિચિત્ર હતા!

**૩૦મીની સાંજથી નવેમ્બરની ૪થી સુધી** ડર્હામ ડૉ. બાસુને ત્યાં રહેવાનું થયું. એમનાં પત્ની શોભા પણ એમ. એ. થયેલાં સુશિક્ષિત છે. ૩૧મીએ સવારે ઓરીયન્ટલ લાયબ્રેરીના લાયબ્રેરિયન મિ. ફ્રેમ્ટને અને ડૉ. થેકરને મળ્યો. ડર્હામ ગામ પ્રમાણમાં નાનું અને ટેકરી ઉપર વસેલું છે. સ્કૉટલેંડ અને ઇંગ્લેંડની સરહદ પર આવેલું હોઇ જ્યારે બે દેશો જોડાયલા ન હતા ત્યારે સતત સ્કૉટલેંડના લોકો એના પર હુમલાઓ કરતા. એટલે અહીંના, આપણા દેશના રાજપૂતાનાના ઠાકોર જેવા, રાજાએ ટેકરી ઉપર લાબો કોટ ચણાવી લીધો અને એની અંદર રહેવાનો, કાઠિયાવાડમાં હોય છે તેવો, દરબાર ગઢ પણ બાંધ્યો. એમાં રાચરચીલું, હથિયારો, બખ્તરો વગેરે આપણા દેશના જેવાં જ છે વૉરવીક કાસલ, મેં જોયો તે પણ, આબેહૂબ રજપૂતકાળનો કોટ જ જોઇ લો. નદી ઉપર શીધો બાંધેલો, અંદર અર્લ—સરદાર—ને રહેવાનો ગઢ જેની પથ્થરની ભીંત કોઇ કોઇ જગોએ પાંચથી સાત ફીટ જેટલી પહોળી છે!

ત્રણ મહિનાના ટૂંકા ગાળામાં મને આ વાતનો ખૂબ ખૂબ અનુભવ મળ્યો એમ કહી શકું. અમારી વાતોમાં એટલા બધા મુદ્દાઓ પરત્વે એ-ના જણાઈ કે એ બધા મને આ નવા, ધર્મના બાહ્ય આચારથી સ્વતંત્ર, એવા આધ્યાત્મિક દૃષ્ટિબિંદુનો, વિચારસરણીનો અને વ્યવહારુ ઉપાયોનો પ્રચાર કરવાને ઉત્સાહપૂર્વક ખૂબ આગ્રહ કરતા હતા. પાદરીઓ જે શુષ્ક શાસ્ત્ર અને વિધિના નિર્જીવ બોધ આપે તેની જગ્યાએ બુદ્ધિગ્રાહ્ય અને બાહ્ય વિધિના બંધનોથી મુક્ત એવા આધ્યાત્મિક દૃષ્ટિબિંદુ માટે યુરોપના ઘણા લોકો તલસે છે એમ એમના કહેવા ઉપરથી મને લાગ્યું.

ડર્હામમાં જ એક હૉસ્પિટલમાં એક બંગાળી ડૉક્ટર નોકરી કરે છે અને સહકુટુંબ રહે છે. સરકારી કુટુંબમાં હજી આર્ય સંસ્કારો સારા પ્રમાણમાં જળવાયા. પણ બે ત્રણ બાળકો ઇંગ્લેંડના જ વાતાવરણમાં ઉછરે છે. એમનો વિકાસ કોણ જાણે કેવો થશે.

પ્રૉ. ઑફ મ્યુઝીક મિ. આર્થર હચીન્સ, પોન્ડિચેરી આવી ગયેલા તે પણ મળ્યા. હિંદના સંગીતના શોખીન છે, પુષ્કળ રેકર્ડો એકઠી કરી છે. ઇંગ્લેંડમાં યુનિવર્સિટીઓની સગવડ એટલી બધી છે કે દૂરમાં દૂર ખૂણેનાને પણ વિષયનું જ્ઞાન મેળવવાની સગવડ મળી શકે છે.

એ બંગાળી ડૉક્ટરની કારમાં ન્યુકેસલ ઑન ટાઇનમાં ગજ ગોપાળનું નૃત્ય નવમ્બર ૪થીએ ગોઠવાયું હતું. તેમાં જવાનો પ્રૉ. બાસુનો આગ્રહ હતો એટલે ૪થી સુધી હું ડર્હામ રોકાયો. મિ. અને મિસિસ ટોમસ મળ્યા. પ્રૉ. બાસુનું અવ્યવસ્થિત ઘર હજી તો ધીમે ધીમે ગોઠવાતું હતું. ચીમની સાફ કરવામાં છેલ્લા સો વર્ષમાં કેટલો સુધારો થયો છે તે પ્રત્યક્ષ જોવા મળ્યું. પહેલા નાની ઉમ્મરના છોકરાને ચીમનીમાં ઉતારવામાં આવતો. ત્યાર પછી નીચેથી અથવા ઉપરથી લાંબી લાકડીને છેડે ઝાડુ બાંધીને ચીમની સાફ કરવામાં આવતી. પણ એને પરિણામે આખા ઘરમાં અને ચારેબાજુએ બધે કાળી ઝીણી રજ પથરાઈ જતી અને ઘરનો સરસામાન, રંગરોગાન વગેરે ખરાબ થઈ

જતો. આજે વીજળીની શક્તિથી નેતરના નાના નાના, જાડા ટુકડાઓને લોઢાના સ્ક્રૂ જેવા સાંધાથી જોડી જોડીને ચીમનીમાં દાખલ કરવામાં આવે છે અને સૌથી પહેલી નેતરની આગળ સ્ટીલના તારનું બ્રશ હોય છે. આખી સગડીનું આગળનું તુર્ત ચોંટી જાય એવા ગુંદરના કાગળોથી તદ્દન બંધ કરી દેવામાં આવે છે એટલે જરા પણ કચરો બહાર આવી શકતો નથી. વિજળીનું ઍન્જીન પૈડાંઓ ઉપર મૂકેલું હોવાથી જ્યાં જરૂર હોય ત્યાં લઇ જઇ શકાય છે અને કામ કરનાર માણસનાં કપડાં પણ કાળાં પડતાં નથી.

* * *

આજ રાત્રે રામગોપાળનો નાચ જોવા જવાનું હતું. એના વિષે ફોનથી ખબરો સાંભળી ત્યારે ઘણો શોક થયો! ન્યુકૅસલમાં હિંદી વિદ્યાર્થીઓએ અનાથ અને અશક્ત બાળકોની એક સંસ્થાને મદદ આપવા માટે આ નાચ ગોઠવ્યો હતો. મૂળ કારણ એ કે ઇંગ્લૅંડમાં કોઇ પરદેશી આવીને ગાન કે નાચ કરીને પૈસા કમાઇ જાય એની વિરુદ્ધ કાયદો છે. ત્યાંનો ઍન્ટરટેઇન્મેન્ટ ટૅક્સ—રંજન પરનો કર એટલો ભારે છે, પરદેશી માટે, કે એમાંથી કાંઇ જ મળે નહિ. ત્યાંની સંસ્થાને મદદ કરવાથી આપણી કલાની માહિતી અને પ્રચાર પરદેશમાં થાય અને કલાકારને પણ કાંઈ મળે એવી ગોઠવણ કરી શકાય છે. તે પ્રમાણે આ કાર્યક્રમ ગોઠવાયો હતો.

૩૦ નવેમ્બરે મિ. અને મિસિસ આર. એમ ટૉમ્સ, ફિઝીકલ એજ્યુકેશનના અધ્યાપક સાથે લાંબી વાતો બે દિવસ દરમિયાન થઈ. એજ કૉલેજના વાઇસ પ્રિન્સિપાલ મિ ડૉનાલ્ડ ઍડ્રીન વેબ્સ્ટરની પણ મુલાકાત થઈ.

મારો વિચાર ત્રીજી નવેમ્બરે નીકળી ચોથીએ કેમ્બ્રીજ પહોંચવાનો હતો. ત્યાં પં. રીશીરામે ડૉઇવ્ણ બુધવારે પ્રવચન કરવા માટે આમંત્રણ

ભર્યું આમંત્રણ આપ્યું હતું અને મેં એમને જણાવ્યું હતું કે હું કદાચ ચોથી નવેમ્બરે આવીશ

પણ ચોથી તારીખે રાત્રે રામગોપાળનું નૃત્ય ન્યુકેસલ ઓન ટાઇનમાં હતું તે જોવા માટે શ્રી બાસુનો ખૂબ આગ્રહ હતો ડર્હામમાં ઓચિંતું ધુમ્મસ થઈ આવ્યું એટલું ગાઢ કે ત્રણ ચાર ફૂટથી આગળ કાંઈ દેખાય જ નહિ ઠંડી પણ એટલી જ હતી, જો કે સહન થાય એવી

બપોરે ન્યુકસલથી ફોન આવ્યો હિંદી વિદ્યાર્થી મંડળના સેક્રેટરીનો કે રામગોપાળને ન્યુકેસલના મેયર—સાંજે ચહાની પાર્ટી છે તેમાં આમંત્રણ આપવા ઇચ્છે છે લંડન ફોન કરીને પૂછાવ્યું તો જણાયું કે રામગોપાળ પાર્ટીમાં હાજરી આપવા ૨૦ પાઉન્ડ માગે છે!! આપણી સંસ્કૃતિની જે અવદશા આપણા જ લોકો પરદેશમાં કરે છે તેનો અથાગ શોક થયો કહેવાય, કે રામગોપાળને સ્પેનમાં કોઈ લુચ્ચો માણસ ઠગી ગયો અને એને ખોટ ગઈ પણ તેથી ઇંગ્લેંડના એક શહેરના મેયર આમંત્રણ આપે તે સ્વીકારવા માટે પૈસા માગવા એ કેવા પ્રકારની સંસ્કારિતા! અલબત્ત, વિદ્યાર્થીમંડળે આ બધી વાતો મેયરને જણાવ્યા વગર રામગોપાળની ગેરહાજરી વિષે સમજૂતી તો આપી દીધી. આખરે બંગાળી ડૉક્ટરની ગાડીમાં ડર્હામથી ન્યુકેસલ ગયા અને વખતસર થીએટરમાં જગા લીધી ત્યાં ખબર પડી કે દૂરના ન્યુકેસલમાં પણ કેટલાક હિંદીઓ રહે છે

પરદેશ જનાર આપણા વિદ્યાર્થીઓ, લેખકો, અધ્યાપકો, વેપારીઓ, કલાકારો વગેરેમાંથી ઘણા ઓછાને એ વસ્તુનું ભાન હોય છે કે પોતે પોતાના ધંધાના પ્રતિનિધિ હોવા ઉપરાંત હિંદની સંસ્કૃતિના પણ પ્રતિનિધિ અજાણ્યે પણ હોય છે આપણા પરથી અહીંના લોકો હિંદ વિષે અને હિંદની સંસ્કૃતિ વિષે સારો કે ખરાબ અભિપ્રાય બાંધશે એ વાત એમના ધ્યાન બહાર હોય છે

રામ ગોપાળનું નૃત્ય ખૂબ જ સાધારણ હતું હિંદના સારા નૃત્યકારોને જોનારને તો લગભગ શરૂઆતના જેવું લાગે એટલું બધું સામાન્ય હતું પણ ઇંગ્લેંડના પ્રેક્ષક વર્ગ માટે હું માનું છું કે એ નૃત્ય સારૂં હતું આપણી કળાનો કક્કો પણ ખબર નથી તેમની આગળ કળાની ઉત્તમોત્તમ રચના રજૂ કરવાનો કશો અર્થ નથી. એણે શરૂઆતમા સામાન્ય અવયવોની ક્રિયાઓ અને તેના અર્થ સમજાવ્યા અને પછી ત્રણ ચાર અંગ્રેજ યુવતીઓની મદદથી છૂટા છૂટા પ્રસંગો રજૂ કર્યા. સંગીત એકદમ ઉતરતી પંક્તિનું હતું —સંગીત હતું જ નહિ એમ પણ કહું તો ચાલે. ગ્રેમોફોનમા વાગતું સંગીત આપણા નૃત્યને ઉઠાવ આપી શકતું જ નથી મેં એ પણ જોયું કે રામગોપાળનું પોતાનું નૃત્ય પાંચથી પંદર મિનિટ જેટલું જ ચાલતું વચમા વચમા બીજુ કોઇ આવતું અંગ્રેજ પ્રજા કળાનો આસ્વાદ લગભગ ધાર્મિક ક્રિયા લેખે એને ગણીને લે છે રામગોપાળનું વિદેશી નૃત્ય હતું તો પણ કળાકારની કદર અને એ રજન કરીને જાણે સમાજના ઉપર ઉપકાર કરે છે એવી વૃત્તિ પ્રેક્ષક વર્ગમા જણાઇ આવતી હતી

આખરે ૭||-૮||| વાગે નૃત્ય પૂરૂં થયું ઘણી યુવતિઓ રામગોપાળને જોવાને અને એના હસ્તાક્ષર લેવાને દોડી ગઈ. શ્રી બાસુ પોતાનો બપોરનો આરામ ભૂલીને રામગોપાળને મળવા ગયા ૧૦|| વાગે ન્યુકેસલથી લંડનની ગાડીમા સૂવાની સગવડ મેળવીને ૬ સવારે લંડન પહોચી ગયો

હિંદી સરકાર તરફથી મશિનરી લેવા માટે આવેલા હિંદી ભાઇ ગાડીમાં મળી ગયા અંગ્રેજ લોક જે યંત્રો બનાવે છે તેની સરખામણીમા જર્મન યંત્રો ઘણા ચડિયાતા અને વળી સોંઘાં પણ હોય છે વેપારમા અંગ્રેજ લોકો કેટલીયે વસ્તુઓ જર્મનિ જાપાન વગેરે દેશોમાથી મગાવી ઇંગ્લેંડની બનાવટ તરીકે વેચે છે

બ્હાઇટ હોલમા આવેલી ઇન્ડિયા ઑફીસે—જેને હવે કોમનવેલ્થ

રિલેશન ઑફીસમાં સમાવી લીધી છે ત્યાં-ગયો. મિ. એસ. સી. સટન મળ્યા. ત્યાંના સંગ્રહમાંથી સુરક્ષિત રાખેલાં સેંકડો ચિત્રોમાંથી થોડા જોયાં. હસ્તલિખિત પુસ્તકો, જૂના પત્રોની ફાઈલ—ઇતિહાસની અણમોલ સામગ્રીનો ભંડાર અહીં રાખવામાં આવ્યો છે. બીજે દિવસે મિ. સટને 'વેગાં'માં બપોરના ખાણા માટે આમંત્રણ આપ્યું. શ્રી અરવિંદ વિષે એના મનમાં બહુ માન જાગ્યું છે. અને બધી રીતે એમને ઇગ્લેંડમાં જાણીતા કરવામાં મદદ કરવા તત્પરતા બતાવી.

'પોલાઇન' ત્રૈમાસિક માટે લેખ લખ્યો અને પ્રોથરોએ આઇ. સી. એસ. કમિશનરો માટે ઘોડેસ્વારીની પરીક્ષાના પ્રસંગ વિષે જે કાગળ લખ્યો હતો તે શૉલ્ટ માર્શને મોકલાવ્યો. ત્યાંની લાયબ્રેરીમાં રાખ્યો.

ઇગ્લેંડનું મારું કાર્ય પૂરું થવા આવતું હતું એટલે મોંનાની બહેનોને મળવાનું રહી જાય એ વિચારથી મિ. જેમ્સવુડને ઘેર 'હેમ્પટન ઇન આર્ડન'માં જવા માટે હું ૭મી નવેમ્બરે નીકળ્યો. નવ વાગ્યે નીકળેલી ગાડી (યુસ્ટનથી) ૧૧ વાગે કૉવેન્ટ્રી પહોંચી મોંનાના ભાઇઓ વીલી અને જોન મને લેવા માટે સ્ટેશન પર આવ્યા હતા પણ કોણ જાણે શા કારણથી હું એમના જોવામાં આવ્યો નહિ. સૂટકેસ ઉંચકીને પૂલની પેલે પાર ગયો અને ટેક્સી લઇને 'હેમ્પટન ઇન આર્ડન' જવા માટે પ્રયત્ન કર્યો પણ ટેક્સી થોડી હતી અને વરસાદમા આવવા કોઈ તૈયાર જણાયુ નહિ. એટલે થોડીજ વારમાં હેમ્પટન જનારી ગાડી આવવાની છે એવું જાણતાં મેં હેમ્પટનની ટિકિટ લીધી. અને પાછો પૂલ ચડીને સામા પ્લેટફૉર્મ પર ગયો. ત્યાં વીલી અને જોન બન્ને જરા મોડા પડી ગયા!—વળી પાછા અમે ત્રણે જણા પૂલ ચડીને સામી બાજુ ગયા. એમણે હેમ્પટનની ટિકિટ પાછી આપી અને એમની કારમાં અમે હેમ્પટન જવા નીકળ્યા.

કૉવેન્ટ્રી શહેર જર્મન બોમ્બના મારાથી લગભગ તારાજ થઈ

ગયું હતું. આજે ઘણોખરો ભાગ લગભગ જ વાઈ ગયો છે પણ તે નવી જગ્યાએ અને કદાચ અમલ કરતાં નાનો.

બારેક વાગે હેમ્પટન પહોંચ્યા. હેમ્પટન એક ગામડું છે પણ ત્યાં આપણાં કેટલાંક શહેરો કરતાં પણ વધારે સગવડ મળે એવું તે ગામડું છે. છૂટાં ઘરો, એક જગ્યાએ બજાર, ઘરોની આજુબાજુ છૂટી જમીન કે બાગ,—વિજળી, પાણીના નળ, બસની નિયમિત સર્વિસ, મોટર કે ટેક્સી પણ મળે—વગેરે જેનાં આપણને ગામડું લાગે જ નહિ તેમાં પણ મિ. જેમ્સ વુડ જેમને ત્યાં હું ગયો હતો તેમનું ઘર તો ખૂબ સુન્દર સગવડોવાળું હતું. એમના પત્ની જોન તથા બાળકો—કેરોલીન, રોઝ, હેલન, હીલરી, જોન અને જોનાથન—બધાં મળ્યાં. બે નવા સુવાના ઓરડા અતિથિ માટે હતા તેમાંના એકમાં મારો ઉતારો થયો. બપોરે જમીને સાંજે બર્મિંગહામમાં એક નાટક જોવા વીણીની સાથે ગયા. રાત્રે ૧૦॥ વાગે પાછા આવ્યા. બધા રાત્રે ચેતાવેલા કોલસાની સગડી—બીનમાં હતી તેની સામે ખુરશીઓ પર બેઠા અને રાત્રે એક વાગ્યા સુધી વાતચીત ચાલી. અંગ્રેજ કુટુંબમાં ઘરમાં ગરમી આપનાર સગડીને—Hearth—એને હોમ (Home) સાચા અર્થમાં ઘર સાથે જોડવામાં આવે છે. બહારના બધા બંધનો અને રૂઢિથી મુક્ત થઈને વાતચીત કરવાનો, વિચારોની આપ લે કરવાનો, જીવનના આદર્શો ઘડવાનો એ સૌથી ઉત્તમ પ્રસંગ હોય છે. અનેક પ્રકારના પ્રશ્નો, આશ્રમ, મોના, સાધના, શ્રી અરવિંદ, સામાન્ય જીવન એમ જરા પણ સંકોચ વગર અમારો વાર્તાલાપ ચાલ્યો. મિ. જેમ્સવુડ વેપારી હતા છતાં એમણે જીવનના સામાન્ય પ્રશ્નોનો સારો અભ્યાસ કરેલો લાગ્યો. જોન—એમના પત્ની—ખૂબ સરળ અને બધા બાળકોની અને ઘરની સંભાળમાં રોકાઈ રહેલા પણ માયાળુ અને લાગણીવાળા લાગ્યાં. રાત્રે જોયેલા નાટક વિશે મેં અન્યત્ર લખેલું છે.

૮ નવેમ્બર: સવારે વહેલા ઉઠી વૉરીક કૅસલ જોવા

માટે નીકળી ગયા,—વીલીની સાથે. રસ્તામાં કેનીલવર્થનો કિલ્લો બિસ્માર હાલતમાં જોયો. કહેવાય છે કે મૈસુરમાં એક કિલ્લો એના અનુકરણમાં બાંધવામાં આવ્યો હતો તે હજી ઉભો છે. વૉરીક કૅસલ નદી ઉપર સીધો મધ્યયુગના કોઈપણ રજપૂત રાજ્યના કિલ્લા જેવો હૂબહૂ છે. રસ્તામાં લીચફીલ્ડનું કૅથેડ્રલ, મહાન દેવાલય પણ જોયું. ઑલીવર ક્રોમવેલે ઘણાં કૅથેડ્રલો તોડેલાં,—મૂર્તિપૂજાનાં સ્થાન તરીકે—તેમાંનું આ પણ એક હતું. કૅથોલિક લોકોએ પાછું એને જૂના પાયા પર ઉભું કરી દીધું છે. પિત્તળની તખ્તી પર અહીં ઘણું સારૂં કોતરકામ થતું લાગ્યું. ઘણા પ્રખ્યાત પુરૂષોની કબર આ કૅથેડ્રલમાં જોવા મળી. ઇંગ્લેંડમાં રાજ્યનો ધર્મ એપીસ્કોપલ ચર્ચ છે પરંતુ કૅથોલિક ધર્મ ધીમે ધીમે વધતો જાય છે. એનું કારણ એ છે કે કૅથોલિક સ્રીની પ્રજા—સ્રી ગમે તેને પરણી હોય તો પણ—કૅથોલિક ગણાય છે.

વૉરીક કૅસલ ૯॥ વાગે બરાબર ઉઘડે છે. અમે ગયા ત્યારે નવસવાનવ થયા હતા. કૅસલમાં દાખલ થવા માટે ટિકિટ લેવી પડે છે તે આપનાર બાઈ સાડાનવ વાગે આવશે એમ જાણીને અમે પાસે નદી ઉપરના પૂલ ઉપર ગયા અને ત્યાંથી કિલ્લાની રચના અને દેખાવ જોયો. પાછા આવ્યા અને બરાબર સાડાનવ વાગે ટિકિટ આપનાર બાઈએ બારણું ઉઘાડ્યું આમ અહીની પ્રજામાં દૂરનાં ગામોમાં પણ નિયમિતતા અને વ્યવસ્થા લોકોના જીવનમાં ઉતરી ગયેલાં જણાયાં. એમાં એક માણસ માહિતી આપનાર ભોમિયો પણ રહે છે. મકાન, કિલ્લો વગેરેની બાંધણી ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. ઘણી જગોએ ખડકને તોડીને રસ્તા બનાવવામાં આવ્યા હતા. કિલ્લાની ભીત કોઇ કોઇ જગોએ પાંચથી સાત ફૂટ પહોળી હતી. જાતજાતનાં હથિયારો તથા જૂના વખતનાં બખ્તરો વગેરેનો એક મોટો સંગ્રહ હતો. ગયચીલાં અને ઐતિહાસિક ગણાય તેવી ઉમરાવ કુટુંબને રાજ્ય કે રાજા તરફથી મળેલી વસ્તુઓ પણ હતી. રાંધવાનો ચરૂ પણ આપણાં જૂનાં વાસણોની યાદ આપે

તથા રોટલી અને પૂરી એટલી વસ્તુઓ મેં એને બનાવતાં શીખવી.—જાતે એની નજર આગળ બનાવીને.

પછી ચ્હા પીને સાંજે ૭ાા વાગે પાછા બર્મિંગહામના મોટા હૉલમાં એક સંગીતનો જલસો હતો ત્યાં હું અને વીલી ગયા અહીં ને લંડનના ફેસ્ટીવલ હૉલમાં મેં સંગીત સાંભળ્યું તે ઉપરથી મારા મન ઉપર એવી છાપ પડી છે કે આ પ્રજાને આધ્યાત્મિક અનુભવ કરાવવો હોય તો તેને માટે કલા—ખાસ કરીને સંગીત કલા—ઉત્તમોત્તમ સાધન છે. પ્રથમ કારણ તો એ છે કે સ્થૂલ સિવાયની કોઇ વાસ્તવિકતા,—ઇંદ્રિયોથી અતીત કોઇ સત્ય—યુરોપિયન માનસ સમજી શકતું નથી. (બહુ બહુ તો કલ્પી શકે.) તેનો પ્રત્યક્ષ પરિચય એને સંગીત વડે થાય છે. અશરીરી કોઇ આધ્યાત્મિક વસ્તુ માણસના ઉપર અસર કરી શકે છે એ તેને સંગીતદ્વારા સમજાય છે. આથી કરીને સંગીત વગેરે કલા પ્રત્યે અંગ્રેજ પ્રજાનું માનસ અર્ધ—ધાર્મિક ભાવ વાળું હોય છે. જાણે કોઇ ધાર્મિક વિધિ હોય એમ તેઓ સગીત પ્રત્યે જુવે છે એ એની અસરકારકતાનુ બીજું કારણ છે. જે અનાથી સંગીતનો સંચાલક બરાબર ઘડિયાળને ટકોરે રંગમંચ ઉપર આવે છે, અને લોકો એને વધાવે છે તે ખરેખર એક સુદર દ્રશ્ય હોય છે. પોતે પૈસા આપીને ટિકિટ ખરીદી છે માટે કોઇ ભાડૂત કે બજારૂ વસ્તુ ઉપર પોતાનો હક્ક હોય તેવો, કલાના ઉપર કે કલાકારના ઉપર ઉપકાર કરે છે એવો ભાવ અહીં બિલકુલ હોતો નથી. કલાકાર પોતાની કલા વ્યક્ત કરીને જાણે આપણા ઉપર ઉપકાર કરે છે એવી વૃત્તિ હોય છે. હજારોની મેદનીમા કોઇ અવાજ કરે નહિ, કોઇ વાત કરીને ખલેલ કરે નહિ એ પ્રકારના વર્તનમાં કટલો બધો સામૂહિક સયમ રહેલો છે જે આપણે શીખવા જેવો છે!

રાત્રે ૧૦ાા વાગે પાછા ફર્યા, અને ૧૨ાા સુધી વાતો કરી. પોંડિચેરીના ફોટોગ્રાફો અને કાર્ડો એ બધાંને આપ્યાં.

**૯ નવેમ્બર:** સવારે કારથી મૅન્ચેસ્ટર જવા માટે વીલી સાથે નીકળ્યો. ૯૦થી વધારે માઈલ અમારે કાપવાના હતા પણ અહીં મોટરનો એટલો બધો ઉપયોગ થાય છે કે મોટર વિષેનું ઘણા લોકોનું જ્ઞાન ખૂબ પ્રમાણમાં હોય છે એટલે યંત્ર બગડવાનો સંભવ બહુ કમ હોય છે અને બગડે તો સુધારવાનું કામ સહેલું હોય છે. મૅન્ચેસ્ટરમાં બી બી સીના કન્ટ્રોલર મિ. ડેવન્પ્રાઉન કેવે ૯મી નવેમ્બરે કેટલીક વ્યક્તિઓને બી. બી સીની ઑફીસમાં સાંજે વાર્તાલાપ માટે આમંત્રણ કર્યું હતું અને મને એ બધાને મળવા માટે બોલાવ્યો હતો. લગભગ ૬ વાગે અમે બી. બી સીની ઑફીસે પહોંચ્યા ત્યારે બધા જમવા માટે ગયા હતા. સદ્‌ભાગ્યે મિ. મીલર, આસીસ્ટન્ટ હાજર હતા. એમણે એકમેસ હોટેલમાં મારે માટે વ્યવસ્થા કરી હતી.

---

## ૧૦

# મૅન્ચેસ્ટર–બીજીવાર

પરંતુ મારે એક ખાસ કામ કરવાનું હતું તેટલા માટે હું અપોરે આવ્યો હતો શ્રી અરવિંદ જે વર્ષમાં ૧૮૭૯થી ૮૪ સુધી રહેતા તે ૮૪ શેક્સપીયર સ્ટ્રીટનો ફોટોગ્રાફ હજી સુધી લેવાયો નહોતો પેલો મદ્રાસી મિત્ર તે લેશે એની કાંઈ ખાતરી ન હતી વળી મે પણ ત્રણેક ફોટોગ્રાફરોને ત્યાં નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો આ વખતે મિ મીલને મે આવતા વેંત જ સૂચના કરી કે મૅન્ચેસ્ટરના કોઈ દૈનિક કે સાપ્તાહિક પેપરને એવા ફોટોગ્રાફર વિષે માહિતી હોવી જોઈએ જે ઘટનાને સ્થળે જઈને ફોટો લેતા હોય એ પ્રમાણે ફોન પર ગોઠવણ કરી એસેક્સ હોટેલમાં મને ખબર આપવાને એમને કહ્યું હોટેલમાં તો અમારે નામનું જ રહેવાનું હતું પણ બી બી સીનો ફોન આવ્યો કે ૩।। વાગે એક ફોટોગ્રાફર આવશે હું ખૂબ આનંદમાં આવી ગયો પાસેના એક તદ્દન સામાન્ય રેસ્ટોરંમાં જઈને થોડુંઘણું ખાધું. એ રેસ્ટોરાંમાં વિદ્યાર્થીઓ અને મધ્યમ તથા ગરીબ વર્ગના માણસો આવતા જણાયા

૩।। વાગે પોતાની કારમાં ફોટોગ્રાફર આવ્યો સદ્ભાગ્યે એસેક્સ હોટેલની સામે જ ચાર પાંચ મિનિટ ચાલતા શેક્સપીયર સ્ટ્રીટ હતી, એટલે અમે જલદી ત્યાં પહોંચી ગયા વરસાદ પડતો હતો અંધારું પણ થયું હતું ધુમ્મસ પણ વાતાવરણમાં હતું ફ્લૅશ લાઈટ સાથે હતું અમે ત્રણ ફોટોગ્રાફ લીધા અને પાછળથી બધા સારા નીકળ્યા તેજ

વખતે ૮૪ નંબરના ઘરમાંથી એક સારજન્ટ અને છોકરી જેવી ઉમ્મરની તેની સ્ત્રી બહાર આવ્યાં. મેં એમને ઘરના માલિકનું સરનામું પૂછ્યું અને લખી લીધું. ચાર વાગે કેટાનું કામ પતી ગયું એટલે હું અને વીલી અમારી કાર લઈને પેલે સરનામે પહોંચ્યા, ત્યારે ખબર પડી કે ઘરનું ભાડું ઉઘરાવવાનું કામ એક સૉલીસીટરની ફર્મના હાથમાં છે અને મકાનમાલિક તે વેચવા પણ રાજી છે. લગભગ દોઢ કલાક અમે ઘણી માથાફોડ કરી પણ મૂળ માલિકનો પત્તો લાગ્યો નહિ. મને તો મિ. હુવીટ વિષે માહિતી મેળવવામાં રસ હતો. એના વિષે કશી માહિતી મળી શકે તેમ ન હતું. કૉંગ્રેગેશનલ ચર્ચની મોટી ઑફીસ પણ મૅન્ચેસ્ટરમાં છે પણ ત્યાં અમે મોડા પડયા. પછીથી પત્રવ્યવહાર કર્યો પણ ખાસ માહિતી મળી શકી નહિ.

અજ્ઞાન એવી પેઢીઓ આપણે પેદા કરીશું. ખરું છે કે પ્રત્યેક માનવે કાંઇક કરવું પડે છે—પોતાની આજીવિકા મેળવા માટે. પરંતુ માનવની સાર્થકતા આજીવિકા મેળવવામાં નથી ઇશ્વર કે પ્રકૃતિદત્ત શક્તિઓને ખીલવવી અને માનવજાતિએ ભૂતકાળમાં જે સંસ્કારિક પ્રગતિ સાધી છે તે બાળક અને જુવાન ગ્રહણ કરી શકે તેવા સ્વરૂપમાં એને આપવી એ બે કેળવણીના મુખ્ય કાર્યો ગણી શકાય. એ પ્રમાણે પોતાની શારીરિક અને માનસિક શક્તિઓને કેળવીને તથા ભૂતકાળની સંસ્કૃતિનું જ્ઞાન મેળવીને પ્રત્યેક વ્યક્તિ જેમાં પોતાની સાર્થકતા દેખાય તેવી પ્રવૃત્તિ કરે તો અમારી શ્રદ્ધા છે કે એ જે કાંઇ કરશે તેની આર્થિક દૃષ્ટિએ માગ પણ હશે.

અર્થશાસ્ત્રમાં "Demand and supply" નો "માગ અને છત" વચ્ચેના સંબંધનો નિયમ છે એમ કહેવાય છે. તો એમ કહી શકાય કે નીતિનાં કેટલાંક તત્ત્વોની, માનવતાનાં કેટલાંક સ્વરૂપોની, કેટલાંક આધ્યાત્મિક સત્યોની માગ માનવજાતિમાં એટલી બધી છે કે એ વસ્તુઓ કદી જોઇએ તે કરતાં વધારે થઇ શકવાની નથી. એક ક્રાઇસ્ટ કે રામકૃષ્ણ પરમહંસ કે એક કલા સર્જક, સરકારિતાની સર્જક પ્રવૃત્તિ કરનાર પ્રત્યેક વ્યક્તિની જગતમાં એટલી અછત છે કે એવા માણસોની માગ માનવજાતિમાં સતત રહેલી જ હોય છે. પોતાની ઇશ્વરદત્ત શક્તિઓને પ્રગટ કરવામાં જે સાર્થકતા છે તે બાહ્ય 'Success'—'સફળતા'—અથવા તો ભૌતિક સંપત્તિ મેળવવામાં ભાગ્યે હોય છે. જીવનની સગવડો મેળવવામાં ધન કામ લાગે છે પણ થોડા વખત પછી 'અર્થ-સંચય' કેટલો અર્થહીન છે, એનાથી સાચો સંતોષ કે સાચું સુખ મળતું નથી એ વાત સમજાય છે. એવી સમજણ આવે છે ત્યારે ઘણીવાર બહુ મોડું થઇ ગયેલું હોય છે.

પ્રત્યેક વ્યક્તિને પોતાને જે કામ કરવાની અંતરથી પ્રેરણા હોય,—તે કામ કરવામાં એને પોતાના જીવનની સાર્થકતા લાગે છે અને

આનંદ મળે છે. એ પ્રમાણે જે કાર્ય થાય છે તેનું આર્થિક મૂલ્ય હોય છે જ. હા, એ આર્થિક મૂલ્ય કદાચ એવું ન હોય કે જેથી માણસ લક્ષાધિપતિ થાય પરંતુ એવો આનંદ શોધનાર તો પોતાને જરૂર પૂરતું—ખાવા માટે, પહેરવા માટે અને રહેવા માટે—મળે એટલેથી સંતોષ માનતો હોય છે. એવા માણસો ધનસંચયને કે લૌકિક સંપત્તિને જીવનનો ઉદ્દેશ ગણતા નથી હોતા. અને આર્થિક નિયમોની બીજી માનવસમાજમાં અસુકરપણે કાર્ય કરે છે એમ માનતાં પણ આપણે સારે નસીબે સમાજ એવા માણસોને જરૂર પૂરતું આપે છે. ખરું જોતા સમાજ માટે કાંઈ પણ કર્યા વિના વ્યક્તિ ભાગ્યે રહી શકે છે, એટલે એવા માણસો કદાચ સ્થૂલ દૃષ્ટિએ કશું જ આપતા ન હોય, તો પણ તેઓ જે વસ્તુ આપે છે તેની પણ સમાજને જરૂર હોય છે. ઉ. ત. કોઈ વ્યક્તિ સંગીત આપે છે. જેની સ્થૂલ દૃષ્ટિએ જરૂર નથી એમ કોઈને લાગે પરતુ એ કલામાં એના આત્માનો આવિષ્કાર થતો હશે તો એના બદલામાં એનો યોગક્ષેમ ચાલે એટલું એને જરૂર મળી રહેશે. કલાની કૃતિઓ ઉપરાંત આધ્યાત્મિક જીવનનાં સત્યો વિશે પણ આ વસ્તુ એટલીજ સાચી છે. ખરૂ જોતાં, એ પ્રકારની જીવ કદી માનવ-જાતિમાં થઈ નથી એટલે એની માગ રહે એ જ સ્વાભાવિક છે.

ઉપરાંત ઘણા શ્રોતાજનો ખૂબ રસપૂર્વક વિષયની ચર્ચામાં ભાગ લેવા લાગ્યા શ્રી અરવિંદ વિશે ઘણાએ જાણવાની ઇચ્છા જણાવી. તેમને પુસ્તકોના નામ મેં આપ્યાં.

અમારે જવાનુ મોડું થતું હતું છતાં અમે થોડું વધારે રોકાયાં. આખરે ૮–૧૧ વાગે મિ. ડેવનપ્રાઉનહેલ અને મિ. મીલની લાગણી-ભરી વિદાય લઈ અમે હેમ્પ્ટન ઇનિઆર્ડન જવા માટે નીકળ્યા. રાત્રે ૧૨ પછી પહોંચ્યા અને ત્યા સૂતા.

**૧૦ નવેમ્બરઃ** સવારે ૯ાા વાગે પોર્ટસ્મથ જવા માટે હું અને વીલી નીકળ્યા! લાંબો રસ્તો હતો પણ મારે ત્યાં આગળ રહેલી

જોઈસને મળવું હતું. અને ખૂબ કામ કરવામાં આ એક નવું કામ આરામ પણ આપે એવી ધારણા હતી. એનબરીમાં બપોરનું ખાણું પતાવ્યું. વચમાં વિન્ચેસ્ટર, ઈંગ્લેંડની જૂની રાજધાની આવતું હતું ત્યાં કૅથેડ્રલ જોવા માટે અટકયા. કીંગ આર્થરનું પૂતળું પણ અહીં છે. ફરેહામથી પોર્ટસ્મથ પહોંચ્યા ત્યારે ત્રણ વાગ્યા હતા! ત્યાં નૌકા-સૈન્યના ઑફીસરોને તૈયાર કરવાની સંસ્થા છે. તેમાં અમારી સાથે સ્ટીમરમાં આવેલા લેફ્ટેનન્ટ ઓમપ્રકાશ અહીં રહેવાના હતા એટલે સંસ્થામાં એમની તપાસ કરી ત્યારે જણાયું કે એ તો હિંદ પાછા જતા રહ્યા છે. લે. દીવે વિષે પૂછ્યું ત્યારે ખબર પડી કે એ 'મરક્યુરી' જહાજ પર ઘણે દૂર છે, સાંજે 'મરક્યુરી'ના માણસો રહે છે ત્યાં મળવાનો સંભવ છે.

આખરે અમે જોઈસને ઘેર પહોંચ્યા. નીચી બાંધણીની, આપણા ગામડાના લોકોની યાદ દેવડાવે એવી, સરળ જોઈસ હતી. એનાં બે છોકરાંઓ અને એક મરણ પામેલી બહેનનો છોકરો એની સાથે રહેતાં હતાં. એનો વર વેપાર કરતાં જહાજનો કેપ્ટન છે અને દર ત્રણ મહિને અઠવાડિયું ઘેર આવી શકે છે. છેલ્લાં ૧૭ વર્ષથી આ દંપતીએ ક્રિસ્ટ-મસ સાથે ગાળી નથી, એવું અહીંનું આર્થિક બંધારણ છે.

જોઈસ સાથે ઘણી વાતો થઈ. આશ્રમ, પોંડિચેરી, મૉના વગેરે સૌ વિષે. બાળકો પણ સૌ વહાલસોયાં હતાં. ઘર નાનું સરખું પણ બધી સગવડવાળું તથા ચારે બાજુએ નાના સરખા બાગવાળું હતુ ઉપરનો ભાગ કાતરિયા જેવો, લાકડાના પાતળાં પાટિયાંથી જડીને રંગેલો હતો, તેમાં બાળકો સૂતા હતા અને દિવસના વખતમાં વાંચતા હતા.

સાંજે ૬।। વાગે અમે 'મરક્યુરી'ના ખલાસીઓની રહેવાની જગ્યાએ પહોંચ્યા. ત્યાં લે. દીવે તથા બીજો પણ મદ્રાસ તરફનો એક ઑફીસર મળ્યો. એકાદ કલાક સુધી વાતચીત કરીને અમે Draytuu પાછા ફર્યા અને જોઈસ જોડે વાતો કરીને ઉપરના કાતરિયામાં સૂવાનું

હતુ ત્યા આવુ નમાનીને, નીચા વગીને, પથારીમા પહોચ્યા ગત્રે ૪ ડી નાગી લાગી, કારણ કે ત્યા ગરમી માટ બીજી કોઈ વ્યવસ્થા ન હતી

**૧૧ નવેમ્બર:** સવારે ૮॥ વાગે પોર્ટસ્મથથી નીકળી ટ્રેન વાટે લ ન દસ વાગે પહોચી ગયો ધીનીએ નણ દિવસ સુધી મને ખૂ । મદદ કરી હતી અને રસ્તામા ખૂબખૂબ વાતો કરી હતી જૂના પત્ના એની લાગણી જણાઈ આવે એ પ્રમાણે મહાર પડી પણ તે થોડા જ શબ્દોમા લડન પહોચીને ૧૨ ૩૦ વાગે માટે મિ સગ્ન જોડે 'લેગા'માં બપોરનુ ખાણ લેવાનુ હતુ ત્યા વખતસર પહોચી ગયો શ્રી અ વિંદ વિશે વાતચીત થઇ, પોતાનાથી બની શકે તે મ ` આપવા મિ સગ્ને વચન આપ્યુ

બપોર પછી શ્રી અ વિંદ લડનમા રહેલા તે ઘરો તેના તેજ નવા છે કે કેમ એ વિશે તપાસ શરૂ કરી. ગૅથન ફ્રેગ્ગીવન હૉલમા સગીતના જલસામા હાજરી આપી સુદર હૉલ છે

**૧૨ નવેમ્બર:** શ્રી અરવિં ૧૮૯૨મા ઑગ્ગેસ્ટથી ડીસેમ્બર સુધી જે ઘરમા રહેલા તેનુ સરનામુ ૬, બર્લિંગ્ટન ગડ, સેંટ સ્ટીફ એ પ્રમાણે હતુ પણ હાલમા એ જગાનુ નામ બદલાઇ ગયુ લાગે છે તેની તપાસ શરૂ કરી

**૧૪ નવેમ્બર:** ખૂબ કાગળો લખ્યા અને મૅગ કેમેરનની મુલાકાત થઇ ૬ીએ બી બી સીનો કૉન્ટ્રાક્ટ કર્યાનો છે તે સુધારેલ કેટલીક વસ્તુઓ પોસ્ટ મારફત હિંદ રવાના કરી.

**૧૫ નવેમ્બર:** આજે માર્ગારેટ કૅમ્સનો જન્મ દિવસ હતો એ કલાક મુલાકાત દરમિયાન ૦॥ કલાક ધ્યાનમા ગાળ્યો। બાકીનો વખત વાતચીત. એને ખૂબ સારૂ લાગ્યુ બપોરે ૩॥ વાગે બી બી સીના સલાહકાર ગ્રેગરીને મળવાનુ હતુ શ્રી અ વિંદ ઉપરનુ પ્રવચન જોઇ ગયા ઉતરના ભાગમા 'સાવિત્રી'નુ અવતરણ મૂક્યુ હતુ તે એણે

વાંચી બતાવવા કહ્યું. મેં વાંચ્યું. એણે કહ્યું: "ઘણું સારું વાંચન છે. આ બ્રોડકાસ્ટ તમારો છે અને તમે જે લખ્યું છે તેની જવાબદારી તમારી છે. હું તમને મિત્ર તરીકે અને અંગ્રેજી શ્રોતાઓને જાણનાર તરીકે વગર માગી સલાહ આપું તો તમને એ અવતરણને બદલે બીજું કાંઇ મૂકો તો વધારે સારું એમ કહું. તમે વિચાર કરી જોજો."

મને એણે આપેલી સલાહ યોગ્ય લાગી. મેં એ ભાગને બદલે બીજો ભાગ ગદ્યમાં મૂક્યો, અને તે એને પસંદ પડ્યો.

મિસિસ લૉરેન્સ બીનીયન તરફથી મળેલા મનમોહન ઘોષના કાગળોના માઇક્રોફીલ્મના ફોટો કરવા આવ્યા હતા તે આજે મળ્યા. રાતે બેસીને બી. બી. સી.નું પ્રવચન ફરીને વિગતવાર તૈયાર કર્યું. આવતી કાલે ૧૬મીએ રેકોર્ડ લેવાશે.

**૧૬ નવેમ્બર:** ૧૧ અને ૧૧॥ વચ્ચે રેકોર્ડ કરવાનો હતો. સવારે બધી તૈયારી, છેવટની નકલ, વગેરે કરીને બસમાં નીકળી ગયો. ૧૦॥ વાગે બ્રૉડકાસ્ટીંગ સ્ટેશને પહોંચ્યો. મિ. ગ્રેગરી મારી વાટ જોતા જ હતા. હું વાતચીત કરતો હતો પણ મારું બધુ ધ્યાન બ્રૉડકાસ્ટ સફળ કરવા ઉપર એકાગ્ર થયુ હતું. પાસેના મકાનમાં રેકોર્ડ લેવાનું યંત્ર છે ત્યાં ગયા. બરાબર ૨૦ મિનિટે, જરા પણ ઉતાવળ કે ઉચ્ચારની કે અવાજની ભૂલ વગર બ્રૉડકાસ્ટ પૂરો થયો. ગ્રેગરી પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો! મને કહ્યું: "ઘણી વાર ૨૦થી વધારે મિનિટ થઈ જાય છે—સિવાય કે બોલનાર ખૂબ ટેવાયલો હોય, નહિ તો ૧૮ મિનિટે ખલાસ થાય. પણ આ તો બરાબર ૨૦ મિનિટે પૂરો થયો એ ખૂબ આનંદની વાત છે."*

"ગઈ કાલે રાત્રે હું ઉંઘ્યો નથી," મેં કહ્યું.

* બી. બી. સી. બ્રોડકાસ્ટ માટે જુઓ પરિશિષ્ટ ૧.

"મારી ખાનગી છે કે તમે નથીજ ઉંઘ્યા' — "ચાલો, આપણે ટૉર્ટી પીએ '— કહીને મને પાનેના એક સુંદર ઓરડામાં લઈ ગયો અને ટૉર્ટી પીતા શ્રી અરવિંદની, પોંડિચેરીની, આશ્રમની અનેક વાતો અમે કરી.

બપોરે ૩ વાગે ઑક્સફર્ડથી શ્રીદીપ બેગમી આવ્યો હતો તેની સાથે મુલાકાત થઈ

પોંડિચેરીથી નીકળ્યો ત્યારે સમસ્ત ઇંગ્લૅંડના ભક્તવાળા લોકોને શ્રી અરવિંદ વિષે બી. બી. સી. મારફત માહિતી પહોંચાડવી એ એક અગત્યનો ઉદ્દેશ મારા કાર્યક્રમમાં હતો. એ પાર પાડવાનું કામ કઠનું મુશ્કેલ હતું તે હું જાણતો હતો. જાણતો હતો એટલું જ નહિ પરંતુ ડોરીસ, મોન્વેના વગેરે ઇંગ્લૅંડના ભક્તો પણ જાણતા હતા. નિયાગ પીટરે પ્રયત્ન કરવામાં બાકી રાખી ન હતી. એક અગત્યનું કામ ઉકેલ પાર પડ્યું તેનો આનંદ ડોરીસ, મોન્વેના વગેરેને હતો. એમણે એજ રાતે ચાઈનીઝ રેસ્ટોરાંમાં સહભોજન ગોઠવીને પ્રસંગ ઉજવ્યો. જમતા જમતા ઘણી વાતો થઈ. મોન્વેના અને ડોરીસ મને ૧૦॥ વાગે વિક્ટોરિયા સ્ટેશને મૂકી ગયા—મોન્વેનાની કારમાં. સમો મધ પડી ગઈ હતી એટલે ૧૦॥ની ગાડીમાં વિક્ટોરિયાથી કિંગ્સ પેલેસ સ્ટેશને પહોંચ્યો જ્યાંથી એનર્ફી ખૂબ પાસે છે

પત્ર મે એક કાગળ લખ્યો જેમા એમની વિચારણાને ઉપયોગી મુદ્દાઓ મળી શે —

વહાલા મિસ બર્નાર્ડ,

૨૮મી ઑગસ્ટના તમારા પત્ર માટે ઘણો આભાર. હુ ડર્હામ જતો એટલે હાજર નહી રહી શક્યો નહિ તે માટે લાચાર છુ. હુ ગઈ કાલે જ પાછો ફર્યો છુ

તમારા પત્રમાથી એકજ મુદ્દો લઈને અહીં જણાવુ છુ જો વ્યક્તિના પોતાના અન્તરમાથી ઉદ્ભવે તો નીતિનો આદર્શ ઘણો ઊચો છે અને એનાથી તેની ઉન્નતિ થાય છે, ('અન્તરમાથી' એટલે કે અન્તરમા કોઈ શાસક અવાજ કે લાગણી જાગ્રત થવાને પરિણામે જન્મે તો) એવી નીતિ "આમ થવુ જોઈએ" એવા આજ્ઞાર્થક રૂપે વ્યક્તિના પે વ્યક્તિના અન્તરમા પ્રગટ થાય છે — અનમત્ત એમા હિ, સસ્કાર કે પૂર્વગ્રહનુ કાર્ય હોતુ નથી. આ પ્રકારની નીતિ પણ સાપેક્ષ હોય છે અને હાલી જોઈએ કારણ કે પ્રત્યેક વ્યક્તિની અદર એની પરિસ્થિતિ (સમાજ, સસ્કૃતિ વગેરે)ને લઈને, તથા એના પોતાના બધારણને લઈને પણ જે આજ્ઞાર્થક અવાજની લાગણી, સહજજ્ઞાન કે ભાન જાગે છે તેમા ફેર પડે જ છે

ભૂતકાળનો અનુભવ જોતા લાગે છે કે સામાજિક નીતિ શિષ્ટાચાર અથવા ઔપચારિક બની જાય છે અને ઘણી વખત એમા પ્રાણ હોતો નથી. સમાજ વ્યક્તિની પાસે જ્યારે નીતિની અપેક્ષા રાખે છે ત્યારે મોટે ભાગે તો આત્મરક્ષણ માટે હોય છે ચોરી કરવાની સમાજ મના કરે છે કારણ કે ચોરી સામાન્ય બને તો સમાજની હસ્તીને હાનિ પહોંચે, નહિ કે ચોરી નીતિથી વિરુદ્ધ છે તે ખાતર (એટલે કે પકડાયા વગર વ્યક્તિ ચોરી કરે તો સમાજ તેનો નીતિની દૃષ્ટિએ વિરોધ કરવા ન માગે) કોઈ પણ સમાજ અત્યારે એવો નથી જેનુ

નૈતિક હૃદય—અંતઃકરણ—સદા જાગ્રત હોય.—સમાજમાં તો મોટે ભાગે નીતિના રૂઢ આચારનો કે રિવાજનો આગ્રહ પ્રચલિત હોય છે.

ખરું જોતાં નીતિનો મુખ્ય સંબંધ વ્યક્તિના અંતઃકરણ સાથે હોવો જોઈએ. અને એનું કાર્ય ઉપર જણાવ્યું તેમ સાપેક્ષ જ રહેવાનું. આમ હોવાથી નીતિનું નિરપેક્ષ સ્વરૂપ કયું તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે.

એમ કહી શકાય કે નીતિનો પણ કોઈ નિરપેક્ષ યાને કેવળ ગ્હેલો છે. નીતિનું નિરપેક્ષ તત્ત્વ બુદ્ધિથી પર હોવું જોઈએ, કારણ કે બુદ્ધિની મર્યાદામાં રહેલી કોઈ વસ્તુ નિરપેક્ષ હોઈ શકે નહિ તમને લાગે છે કે એવી કોઈ નિરપેક્ષ વસ્તુ હોઈ શકે? ઉ. ત. નિરપેક્ષ પ્રેમ, કે નિરપેક્ષ સ્વતંત્રતા કે નિરપેક્ષ ન્યાય લો. તમને જણાશે કે એ વસ્તુઓ એક બીજાનો વિરોધ કરનારી છે અને જીવનમાં તો એ પ્રમાણે આચારનાં ધોરણો વચ્ચે ગજગ્રાહ ઘણી વખત થતો જોવામાં આવે છે.

એટલે નિરપેક્ષ નીતી જો બુદ્ધિથી પર છે એમ આપણે સ્વીકારીએ તો આપણે શ્રી અરવિંદના દર્શનનો સ્વીકાર કરવો પડશે. એમણે અંતિમ વાસ્તવિકતાને કેવળ સત્ય સ્વરૂપ નહિ પણ શક્તિ સ્વરૂપ પણ કહી છે. અંતિમ વાસ્તવિકતા એટલે સત્તાનું સત્ય કેવળ નહિ પરંતુ એનામાં સંકલ્પ શક્તિ પણ સ્વયંભૂ હોય છે અને જીવનમાં પ્રગટ થવાને અને તેનું શાસન કરવાને તે પ્રેરાય છે બુદ્ધિથી પર રહેલી એ સંકલ્પશક્તિ માનવના અંતરમાં આદર્શની, નીતિની વગેરે ભાવના ઉત્પન્ન કરે છે.

વ્યક્તિના અંતરમાં એનું કાર્ય 'મૂલ્ય'ની લાગણી પેદા કરે છે. મૂલ્ય એટલે કેવળ બુદ્ધિએ સ્વીકારેલો કોઈ અશરીરી વિચાર કે સિદ્ધાંત કે વાદ કે માન્યતા નહિ પરંતુ એક એવી આંતરિક શક્તિ જે વ્યક્તિ પાસે પોતાની માગણી પ્રમાણે વર્તન કરાવે છે. "આમ થવું જ જોઈએ" એવી અનિવાર્યતા સાથે માનવના અંતરમાં તે અવાજ જાગે છે અને કોઈપણ પ્રકારની બાંધછોડ કરવા તે મુદ્દલ તૈયાર હોતો નથી આ

મૂલ્ય અમુક પ્રકારમાં બંધાયેલું કે સ્થિર નથી હોતું. વ્યક્તિના વિકાસ પ્રમાણે એમાં પણ ચડતા ઉતરતી પાયરી હોય છે.

અંતરમાં થતી આ મૂલ્યની અનુભૂતિ કોઈપણ બાહ્ય પદાર્થ કે ઘટના કરતાં વધારે ઉપયોગી હોય છે, કારણ કે પદાર્થ અને ઘટનાઓનું સ્થાન, એમને માપવાનો ગજ એ અંતરમાં જાગ્રત મૂલ્યના ઉપર આધાર રાખે છે.

મારી માન્યતા એવી છે કે વર્તમાનકાળમાં જે Crisis કટોકટીની પરિસ્થિતિ છે તે નૈતિક કટોકટી કરતા વધારે ઊંડી છે. એ પરિસ્થિતિ આધ્યાત્મિક છે, ચૈતસિક છે, માનવની સમગ્ર ચેતનાને સ્પર્શતી છે. ગમે તેટલા ઉચ્ચ ઉદ્દેશથી પ્રેરાયેલા એવા નૈતિક ઉપાયો કે ઇલાજો પૂરતા નહિ નીવડે, કાર્યસાધક નહિ નીવડે. એ બધા તાત્કાલિક ઇલાજો જ હશે.

માનવના કોયડાઓના આમૂલ ઉકેલો શોધવામાં જેઓને ખરેખરો રસ રહેલો છે તેવા લોકોએ વધારે ઊંડા ઉતરવું પડશે અને સત્યાર્થ જ્ઞાનના ઉપર રચાયેલી માનવ પ્રકૃતિની પુનર્રચના કરવી પડશે. જ્યાં સુધી માનવ તેના અંતરમાં અને બાહ્ય જીવનમાં અહંકેન્દ્રિત હશે, જ્યાં સુધી માનવ કામનાઓના પાશવ આવેગોથી અને મહત્ત્વાકાંક્ષાઓથી સંચાલિત થતો રહેશે (પછી ભલે તે ગમે તેવાં પવિત્ર કપડાં ધારણ કરેલાં હોય) ત્યાં સુધી જીવનના કોયડાઓનો ઉકેલ મળવાની આશા દુરાશા છે. માનવનો 'કોયડો' માનવ પોતે છે. એના પોતાના અંતરમાં એક દિવ્યતાનું કેન્દ્ર,—દિવ્ય મહામાનવનો સ્ફુલિંગ રહેલો છે એને માનવે જાગ્રત કરવાનો છે તથા સક્રિય બનાવીને પોતાનું વ્યક્તિત્વ અંગત અને સમષ્ટિ જીવન પર એનું સ્વત્વ સ્થાપન કરવાનું છે એ દિવ્ય સ્ફુલિંગ તો ઉદ્ધાર કરવાને હંમેશા તૈયાર જ હોય છે. માનવે નિર્ણય કરીને કાર્ય કરવાનું છે."

તમારો
અં. પુનમજી

આ પત્રનો ઉત્તર ૧૪મી નવેમ્બર ૧૯૫૫ના રોજ આવ્યો —
વહાલા ડૉ પુરાણી,

તમારા આટલા બધા માયાળુ પત્ર માટે તથા તમારા અમૂલ્ય સમયમાંથી આટલી બધી ઉદારતા સહિત તમારો સમય ઇંગ્લેંડના તમારા છેવટના દિવસોમાં આપીને અમારા મંડળની મુલાકાત લેવાને આવવાના છો તે માટે ઘણો આભાર માનું છું

આજ સાંજે ૮ વાગે તમારા સેક્રેટરી સાથે તમે આવી પહોંચશો એવી આશા રાખું છું (૨૦મી નવેમ્બર)

છેલ્લા ઉનાળામાં અમારી ચર્ચાનો જે વિષય હતો તેના કેન્દ્રભૂત મુદ્દાને તમારો પત્ર ખૂબ સંક્ષેપમાં મૂકી આપે છે એમાંથી બીજા ઘણા —ઊંડી ભૂમિકા ઉપરના—મુદ્દાઓ ઉપસ્થિત થાય છે એ બધાને વિસ્તાર-પૂર્વક રજૂ કરવામાં આવે તો એનો સાચો અને પૂરેપૂરો અર્થ રીતસર સમજાય અમે જે કાયદાઓ વિષે શરૂઆતમાં ચર્ચા કરી તે બધાનો ઉત્તર આપણી પોતાની અંદર રહેલો છે એ વિષે તો અમે બધા એક મત હતા માત્ર પત્રના છેવટના ભાગમાં ઊર્ધ્વ ચેતનાને પહોંચવાને આપણી જાતે આપણે શું કરવું જોઈએ એ બાબત ઉલ્લેખ કરેલો છે

મારી સૂચના, તમે સંમત થતા હો તો, એ છે કે તમારા કીમતી પત્રમાંથી જે ભાગ સૌથી ઉપયોગી જણાય તે વાંચવા અને તમને કે મુદ્દાઓ વિશે ધ્યાને કહેવું ઉ ત "આખરી વાસ્તવિકતા કેવળ સત્તાનું એક સત્ય છે એવું નથી એનામાં જીવનનું શાસન કરવાની આત્તાર્થક પ્રેરણા રહેલી હોય છે' આ શિયાળામાં અમારા મંડળની ચર્ચામાં એ વાસ્તવિકતા કેવા સ્વરૂપમાં અભિવ્યક્ત થાય છે એ વિષે અમે અભ્યાસ કરીશું તથા અમારા અનુભવ અને જ્ઞાન વડે તે જાણવાનો—સાક્ષાત કરવાનો—પ્રયત્ન કરીશું

આજે સાંજે અમારી મંડળીમાં ડગ્લાસ ફૉસેટ, ઇંગ્લેંડના એક તત્ત્વચિંતક પણ હશે એમના વિચારો ઘણા વર્ષો પૂર્વે એમણે પ્રગટ

કરેલા ત્યારે પશ્ચિમના પંડિતો માટે એ ઘણા 'નવા' અને અમુક રીતે જોતા ક્રાંતિકારી પણ હતા. એમની 'ઇમેજીનીઝમ'ની ફિલસૂફી હમણાં હમણાં જ લોકો સમજવા લાગ્યા છે. એમના વિચારો અને શ્રી અરવિંદના દર્શન વચ્ચે ઘણું વિચારનું સરખાપણું છે એમ મને કહેવામાં આવે છે. જો કે એમના વિચારો પાશ્ચાત્ય દૃષ્ટિએ સ્વતંત્રપણે એમણે પ્રાપ્ત કર્યાં છે. એમની ઉમ્મર થવા છતાં (અત્યારે ૮૯મું વર્ષ ચાલે છે) માનસિક અને શારીરિક રીતે તેઓ કામ કરતા રહ્યા છે. એમને બનારસના વિશ્વવિદ્યાલયમાં પ્રવચનો આપવા માટે આમંત્રણ મળ્યું છે. આજે ઘણી આતુરતાપૂર્વક તેઓ આપને મળવા આવનાર છે.

અમારા મંડળના જે લોકો છે તેમાંના કેટલાક શ્રી અરવિંદના કેટલાક પુસ્તકોનો અભ્યાસ કર્યો છે એટલે એમને માટે તો આજનો પ્રસંગ એક વિશિષ્ટ રૂપનો છે અને એ ભાઈઓ એ વિશે ઘણા જ આતુર અને આભારી છે.

તેને જીવનમાં સિદ્ધ કરી શકે એવી સંકલ્પશક્તિ તેનામાં ભાગ્યે જોવામાં આવે છે. તે પ્રમાણે જેનામાં સમર્થ સંકલ્પશક્તિ હોય છે તેનામાં જ્ઞાનનો અભાવ ઘણીવાર જોવામાં આવે છે. આમ બનવું સ્વાભાવિક છે, કારણ કે મન એ કાંઈ આખરી જ્ઞાનનું કરણ નથી. "મન એટલે જ્ઞાન માટે ફાંફાં મારતું અજ્ઞાન" એમ શ્રી અરવિંદ કહે છે તે સાચું છે. મનનું જ્ઞાન બહારથી મેળવેલું હોવાથી હમેશાં પ્રતીતિ ઉપજાવતું નથી. એમાં શંકાને હમેશાં સ્થાન રહે છે. વળી, એવું જ્ઞાન હમેશાં સાપેક્ષ જ હોય શકે. કારણ કે જે દલીલો પર તે રચાયું હોય તેમાં–અથવા તો, ઇન્દ્રિયોના પ્રત્યક્ષ પુરાવાઓમાં–ફેરફાર થાય એટલે એ માનસિક જ્ઞાન પણ બદલાય. એ સાપેક્ષ જ્ઞાન મેળવવા માટે પણ બુદ્ધિએ ઇન્દ્રિયોના ઉપર આધાર રાખવો પડે છે. આમ મન વસ્તુને બાહ્ય સાધનો વડે અને બહારથીજ જાણે છે. યુરોપીય ફિલસૂફોમાં બર્ગસૉંએ તેથીજ કહ્યું છે કે બુદ્ધિએ મેળવેલું જ્ઞાન કર્મ કરવા માટે, વર્તન બાબત નિર્ણય કરવા માટે ઉપયોગી છે, સત્યપ્રાપ્તિ માટે નહિ. એક વૃક્ષને આપણે બહારથી જાણીએ ત્યારે એનાં પાંદડાં, ફૂલ, ફળ, ડાળાં, થડ તથા મૂળ વિષે આપણે માહિતી મેળવીએ છીએ. પણ વૃક્ષ પોતે શું છે તે વિષે એ માહિતીની મદદથી આપણે જાણી શકતા નથી. આમ મનની ભૂમિકા ઉપર જ્ઞાન અને સંકલ્પ વચ્ચે ભેદ હોય છે. પરંતુ મનથી ઉપરની ભૂમિકામાં એ બન્ને સંવાદને પામે છે. ત્યાં જ્ઞાન રૂપે જે સત્ય અનુભવાય છે તેનામાં આત્મપ્રકાશ કરવાની શક્તિ–સત્ય સંકલ્પ–હોય છેજ. કદાચ, સંકલ્પ પહેલો જાગે અને કર્મ પ્રત્યે પ્રેરણા આપે, તો જ્ઞાન પણ એની સાથે જોડાયલુ જ હોય છે. જેમ દીવાની જ્યોતમાં પ્રકાશ અને ગરમી બન્ને અવિભાજ્ય હોય છે તેમ ઋત્–ચિત્‌ની ભૂમિકામાં જ્ઞાન અને સંકલ્પશક્તિનું હોય છે.

અત્યારે નીતિ વિષે ઘણો ભાર દેવાય છે. તમારા પરિપત્રમાં પણ એનો ઉલ્લેખ છે. પરંતુ નીતિ પણ અત્યારે શી વસ્તુ છે? એ કાંઇ

અમુક આચરણમાં, બાહ્યકાર્યમાં સમાઇ જતી નથી. નીતિ અંતઃકરણની ભાવના છે. સામાન્ય રીતે એનું સ્વરૂપ માનસિક અને વ્યવહારૂ બંધાય છે એ ખરૂં પરંતુ એના ઊંડાણમાં ઉતરતાં આપણને જણાય છે કે નીતિ વ્યવહારૂ કાર્યોને કોઇ સત્યમાંથી આચરવાનો નિયમ કે ધોરણ શોધતી હોય છે એટલે કે નીતિની ખોજ કરતાં કર્મ કરવાનો સાચો નિયમ માનવ શોધતો હોય છે. પરંતુ એ કર્મ કરવાના સત્ય નિયમનો આધાર કર્મ કરનાર સત્-તા ઉપર, કર્તાની ચેતનાના ઉપર, રહેલો છે એથી કરીને નીતિને બાહ્યકર્મમાં મર્યાદિત કરી શકાતી નથી. અમુક વ્યક્તિએ કરેલુ કર્મ નીતિવાળુ ગણાય છે જ્યારે એ જ કર્મ બીજી વ્યક્તિ કરે તો તે અનીતિવાળુ બની શકે છે. કયું કર્મ કરે છે એ મુખ્ય બાબત નથી. કયાંથી કર્મ કરે છે, કોણ કર્મ કરે છે તેના પર આધાર રહેલો છે. એક માણસ બીજાને મારી નાખે છે તેને ખૂન કરવા માટે સજા થાય છે જ્યારે સિપાહી ખૂન ન કરે તો તેને લશ્કરી કાયદા પ્રમાણે સજા થાય છે। આમ હોવાથી નીતિની બાબતમાં સામાજીક યાને રૂઢ નીતિ અને અંતરની નીતિ વચ્ચે આપણે ભેદ કરવો જોઇએ

મોટે ભાગે અંતઃકરણના અવાજ પ્રમાણે વર્તન કરનાર લોકો નીતિના ઉત્તમોત્તમ ઉદાહરણ જેવા બને છે. પરંતુ નીતિપાલન જ્યાં સુધી જ્ઞાન અને સંકલ્પના ભેદ ઉપર ઊભેલું હોય છે ત્યાં સુધી આખરી નીવડી શકતુ નથી. માનવ અંતરમા એવા નિયમની ખોજ કરે છે કારણ કે એને અંતર્જ્ઞાનથી પ્રતીતિ હોય છે કે જેમ જીવનનું સત્ય મનથી ઉપરની દિવ્ય સત્-તામાં છે તેમ વ્યવહારનું યાને વર્તનનું સત્ય પણ એનામા જ વસે છે—ખરૂં જોતા બન્ને એક સાથે જ હોય છે બુદ્ધિ, ભાવ અને સંકલ્પશક્તિ એ ત્રણ શક્તિઓ પોતપોતાના નિરપેક્ષને—કેવળતાને—પહોંચવા પ્રયત્ન કરતી હોય છે. ખરૂ જોતાં એ ત્રણેને તેમનુ સાર્થક પ્રાપ્ત કરાવનાર વસ્તુ અતિમનસ છે અત્યારની માનવ ચેતનાથી પર રહેલા અતિમનસમાં જ્ઞાનની, ભાવનાની, અને સંકલ્પની,—એ ત્રણે શક્તિઓની—સંવાદિતા સ્વયંસિદ્ધ હોય છે

એટલે જે કોયડાઓ અત્યારે માનવની સામે રહેલા છે તેમના આખરી ઉકેલ મેળવવા માટે એ મનથી ઉપરની ચેતનામાં આરોહણ કરવું આવશ્યક છે ત્યાં જ માનવને પોતાના જીવનનું તેમજ સમષ્ટિની પાછળ રહેલું સત્ય જાણવા મળે છે અને ત્યાં જ એ જ્ઞાન સાથે વ્યક્તિના અને સમષ્ટિના જીવનમાં પ્રગટ થનાર સત્ય જીવનમાં સફળતાપૂર્વક લાવી શકે એવી સંકલ્પશક્તિ પણ પ્રાપ્ત થાય છે ખરું જોતાં ત્યાં એ સાહજિક હોય છે એટલે બ્રહ્મચર્યની યોજના, નીતિનું અનુસરણ, અહિંસા વગેરે વસ્તુઓ એક નજરે ઉપયોગી છે તે છતાં આખરી ઉકેલની ખોજમાં જે લોકો હોય તેમણે પોતાની બધી શક્તિ એ મનથી ઉપરની ચેતનાના કિરણને પ્રાપ્ત કરવા ઉપર એકાગ્ર કરવી જોઈએ એમ મને લાગે છે એટલે નીતિના ધોરણો તોડવાના નથી, તેમને વટાવી જવાના છે ઊર્ધ્વમાં આરોહણ કરવા માટે નીતિ એ પગથિયું છે, યાત્રાનું અંતિમ ધામ નથી એમ કહેવાનું બીજું કારણ એ પણ છે કે એવો પ્રયત્ન કરનાર લોકો ઘણા ઓછા છે ટુંકામાં કહી શકાય કે "Kingdom of God on earth' "પૃથ્વી ઉપર પ્રભુનું દિવ્ય સામ્રાજ્ય" માનવે સ્થાપન કરવાનું છે અત્યારે આપણા પ્રશ્નો આર્થિક, સામાજિક, કેળવણીના કે રાજકીય હોય એમ જણાય છે અને એક દૃષ્ટિએ એમાં સત્ય પણ રહેલું છે પરંતુ વધારે ઊંડી દૃષ્ટિએ જોતાં માનવના બધા કોયડાઓના મૂળમાં મૂળગત કોયડો માનવ પોતેજ છે એટલે કે આખો પ્રશ્ન માનવની ચેતનાના પરિવર્તનનો છે એ પરિવર્તન કેવળ માનસિક હશે કે વધારે મૌલિક પ્રકારનું હશે? શ્રી અરવિંદ કહે છે કે કેવળ માનસિક પરિવર્તનથી–પછી તે ગમે તેટલું નીતિમય ભલે દેખાતું હોય —માનવજીવનના પ્રશ્નો નહિ ઉકેલી શકાય જ્યાં સુધી માનવચેતના અહંપ્રધાન છે અને કામના વડે કાર્યમાં પ્રવૃત્ત થાય છે ત્યાં સુધી સ્વાર્થ, વિગ્રહ, અશાંતિ વગેરે રહેશેજ કોઈ બંધારણ વડે કે સંસ્થા વડે કે મહાત્માની સમજૂતિઓ કે સંધીઓ વડે એના પ્રશ્નોનો સાચો ઉકેલ લાવી શકાશે નહિ માનવે પોતાની ચેતનાનું પરિવર્તન કરવાનું છે અને

તે પણ એવું મૌલિક પ્રકારનું કે એ પોતે એક મનોમય પ્રાણી મટી બુદ્ધિ ઉપરની ચેતનાને પ્રગટ કરે એવું બને.

આ મનથી અતીત ચેતના વિષે માનવજાતિ તદ્દન અજાણ છે એવું નથી. આદિકાળથી માનવને મનથી ઉપરની પોતાની ચેતનાની શક્તિઓનો પરિચય છે. ઉ. ત. કાવ્યસર્જનમાં પ્રેરણા શક્તિ—બુદ્ધિથી ઉપરની ભૂમિકામાંથી આવતી—નો એને પરિચય છે. એટલે એ પ્રશ્નને અતિગહનતા, અગમ્યતા કે રહસ્યમયતાનું નામ આપીને રૂખસદ આપવાની જરૂર નથી. માનવના ભાવિ વિકાસની, ખરું જોતાં, એ દિશા છે. એ દિશામાં માનવ જીવનની સાર્થકતા રહેલી છે.

આ મુલાકાત પછી એમના તરફથી નીચે પ્રમાણે પત્ર મળ્યો:—

નવેમ્બર ૨૨, ૧૯૫૫<br>
૪ વીમ્પલ મ્યુઝ<br>
લંડન, ડબ્લ્યુ. ૧

વહાલા શ્રી પુરાણી,

રવિવારે સાંજે જે સત્સંગી મંડળી તમને મળવાને એકત્ર થઈ હતી તેના તરફથી ઊંડી કદરની લાગણી હું ફરીથી પ્રગટ કરવા ઇચ્છું છું. તથા અમારી વચ્ચે આવવા માટે અને અમારા બધા પ્રશ્નોના ખૂબ તત્પરતાપૂર્વક ઉત્તરો આપવા માટે હું આપનો આભાર માનું છું.

તમારા જેવા માર્ગદર્શકને એ પ્રમાણે અનૌપચારિક રીતે મળવાનું થાય એ વસ્તુ ઘણીજ અમૂલ્ય છે અને તમે અમને વિચાર અને ચિંતન કરવા માટે ઘણું ઘણું આપ્યું છે તથા અમારા વિકાસ પામતા અનુભવોમાં તથા જ્ઞાનની શોધમાં અમને મદદ કરે એવું પણ ઘણું મળ્યું છે.

આભાર અને ધન્યવાદ સહિત<br>
મિસ એલીસન બર્નાર્ડ

૨૪ નવેમ્બર ૧૯૫૫ના રોજ એમના પત્રનો ઉત્તર લખ્યો તે આ પ્રમાણે:—

વહાલાં મિસ બર્નાર્ડ,

તમારા માયાળુ પત્ર માટે આભાર. આજે જ મિ ફ્લૉરેન્સ હાઇડને મેં પુસ્તકો મોકલ્યાં છે.

તમને આપણી મુલાકાતનો પ્રસંગ ગમ્યો તેથી મને ઘણો આનંદ થયો છે મને પણ ઘણો આનંદ થયો હતો. જે લોકો આંતરની પ્રગતિ સાધવામાં ખરેખર રસ લેનારા લોકો છે તેઓ જો એ પ્રયત્નના સાચા મૂળને જાણી શકે તો, મને વિશ્વાસ છે કે માનવના કૉયડાઓના ઉકેલની શરૂઆત થઇ શકશે.

તમારૂં મંડળ એ પ્રકારની આંતર પ્રગતિ સાધવામાં રસ લેનાર માણસોનું બનેલું છે. એટલે હું નમ્રતાપૂર્વક સૂચન કરૂં છું કે આધ્યાત્મિક અનુભૂતિના નક્કર પાયા ઉપર સ્થાયલી વિશાળ ફિલસૂફી શ્રી અરવિંદે માનવજાતિને આપી છે. એમનું દર્શન માનવ ચેતનાના સમગ્ર ક્ષેત્રને આવરી લે છે.—જેમાં વ્યક્તિ અને સમષ્ટિ બન્નેનો સમાવેશ થાય છે. એવું વિશાળ દર્શન આધુનિક જમાનામાં કોઇએ આપ્યું નથી. એમાં વ્યક્તિની એકાંગી નહિ પરંતુ સર્વાંગી આધ્યાત્મિક સાર્થકતા સિદ્ધ કરવાનો માર્ગ બતાવ્યો છે અને સમષ્ટિએ કયે માર્ગે પોતાનો વિકાસ કરવો આવશ્યક છે તે એમણે સ્પષ્ટતાથી દર્શાવ્યું છે. એ માર્ગે જ માનવજાતિ સત્ય યુગ અથવા તો પૃથ્વી ઉપર દિવ્ય જીવન પ્રગટાવી શકશે. એમના દર્શનમા વાસ્તવિકતાના બે સમર્થ છેડાઓ—જડતત્ત્વ અને આત્મા એ બન્ને—નો સમન્વય થયેલો છે વ્યક્તિ અને સમષ્ટિ બન્ને જીવનને તેઓનું દર્શન પ્રભુની દિવ્યતામાં પોતપોતાને સ્થાને મૂકી આપે છે. એમના દર્શનમાં પ્રભુ વિશ્વાતીત છે તેમ વિરાટ્ દિવ્ય સક્રિયતા પણ તેનામા રહેલી છે.

આપણા મિલનને પરિણામે ભેગા થયેલા મિત્રોના મનમાં આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાની જરૂર સમજાઇ હોય તો મને ઘણો ઘણો સંતોષ છે. સૌ કોઇને મારી શુભેચ્છા જણાવશો.

તમારો
અં. પુરાણી

જાણે કોઈ નવો શિખાઉ ઉમેદવાર એમની પાસે પ્રમાણપત્ર માગતો ન હોય એવું વલણ મિ સ્પેન્ડરે ધારણ કર્યું

" 'કૉન્ક્રીટીવ મિટર'નો સવાલ તો ઘણો ચર્ચાઈ ગયો છે"— એમણે કહ્યુ હુ જરા નવાઈ પામ્યો

"આ નિયમમાં નવું દષ્ટિબિંદુ અને પ્રયોગ કરનાર માટે નવી દિશા હોવાનો સંભવ છે,"—મે એમને જણાવ્યું

પણ મિ સ્પેન્ડરના ધ્યાનમાં ન આવ્યું પછી સાહિત્ય પત્રના પત્રોના પુસ્તકમાંથી કોઈ ભાગ પાના ઉથલાવતા વાચ્યો અને બોલી ઊઠ્યા "Nonsense"—"અર્થવગરનું" (ઘણુંખરું, ડી એચ લૉરેન્સ વિષેનો અભિપ્રાય વાચીને)

પ્રમાણિક મતભેદ અને બુદ્ધિમાં ઉતરે એવી ટીકા માટે હું તૈયાર હતો પણ કોઈ જુવાન કવિનું મિથ્યાભિમાન શ્રી અરવિંદ જેવા કવિ અને સાહિત્યકારનું અપમાન કરે તે માટે હું તૈયાર ન હતો

"શું કહ્યું?" મે જરા કડકાઈથી પૂછ્યું

એમણે કહ્યું "Nonsense"—"અર્થ વગરનું" છે

"હું તો ઇચ્છું છું કે ઈંગ્લેંડમાં કોઈ એ પ્રમાણે કહે અને કહેવાની જવાબદારી પણ લે" મે જવાબ વાળ્યો

મિ સ્પેન્ડર જરા વિચારમાં પડી ગયો આખો ખેચીને જાણે એકાગ્રતા કરતા હોય એમ લાગ્યું શ્રી અરવિંદે 'ફ્યુચર પોએટ્રી' (ભાવિ કવિતા)માં રજૂ કરેલું દષ્ટિબિંદુ નવું છે એવા મારા કથન વિષે કહે કે, "એ તો જેમ અગ્રેજી સાહિત્યમાં ડાન્ટેની 'ડીવાઈન કૉમીડી' વિષે સમાલોચના થાય તેની સાથે ઇટાલિયન લોકોને નિસ્બત ભાગ્યે હોય છે તેના જેવું એ છે"

"જે ઝડપથી દેશો અને સંસ્કૃતિઓ વચ્ચેની દિવાલો નષ્ટ પામવા લાગી છે તે જોતા એ પ્રકારની અનવાઈ ભાગ્યે ટકી શકે એમ મને

લાગે છે. વળી ઈંગ્લૅંડ અને ભારત વચ્ચે તો ઈંગ્લિશ અને ઈંગ્લૅંડ કરતાં જુદા પ્રકારનો સંબંધ રહેલો છે.' ટાગોરની ગીતાંજલિને યુરોપમાં સ્થાન મળેલું છે એ હકીકત મિ. સ્પેન્ડરના ધ્યાન બહાર જ નહીં ગઈ લાગી.

મેં એ પણ ઉમેર્યું , "આ લેખક કોઈ નવો શિખાઉ નથી. કોઈ પણ અંગ્રેજ અંગ્રેજી સાહિત્ય જાણે છે તેના કરતાં જરાયે ઓછું કે ઓછી રીતે એ જાણે છે એવું નથી. એમનું દૃષ્ટિબિંદુ કે એમના નજરોનો સ્વીકાર કરવામાં અથવા તો એનો અભ્યાસ કરીને એનું યોગ્ય મૂલ્યાંકન કરવામાં લાભ અંગ્રેજી સાહિત્યને અને સંસ્કૃતિને મળે છે —વગેરે.

—અને સર્જનો વિષે, માહિતી આપવા માટે અધિકારી લોકોને પરદેશ મોકલવા જોઈએ. હાલ તો કેવળ વિદ્યાર્થીઓ કે વેપારીઓ મોટી સંખ્યામાં જાય છે અને એમનાથી તો ઉલટી જુદી જ છાપ ત્યાંના લોકો ઉપર પડે એ સ્વાભાવિક છે.

**૨૨ નવેમ્બર:** બ્રિટિશ કાઉન્સિલમાં મિ. રોમલીનને મળ્યો અને એક લેખિત પત્ર કાઉન્સિલના ડિરેક્ટરને લખી આપ્યો. બ્રિટિશ કાઉન્સિલ તરફથી ભારતમાં જોવાલાયક હિંદની સંસ્થાઓની નોંધ હોય તેમાં આશ્રમને ઉમેરવાની મેં દરખાસ્ત કરી.

**૨૩ નવેમ્બર:** ડૉ. કેનેથ વૉકર મળવાને આવ્યા. 'પિક્ચર પોસ્ટ' નામના સચિત્ર પત્ર માટે લેખ માગ્યો. ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુશન ઑફ કલ્ચરમાં મારું પ્રવચન હતું તેમાં હાજર હતા. એમને પ્રવચન ઘણું ગમ્યું હતું. ઇંગ્લેંડમાં વર્ષોથી આધ્યાત્મિક વિચારો અને પ્રવૃત્તિ વિષે લેખો અને પુસ્તકો લખે છે. ધંધે ડાક્ટર છે પણ લેખક તરીકે પણ ઇંગ્લેંડમાં એમનું સ્થાન છે.

વાતચીત દરમિયાન સાંભળ્યું કે બી બી સીના થર્ડ પ્રોગ્રામમાં 'શ્રી અરવિંદ' વિષેનો બ્રોડકાસ્ટ લેવાયો છે ત્યારે ખુરસીમાં ઉછળીને ઉભા થઇ ગયા—"એ ચમત્કાર કેવી રીતે બન્યો?"—"ત્રણ ત્રણવાર મેં એ કરાવો સર કરવાને પ્રયત્ન કર્યો પણ હું નિષ્ફળ થયો હતો. તમે બહુ હોશિયાર માણસ હોવા જોઈએ."

"કદાચ હું વધારે ભાગ્યશાળી હોઉં એ સંભવિત છે" મેં કહ્યું.

"અમારે હિંદુ ફિલસૂફી નથી જોઇતી" એમ કહીને એકવાર મને અને પીટરને જાકારો આપ્યો હતો."—ડૉ. કેનેથે કહ્યું.

એમને લેખ માટે સામગ્રી ઉતારી.

ઘેર એક શૉર્ટહેન્ડ ટાઇપીસ્ટને રોકીને કેટલુંક લખાણ બે ત્રણ દિવસ ઉતરાવ્યું.

**૨૫ નવેમ્બર:** પં. રીશીનામના આમંત્રણને માન આપીને એક પ્રવચન એમના સત્રના કાર્યક્રમમાં આપવા માટે કેમ્બ્રીજ ગયો ૧૨-૪૫ વાગે પહોંચ્યો.

શ્રી અરવિંદનો ફોટો કીંગ્સ કૉલેજની લાયબ્રેરીમાં મૂકવાનો હતો તે ગયે વખતે મઢવા માટે રામમે મુઝપ્રાટ ફોટોગ્રાફરને આપ્યો હતો ૨ા વાગે તેની દુકાને ગયો. બધા જમવા ગયેલા.

૨ાા વાગે કીંગ્સના વાઈસ પ્રોવૉસ્ટ મિ. સૉલ્ટ માર્શને મળ્યો. એમણે ફોન કરીને પૂછ્યુ તો ફોટોગ્રાફર કહે, "ફોટો તૈયાર છે, લઈ આવું?"

મે કહેવડાવ્યુ, "હુ આવીને લઈ જાઉં છું."

સીધોજ દુકાને જઈને ફોટો લઈ આવ્યો. ગઈ કાલે ૨૪મી નવેમ્બર, શ્રી અરવિંદનો સિદ્ધિદિન હતો તે યાદ આવતાં ઘણો આનંદ થયો બરાબર ત્રણ વાગે મિ. સૉલ્ટ માર્શના હાથમાં ફોટો અર્પણ કર્યો

એમણે માનપૂર્વક ઉભા થઈને લીધો અને બરાબર નિહાળીને જોયો. "કોઈ મહાપુરુષનો આ ચહેરો છે"—એમણે કહ્યુ.

૩-૪૦ વાગે ડૉ. ફૉર્સ્ટરને અને ૪-૪૫ વાગે સન્ડૂનના ડૉ. બેટ્સીને મળવાનુ એમણે ગોઠવ્યુ હતુ.

૩ વાગ્યા પછી હુ કીંગ્સ કૉલેજના ભગ્ન ચૅપલ—દેવળની છેલ્લી મુલાકાત લેવા ગયા ત્યારે મારું મન કોઈ અપૂર્વ ઉપશમની અને સાર્થકતાની લાગણીથી ઉભરાતું હતુ. ૨૫મી નવેમ્બરને દિવસે શ્રી અરવિંદનો ફોટોગ્રાફ એમની કૉલેજની લાયબ્રેરીમા મૂકાયો, બી. બી. સી.માં બ્રોડકાસ્ટ લેવાયો 'પોલાઇન'માં તથા 'પિકચર પોસ્ટ'માં લેખો આવશે, ઘોડેસ્વારીને લગતો બધો સરકારી પત્રવ્યવહાર માઈક્રો-ફિલ્મમાં લેવાયો અને એની નકલો પણ થઈ, શ્રી અરવિંદે ઇંગ્લેંડમાં ગાળેલા જીવન વિશે શક્ય એટલી સપ્રમાણ માહિતી અને સામગ્રી ભેગી થઈ શકી

હતી—વિચારમાં ને વિચારમાં હું શ્રી અરવિંદમાં જાણે લય પામતો હતો. એટલામાં દેવળના ઑરગનમાંથી—સંગીતના વાજિંત્રમાંથી—ગંભીર સંગીત શરૂ થયું. મારા ભાવની ભરતીને હું સમાવી શક્યો નહિ,— નેત્રોમાંથી એ ભરતી વહેવા લાગી લગભગ પોણો કલાક એ સંગીત ચાલ્યું તે દરમિયાન મારી અંતરાવસ્થાને માટે જ જાણે તેની યોજના ન થઈ હોય એવું લાગ્યું કારણ કે એ વખત સંગીતનો ન હતો— પરંતુ કોઇ પાદરી ઑર્ગન પર અભ્યાસ કરતો હતો.

એ વિશાળ દેવળનું બંધારણ એવું છે અને એના ઑર્ગનની નળીઓ એટલી બધી મોટી છે—વિજળીની ચાંપથી એને વગાડવું પડે છે—તેને લઇને એ સંગીત છતની ગોળાકાર કમાનોમાંથી પાછું આવે છે અને શ્રોતાને એમ જ લાગે કે જાણે સ્વર્ગથી તે પૃથ્વી ઉપર આવી રહ્યું છે! એ સૂરાવલિ એટલી બધી સંવાદિ અને ગંભીર હતી કે તે વિદેશી છે એવું મને જરા પણ લાગ્યું નહિ. ભક્તિના સમર્થ જુવાળમાં એ સંગીત સાથે હું કોઈ ઊર્ધ્વ પ્રદેશમાં તણાઈ ગયો હતો! દર શુક્રવારે એ દેવળમાં ભક્તિ પ્રચૂર સમૂહ ગાન અને ઑર્ગનનું વાદન થાય છે તે ઇંગ્લેંડમાં અદ્વિતીય છે.

૩–૪૫ વાગે પ્રૉ. ફૉર્સ્ટરને મળ્યો. હિંદમાં આવી ગયેલા હોઇ દેવાસના રાજા સાથે સારો સંબંધ હતો એ વાત એમણે જ મને જણાવી. શ્રી અરવિંદ વિષે જે લેખ કીંગ્સ કૉલેજના મેગેઝીનમાં પ્રગટ થયો છે તે એમનો લખેલો છે એમ જાણવા મળ્યું. શ્રી અરવિંદની કવિતા વિષે અને અત્યારના આંતરરાષ્ટ્રીય પ્રશ્નો વિષે વાતચીત થઈ. ત્યાંથી સંસ્કૃતના પ્રૉફેસર બેઇલીને મળવા ગયો. જાણીને આશ્ચર્ય થયું કે આખી કેમ્બ્રીજ યુનિવર્સિટીમાં—વિશ્વવિદ્યાલયમાં—સાઠ વિદ્યાર્થીઓ પૌર્વાત્ય ભાષાઓ ભણે છે!—જેમાં ચાઇનીઝ, જાપાનીઝ, પર્શ્યન, અરેબિક, સંસ્કૃત, પાલી, પ્રાકૃત, બધીનો સમાવેશ થાય છે! વેદ વિષે તો ત્યાં હાલ કોઈ વિદ્યાર્થી નથી.

ખાતર એ બન્ને ન મળે એ જ સારું છે. હું આશા રાખું છું કે અમારી શુભેચ્છા ફળી છે!

ડેલરેની પાસે એક જૂનું દેવળ છે તે જોવાને ૩।। વાગે પહોંચ્યા બાંધણી પ્રાચીન હતી અને કાચનું કામ ઘણું હતું અને સારું હતું. અહીંના ચર્ચમાં પથ્થરોનો ઉપયોગ ઘણો કરવામાં આવેલો જણાયો. ૪।। વાગે સેડ્રન વૉલ્ડન આવી ગયા અને ૫-૩૫ની ગાડીમાં લંડન (લીવરપૂલ સ્ટેશન) જવા માટે હું નીકળ્યો. મોરવેનાને ખબર હતી કે ૩૦ ડીસેમ્બરે હુ હિંદ જવા માટે લીવરપુલથી સ્ટીમરમાં બેસવાનો છું. ગાડીની વાટ જોતા અમે શાંત બેઠા હતા ત્યારે ધ્યાનની સ્થિતિમાં ઉતરી પડયા. ખૂબ ભાવ ભરી વિદાય લીધી અને આપી.—જેમજેમ ૩૦ તારીખ પાસે આવતી ગઇ તેમ તેમ મને જણાયું કે ઇંગ્લૅંડ મારી ચેતનાનો એક ભાગ બની ગયું છે, અને ઇંગ્લૅંડમાં આધ્યાત્મિક જીવનમા રસ લેનાર મિત્રોનો અમૂલ્ય પ્રેમ એ કોઇ વિરલ સંપત્તિ હતી.

લીવરપુલ સ્ટેશનથી વિક્ટોરિયા જઇને ત્યાંથી ક્રિસ્ટલ પેલેસ સ્ટેશને પહોચી ૮ વાગે એનર્લી પહોંચ્યો.

**૨૮ નવેમ્બર:** મિસ કલેર કેમેરોનની મુલાકાત હતી—૧૧થી ૧૨ ૪૫ ઘણી વાતો થઇ અને ૦।। કલાક ધ્યાન પણ કર્યું. એને ખૂબ ગમ્યું. એના પિતા અંધ છે તેની અપૂર્વ ભાવે સેવા કરવામા ભિખારી પોતાનો વખત ગાળે છે અને તે પ્રભુને અર્પણ કરવાનો પ્રયત્ન કરે છે. બુદ્ધિસ્ટ સોસાયટીનુ સેક્રેટરીપણું તથા બીજી જાહેર પ્રવૃત્તિઓ છોડી દીધી છે. હિંદ આવ્યા પછી સાંભળ્યું કે ૯૦ વર્ષના એના પિતાએ સ્વર્ગવાસ કર્યો છે આશા રાખું છું કે કલેર હવે પોતાની સાધના કરવાને મુક્ત થઇ હશે. કાગળો તો નિયમ પ્રમાણે લખાતા ચાલુ જ છે.

**૨૯ નવેમ્બર ૧૯૫૫:** ક્રોઇડન કાઉન્ટી કાઉન્સિલની ઑફીસમાં જઇને બારીન્દ્રકુમાર ઘોષ, શ્રી અરવિંદના નાનાભાઇ જેમના જન્મ

ઇંગ્લેંડમાં થયો હતો તેમના—જન્મદિનનું સર્ટીફિકેટ કઢાવ્યું. જરા વાર તો લાગી, પણ સ્વર્ણલતાના તથા ડૉ. કે. ડી. ઘોષના હસ્તાક્ષર જોવા મળ્યા અને ફેબ્રુઆરી ૧૮૮૦ સુધી તેઓ ઇંગ્લેંડમાં હતા તે પુરવાર થયું. સાંજે વિક્ટોરિયા આલ્બર્ટ મ્યુઝિયમ થોડું જોયું—ડોરિસની સાથે અમદાવાદના સારંગપુર વ્યાયામ મંદિરના વિદ્યાર્થી કાંતિલાલ ઠાકોરના પુત્રને ત્યાં રાત્રે વાળુ કરવાનું રાખ્યું હતું તે માટે એસ્સાઇઝ પાર્ક ગયા.

**૩૦ નવેમ્બર:** મેન્ચેસ્ટર ગાર્ડિયનના પ્રતિનિધિ બાઇ ગ્રેલા અલેક્ઝાંડર કેન્સિંગ્ટનમાં મળવા આવ્યાં. તેમની સાથે ઘણી સંતોષકારક વાતચીત થઇ. એમણે મેન્ચેસ્ટર ગાર્ડિયનમાં લેખ લખવાને બદલે હિંદમાં ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં ઑક્સફર્ડની પરિષદ વિષે મારો અભિપ્રાય લખી મોકલ્યો હતો એવું યાદ છે. બપોરે મિ. રિસ્ટર સાથે એમની માગણીને માન આપીને ચહા પીવાનું રાખ્યું હતું. એમણે ધી રૉયલ ઇન્ડિયા પાકિસ્તાન સિલોન સોસાયટી તરફથી વર્ષમાં એકવાર પ્રવચન રાખવાની ઇચ્છા જણાવી. એમને મેં ત્રણ વર્ષ સુધીનો કાર્યક્રમ પાર પાડે એવી ત્રણ વ્યક્તિઓનાં નામ આપ્યાં. એમની સોસાયટીના સભ્ય થવાની એમણે માગણી કરી તે મેં સ્વીકારી અને ફી ભરી.

**૧ ડીસેમ્બર:** રામકૃષ્ણ મિશન (૬૮ ડયુક્સ એવન્યુ, મઝવેલ હીલ, લંડન નં. ૧૦)—બપોરે હું અને એલન કોહન ગયા રસ્તામાં મઝવેલ હીલ ઉપર જ લંચ લઇને ડયુક્સ એવેન્યુમાં જઇને સ્વામી ઘનાનંદને મળ્યા. અસલ મદ્રાસના સ્વામી ઘણા સાગ માણસ લાગ્યા. અહીં ઇંગ્લેંડમાં પણ હિંદની સંસ્કૃતિનાં બાહ્ય સ્વરૂપો જાળવવાનો અને અંગ્રેજો પાસેથી જળવાવવાનો આગ્રહ રાખે છે તેથી આનંદ થયો. અતિથિ સત્કાર પણ હિંદની રીતનો હતો તે ગમ્યો. એક અંગ્રેજ શિખાઉ સાધક મુંડન કરાવેલા મસ્તકવાળો સ્વામીનો સેક્રેટરી હતો. વાતચીત થયા પછી મને શ્રી રામકૃષ્ણનો ફોટો રાખ્યો હતો તે ઓરડામાં

લઈ ગયા. ત્યાંનું વાતાવરણ ઘણું શાંત અને આધ્યાત્મિક હતું. એમણે ૨૭ ડીસેમ્બરે — આવતી કાલે — પોતાનું ગીતા ઉપર પ્રવચન હતું તેની જગાએ મારે બોલવું એવો પ્રસ્તાવ રજૂ કર્યો. એમના આગ્રહથી મેં તે સ્વીકાર્યો.

સાંજે મિ. લૉરેન્સ હાઇડ નામના ફિલસૂફ લેખકની મુલાકાત લીધી — ૧૬, ક્વીન્સગરી પ્લેસ. આધ્યાત્મિક જીવન એટલે પ્રેમ સાથે સંદેશા ચલાવવા એ વિશે એમણે પોતાનો સખત આગ્રહ જણાવ્યો. શ્રી અરવિંદ અને આનંદકુમાર સ્વામી બે હિંદના મૌલિક ચિંતકો છે એમ પોતે સ્વીકારે છે તે પણ જણાવ્યું. એમનાં બે ત્રણ પુસ્તકો મને ભેટ આપ્યાં. રામકૃષ્ણ મિશન તરફથી પ્રવચન ધર્ણુખરું કીંગ જેમ્સીસ હૉલમાં હતું. સારી સંખ્યામાં માણસો આવ્યાં હતાં. શરૂઆતમાં સ્વામી ઘનાનંદે મારું ઓળખાણ આપતાં શ્રી અરવિંદના જીવન વિશે કેટલીક અર્ધસત્ય વાતો અને કેટલીક ગપો જાણે સાચી હોય એ પ્રમાણે રજૂ કરી. નાખરજીથી મારે એનો પ્રતિકાર કરવો જ પડ્યો. મારે ભારપૂર્વક જણાવવું પડ્યું કે શ્રી અરવિંદ પ્રખર સાહિત્યક અને દાર્શનિક થયા તે પૂર્વે અને પ્રથમ તો તેઓ સમર્થ યોગી હતા અને રાજકારણ છોડવાનું કારણ સરકારની બીક નહિ પરંતુ સાધનામાં થયેલા અનુભવોને લઈને ખુલ્લી થયેલી નવી વિકાસની દિશા હતી.

'ગીતા શ્રી અરવિંદની દૃષ્ટિએ' એ વિષય પર મારું પ્રવચન થયું. એકંદરે સારું નીવડ્યું. કોઈ દિવ્ય સત્ય પેગંબર પ્રગટ કરે છે યા તો ધર્મપ્રવર્તક જેમ પ્રભુનું સ્વરૂપ વર્ણવી તેને પ્રાપ્ત કરવાના ઉપાયો બતાવે છે તેવા પ્રકારનું ધર્મનું પુસ્તક, — બાઇબલ કે કુરાન જેવું, — ગીતા નથી. ગીતા જીવનને અનુસરે છે, જીવનના પ્રસંગોમાં આધ્યાત્મિકતાનો પ્રયોગ કરવાનું બતાવે છે. વળી ગીતાનું દર્શન પરલોક તરફ ચેતનાની કોઈ ઊર્ધ્વ ભૂમિકામાં લય પામવા તરફ, કે જીવનનો ત્યાગ કરવા તરફ ઝોકવાળું નથી. જીવન ઈશ્વરને પ્રગટ કરવાનું ક્ષેત્ર છે તે માટે

ગીતા જીવનનો સ્વીકાર કરવાની હિમાયત કરે છે અને બાહ્ય સંન્યાસની જરૂર નથી એમ ભારપૂર્વક જણાવે છે. વળી કર્મના સ્વીકાર ઉપર પણ ગીતા પૂરા ભાર મૂકે છે કર્મનો બરાબર ઉપયોગ કરતાં આવડે, સાધના કરવા માટે કર્મનો માર્ગ સ્વીકારવામાં આવે તો કર્મ વડેજ માણસ મુક્તિનો તથા પૂર્ણતાનો—અધિકારી બની શકે—कर्मण्येव हि संसिद्धिमास्थिता जनकादय। હિંદના બીજા કોઇ આધ્યાત્મિક પુસ્તકમાં એ પ્રકારનો ક્રાંતિકારી બોધ આટલો સ્પષ્ટતાથી આપવામાં આવેલો જણાતો નથી આધ્યાત્મિક પૂર્ણતા આ પૃથ્વી ઉપર પ્રાપ્ત કરવાની છે,—કોઇ દૂર અન્ય લોકમાં નહિ એ પણ ગીતાનો સ્પષ્ટ ધ્વનિ છે જીવનની 'સામાન્ય' ગણાય એ તેવી ઘટનાની પાછળ પણ—કુરુક્ષેત્રના મેદાનની પાછળ—પ્રભુનો ઉદ્દેશ કર્મ કરતો હોય છે અર્થાત્, પૃથ્વી ઉપર પ્રગટ થયેલ જીવનમા પ્રભુનો પોતાનો કાંઈ ઉદ્દેશ રહેલો છે એવુ ગીતા કહે છે.

---

# ૧૨

## સ્વદેશ પ્રતિ

રાત્રે ૩૧, ક્વીન્સ ગેટ ટેરેસમાં જ આવીને સૂઈ રહ્યો. બે દિવસથી બધુ બાંધી કરીને તૈયાર થવામાં પણ ગાળ્યા. લીવરપુલ જવા માટે ૩જી **ડીસેંબરે** સવારે ૯ વાગે પહોંચી ગયો. સ્ટેશન પર વિષ્ણુ ખાંડવાળા, ડોરીસ, મિસ ક્વીગ્લી, એલન કોહન વગેરે આવ્યા હતા. લંડનથી ઉપડીને સીધી જ લીવરપુલની સ્ટીમરની સામે ગાડી ૧૨ા વાગે પહોંચી ગઈ. બધા જ ઉતારુઓ સ્ટીમરમાં જવાના હતા. છેવટે ૪ વાગે સાંજે કસ્ટમ પતાવીને ઉપર ગયો ત્યાં કેમ્બ્રીજનાં પ્રૉફેસર મિસિસ વૉન લોહાઇઝન કરાંચી જતાં હતાં તે તુતક પર મળ્યાં તથા સાથે લંડન યુનિવર્સિટીના, પ્રૉ. કોડ્રીંગ્ટન અને એમનાં પત્ની હતાં—અમે ચારે જણાએ મુસાફરી દરમિયાન એક ટેબલ પર જમવાનું નક્કી કરી લીધું.

**તા. ૪ ડીસેંબર:** થોડી માંદગી—દરિયાની—દાખવી, પણ જલદી સાજો થઇ ગયો. થોડુંઘણું લખવાની પ્રવૃત્તિ કરવાનો પ્રયત્ન તા. ૭માથી કર્યો. પોર્ટ સૈયદ વટાવ્યા પછી વાતાવરણ ગરમ થવા માંડ્યું. સ્ટીમરમાં મોટે ભાગે કરાંચીના ઉતારુઓ હતા. થોડા મુંબઈના પણ હતા. કરાંચીમાં અમારી સાથે બે પાદરીઓ હતા તે ઉતર્યા. સ્ટીમર ઉપર મારે એમની સાથે વાતચીત થયેલી નહિ, પરંતુ ઈંગ્લેંડમાં—અને યુરોપમાં પણ—ક્રીશ્ચીયન ધર્મના પ્રચારની અને તેની સમજૂતિ લોકોને આપવાની એટલી બધી જરૂર છે કે હિંદમાં કે પાકિસ્તાનમાં પાદરીઓએ

આવવાની જરૂર નથી એમ મને લાગે છે. બીજા ઉતારૂઓ ક્યાંયી જોવા ગયા. મને પાકિસ્તાનની ભૂમિ પર ઉતરવાનો જરાયે ઉત્સાહ ન હતો! આખા હિંદની સ્વતંત્રતાની લડતના એક કરૂણ અંજામની વેદના મારા અંતરમાં થઇ રહી હતી.

વચમાં એક જ જગોએ હું ઉતર્યો હતો: એડન. ત્યાં બેસ્ટ એન્ડ કંપનીના ડિરેકટર અને ભાગીયા શ્રીયુત પટેલને ખબર આપી હતી. એમણે સ્ટીમર ઉપર માણસ તથા ગાડી મોકલી હતી એટલે એમને ઘેર થોડા કલાક માટે ગયા. ત્યાં રહેનારા હિંદી ભાઇઓની નાની સરખી સભા એમણે પોતાને ઘેર ગોઠવી હતી. ચાર મહિને એમને ત્યાં ગુજરાતી ખાણું મળ્યું. એડનમાં વસનાર હિંદીઓની ફરજ એડનનું હિત કરવામાં, નાગરિક જીવનમાં, ભાગ લેવાની જરૂર તથા હિંદની સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે જીવનનાં મૂલ્યો વિદેશમાં જીવંત રાખવા તથા બાળકોની કેળવણીમાં હિંદની ભાષા અને સંસ્કૃતિનો પરિચય જાળવવાની જરૂર વિષે વાર્તાલાપ થયો. ગીતાએ કર્મના સ્વીકાર પર મૂકેલો ભાર અને કર્મદ્વારા આધ્યાત્મિક પ્રગતિ કરવાની શકયતા વગેરે પણ સમજાવ્યું. રાત્રે મોડું થતાં પહેલાં સ્ટીમર પર પહોંચી ગયા. લાહોરમાં રહેનાર એક તાહેરખાન ઇંગ્લેંડથી ભેગા હતા તેમની સાથે સારો પરિચય થયો. પ્રૉ. કોડ્રીંગ્ટન અને એમનાં પત્ની સાથે પણ ઘણો સારો પરિચય થયો.

**૨૦મી ડીસેમ્બર** પછી હિંદનો કિનારો નજીક આવવા લાગ્યો, અને ધીમે ધીમે દેખાવા લાગ્યો. હિંદની ભૂમિના દર્શન થતાં મારા અંતરમાં કોઇ અપૂર્વ ભાવ જાગ્રત થયો! દેશભક્ત કવિએ અંજલિ આપતાં જે વર્ણન કર્યું છે તે એક વખત સાચું હતું—ભારતભૂમિ 'સુજલા, સુફલા' હતી અને આજે ફરીને થવા માંડી છે. એના 'શસ્ય શ્યામલ' સ્થૂલ સ્વરૂપની પાછળ 'દુર્ગા'રૂપે ભારતમાતા મને ઇંગ્લેંડથી પાછા ફરતાં પોતાનો પરિચય આપતી જણાઇ. એ દેવી

અનેકના અંતરમાં જૂદે જૂદે સ્વરૂપે ભૂતકાળમાં પ્રગટ થઈ હતી, આજે પણ અનેકના અંતરમાં એ જૂદે જૂદે સ્વરૂપે દર્શન દે છે

માનવના ઇતિહાસમાં ભારત શક્તિએ ભજવેલી તડકાછાંયડી મારા માનસિક ચક્ષુ આગળ પસાર થઈ: એણે સામ્રાજ્યો સ્થાપ્યાં અને ગુમાવ્યા, રાજકીય અને સામાજિક સંગઠનોના અનેક અખતરાઓ કર્યા, તત્ત્વજ્ઞાન, ધર્મ, સાહિત્ય, કલા, ઐહિક સંપત્તિ વગેરે એણે સરજ્યા આજે સૈકાઓની પડતીને અંતે એને સ્વતંત્ર થયેલી જોઉં છું જીવનના અનેક સ્વપ્ન રાજ્યોની એ દેવી અધિષ્ઠાત્રી રહી છે એવું કયું સ્વરૂપ સાચું છે, કયું સાચામાં સાચું, એને પોતાનું આગવું ગણી શકાય એવું, એના ઇતિહાસમાં સતત જાગ્રત, આ પૃથ્વી ઉપર મૂર્ત થવા માટે પ્રયત્નશીલ રહેલું એવું કયું સ્વરૂપ છે એ પ્રશ્ન મારા મનમાં થવા લાગ્યો

ઉત્તર ખોળતા મને જણાયું કે અમને પણ ભારત શક્તિના દર્શન થયા છે એ સ્વરૂપ, એની ગરિમાઇ, અજ્ઞાન, વહેમો અને ગંદકીવાળા એના બાહ્ય દેહથી જૂદું જ છે. એના દરિદ્ર સંતાનના અંતરમાં કોઇ અગ્નિ અંધકારમાં પણ જલે છે અને યુગે યુગે, એની શિખા જાગ્રત થઈને જ્યારે ભારતના જીવનમાં પ્રગટ થઇ છે ત્યારે માનવજાતિમાં નવા મંત્રો તેણે આપ્યા છે માનવજાતિમાં કોઇ અનેરી પૂર્ણતા પ્રગટાવવા માટે તેણે પ્રયત્નો કરેલા છે તે બધા એ સ્વરૂપમાંથી પ્રગટેલા છે

ત્યારે મને લાગ્યું કે માનવજાતિના ઇતિહાસમાં પ્રગટ થતા મથતી ચિરંતનાનું મૂર્તસ્વરૂપ ભારત છે માનવજાતિને તેની દિવ્યતાની સાર્થકતાનું ભાન કરાવવું, તેનો માર્ગ બતાવવો એ ભારતનું જીવનકાર્ય લાગે છે ખ્રિસ્તી સંસ્કૃતિએ પ્રભુને એકવાર અને એક જ સ્વરૂપે પૃથ્વી ઉપર દિવ્યતા જોયા છે આ ભારત શક્તિએ કેટલીય વાર પ્રભુને પૃથ્વી ઉપર પ્રગટાવ્યા છે,—સતત કાર્ય કરતા અનુભવ્યા છે વારે વારે તે પ્રભુને પૃથ્વી ઉપર આવવાને સાદ કરે છે,—વેદ, ઉપનિષદ, ગીતા એ

પ્રેરણાવાણીના શાશ્વત ઉદ્‌ગારો છે; બુદ્ધ, રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરુષોએ પોતાના જીવનદ્વારા દિવ્યતાનો પરિચય કરાવ્યો છે એ જ પવિત્ર ભૂમિમાં રામકૃષ્ણ, વિવેકાનંદ, રમણ મહર્ષિ, શ્રી અરવિંદ આજે પણ વિચરે છે.

યુરોપ,—યુરોપીય સંસ્કૃતિ, ભૌતિક શાસ્ત્રો અને તેમની શોધખોળો, કામનાઓની તૃપ્તિ, બાહ્ય જીવનની સમૃદ્ધિનું આકર્ષણ, જડવાદ વગેરે અનેક તત્ત્વો સમગ્ર માનવજાતિની સર્વે પ્રજાઓના જીવન પર—તેમ ભારતના ઉપર પણ—આક્રમણ કરી રહ્યાં છે. સમષ્ટિ જીવનનું નવ નિર્માણ કરવાની જરૂર ઇતિહાસના ક્રમમાં ભારતની સમક્ષ પણ ઊભી થયેલી છે. સ્વતંત્ર થયેલો ભારત પોતે કઇ દિશામાં જશે અને માનવજાતિને લઇ જશે એ વિકટ પ્રશ્ન મનમાં જાગતાં સામ્મે મૅકડોનલ્ડનું એક વાકય યાદ આવ્યું.— "Her destiny is fixed above our will."—ભારતનું ભાવિ આપણા—અગ્રેજોના—સંકલ્પથી પર નિર્માણ થયેલું છે. જે જ્યોતિએ ભારતના અંતરમાં પ્રેરણા જાગ્રત રાખી છે અને સ્વતંત્રતાનાં દ્વારમાં થઇને એને માનવજાતિની મહાપ્રજાઓમાં સ્થાન અપાવ્યું છે તે દિવ્ય જ્યોતિ એને દોરે છે અને દોરશે એવી પ્રતીતિ સહિત શુભ આશા મનમાં પ્રગટ થઇ. મુબઇના બારામાં આવીને આગબોટ અટકી, ત્યારે નીચે ઉતરતાં—પવિત્ર ભારતભૂમિ ઉપર પગ મૂકતાં—પહેલાં મે એની રજ માથે ચડાવી,—અંતરમાં 'વંદેમાતરમ્' કહી ભારતમાતાને પ્રણામ કર્યા.

---

## પરિશિષ્ટ : ૧

[બી. બી. સી. લંડનના થર્ડ-સાંસ્કારિક પ્રોગ્રામમાં ૧૯મી ડીસેમ્બર ૧૯૫૫ને રોજ જે બ્રોડકાસ્ટ થયો હતો તેનો અનુવાદ અહીં આપવામાં આવે છે.]

### શ્રી અરવિંદ

રાજકારણના નેતાઓને બાદ કરતાં વર્તમાન જગતમાં માનવ-જીવનનાં ઉચ્ચતર મૂલ્યો ઘડવામાં હિંદના જે મહાન પુરુષોએ આગળ પડતો ભાગ લીધો છે તે બધામાં અંગ્રેજ પ્રજા શ્રી અરવિંદને સૌથી ઓછા ઓળખે છે અને જ્યાં, હિંદમાં જે મહાન નેતાઓ કે લેખકો થયા છે તે બધામાંથી ઈંગ્લંડની સારામાં સારી શિક્ષણ-પ્રણાલિમાં સંપૂર્ણ-પણે ઉછરવાનો લાભ શ્રી અરવિંદ પેઠે કોઈનેય મળ્યો ન હતો, તથા હિંદની જીવંત આધ્યાત્મિકતાનાં ગહન ઊંડાણોને એમના જેટલાં બીજા કોઈ મહાપુરુષે માપ્યાં નથી.

૧૮૭૨ના ઑગસ્ટની પંદરમી તારીખે એમનો જન્મ થયો અને ઠેઠ બાલ્યાવસ્થામાં એમને ઇંગ્લેંડમાં લાવવામાં આવ્યા. જ્યાં, એમના જીવન દરમિયાન રામકૃષ્ણ પરમહંસ અને રમણ મહર્ષિ જેવી, સંપૂર્ણ-પણે હિંદની સંસ્કૃતિની પશ્ચાદ્ ભૂમિકાવાળી વિભૂતિઓની બરાબરી કરી શકે એવી આધ્યાત્મિક સિદ્ધિવાળા મહાન દાર્શનિક યોગી તરીકે તેઓ સ્થાન પામ્યા છે. એ મહાન નેતાએ ઇંગ્લિશ ભાષામાં જ પોતાનાં પુસ્તકો લખ્યાં છે, તથા 'સાવિત્રી' નામે મહાકાવ્ય ઈંગ્લંડને અને જગતને આપ્યું છે.

એમના પિતા ડૉ કે ડી. ઘોષે એડીનબગમાં દાક્તરીનો અભ્યાસ કર્યો હતો. તેઓ ઇંગ્લિશ જીવન પ્રણાલીથી એટલા તો પ્રભાવિત થઈ ગયા હતા કે પોતાનાં બધા બાળકોને અંગ્રેજ જીવનમાં ઉછેરવાનો અને બને તો, સંપૂર્ણપણે અંગ્રેજ બનાવવાનો એમણે સંકલ્પ કર્યો. એમણે કલકત્તામાં જ મિસ પેજેટ કરીને એક અંગ્રેજ બાઇને બાળકોની સંભાળ લેવા માટે રાખી હતી જેથી કરીને શ્રી અરવિંદ હિંદની ભાષા, સમાજ, પગપગ કે ધર્મકર્મ વિષે સંપૂર્ણપણે અજાણ રહે

૧૮૭૯માં પોતાનાં ત્રણે બાળકોને તેઓ ઇગ્લેંડ લઈ આવ્યા, અને એમાં સૌથી નાના, સાત વર્ષની ઉમ્મરના, શ્રી અરવિંદને મૅન્ચેસ્ટરમા, કાગ્રેગેશનલ સ્ક્રિળમાં પાદરીનુ કામ કરનાર રેવ વિલિયમ ડ્રીટને ઘેર મૂક્યા. શ્રી અરવિંદ ૧૮૭૯થી ૧૮૭૪ સુધી મૅન્ચેસ્ટર રહ્યા

મૅન્ચેસ્ટરમા રહ્યા તે વર્ષો દરમિયાન શ્રી અરવિંદ કાઈ નિશાળમાં જતા ન હતા પરતુ ડ્રીટ દપતીએ ઘેર જ લેટીન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, અંગ્રેજી વગેરે વિષયોનુ પ્રાથમિક શિક્ષણ આપ્યુ. એ નાની ઉમ્મરે પણ શ્રી અરવિંદ કવિતા વાચતા અને અને ફૉક્સ ફૅમિલિ મેગેઝીન માટે જોડકણા લખતા ૧૮૮૧મા મિ. ડ્રીટે પોતાની નોકરીનુ રાજીનામુ આપ્યુ અને ઑસ્ટ્રેલિયા ગયા

૧૮૮૪ના ઑક્ટોબર મહિનાના શ્રી અરવિંદ લંડનની સેન્ટ પૉલ્સ સ્કૂલમા દાખલ થયા તે વખતે પ્રખ્યાત ડૉ. વૉકર ત્યાના હાઈમાસ્ટર હતા એમણે ખાસ વર્ગો લઈ ગ્રીક ભાષા શીખવીને શ્રી અરવિંદો સ્કૂલના આગળના ક્લાસમા ચઢાવ્યા સ્કૂલના અભ્યાસને અંતે શ્રી અરવિંદ ઘણે ઊંચે નબરે પાસ થયા અને સરકારી કીંગ્સ કૉલેજ, કેમ્બ્રીજમા સ્કૉલરશીપ સાથે આગળના અભ્યાસ માટે ગયા સેન્ટ પૉલ્સની સ્કૂલમા ભણતા હતા ત્યારે નાના સગા વિદ્યાર્થી અરવિંદને ઘણી મુસ્કેલી નડી હતી કારણ કે એમના પિતા પૈસા મોકલવામાં ખૂબ અનિયમિત થઈ ગયા હતા અને વધારામાં રહેવાની જગા મળવાની

લડતને મદદ આપવા માટે જનતાને મહાસભામાં લાવવાની એમણે હિમાયત કરી. કૉલેજમાં પછી દરેક વૅકેશનમાં બંગાળ જઈને ત્યાંના રાજકીય વાતાવરણનો અભ્યાસ કરવાનું તથા બંગાળાના કેટલાક જીલ્લાઓમાં યુવાનોનાં ક્રાંતિકારી મંડળો સ્થાપન કરવાનું કામ એમણે કર્યું.

વડોદરાની નોકરીનાં વર્ષો દરમિયાન શ્રી અરવિંદની પ્રવૃત્તિ એમના અંતરના બંધારણને અનુકૂળ અને પ્રગતિની પોષક હતી એટલું જ નહિ પરંતુ સર્જક પણ હતી. ઈંગ્લેંડમાં જે ઉત્સાહ અને ભાવનાપૂર્વક એમણે ગ્રીક અને લેટીન ભાષાઓનો તથા યુરોપીય સંસ્કૃતિનો અભ્યાસ કર્યો હતો. તેવા જ ઉત્સાહ અને તેવી જ ભાવનાપૂર્વક હિંદની સંસ્કૃતિનો, હિંદની કેટલીક ભાષાઓનો એમણે અભ્યાસ કર્યો. આ સમય દરમિયાન એમણે કાવ્યો પણ રચ્યાં જે પાછળથી 'અહુના અને બીજાં કાવ્યો' નામે પ્રસિદ્ધ થયાં છે.

અધ્યાપક તરીકે શ્રી અરવિંદ વિદ્યાર્થીઓના ખૂબ માનીતા હતા. ૧૯૦૭મા સુરતની ઐતિહાસિક મહાસભામાંથી તેઓ વડોદરે આવ્યા ત્યારે વિદ્યાર્થીઓ એમની ગાડીના ઘોડાને છોડી નાખીને એમના ઘર સુધી ગાડી ખેંચી ગયા હતા

૧૯૦૬માં શ્રી અરવિંદે વડોદરાની સારા પગારવાળી અને ભાવિમાં ઘણો સારો હોદ્દો અપાવે એવી આશાસ્પદ નોકરીનું રાજીનામું આપી દીધું અને ભારતમાતાના સાદના ઉત્તર રૂપે કલકત્તામાં નવી જ શરૂ થયેલી રાષ્ટ્રીય કૉલેજના પ્રિન્સિપાલ તરીકે કેવળ જરૂર પૂરતું જ મહેનતાણું લઈને જોડાયા.

શ્રી અરવિંદની રાજકીય પ્રવૃત્તિ ખરેખર તો ૧૮૯૮ થી ૧૯૧૦ સુધીની એમ ઓછામાં ઓછા બાર વર્ષ સુધીની હતી એમાં ૧૮૯૩થી એમણે દરેક વૅકેશનનો પણ ઉપયોગ કરેલો તે ઉમેરવો જોઈએ. પરંતુ પહેલાં છ વર્ષ એમણે પડદા પાછળ રહીને કામ કર્યું હતું. ૧૯૦૪ પછી જ જાહેર રીતે તેઓ બહાર આવવા લાગ્યા અને ત્યારે

લૉર્ડ કર્ઝને બંગાળાના ભાગલા પાડ્યા તેને પરિણામે ૧૯૦૬માં જ્યારે હિંદભરમાં રાજકીય વંટોળિયો ઊઠ્યો તે વખતે શ્રી અરવિંદ રાષ્ટ્ર પક્ષના સ્વીકૃત જાહેર નેતા બન્યા. કવિ અને અધ્યાપક હવે જ્વલંત દેશભક્ત અને રાષ્ટ્રીય નેતા બન્યા.

કૉંગ્રેસમાં ભાગ લેવા ઉપરાંત શ્રી અરવિંદે રાષ્ટ્રીય પક્ષના—દૈનિક અને અઠવાડિક—'વંદેમાતરમ્' નામના પત્રનું સંપાદન ૧૯૦૬થી ૧૯૦૮ સુધી કર્યું. એ પત્રદ્વારા હિંદના રાષ્ટ્રીય પક્ષને પોતાનું તત્ત્વજ્ઞાન અને તર્કસરણી મળ્યાં અને હિંદનું રાજકારણ આધ્યાત્મિકતાની ભૂમિકાએ પહોંચ્યું. લૉર્ડ મિન્ટોની સરકારની એમના પર સ્વાભાવિક રીતેજ કરડી નજર હતી અને એમના પર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો, પરંતુ આ વખતે એમને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યા. બીજી વાર પ્રખ્યાત ઐતિહાસિક અલીપુર બૉમ્બ કેસમાં એમને સંડોવવામાં આવ્યા, પરંતુ લાંબો સમય કામ ચાલ્યા પછી આખરે એમને નિર્દોષ ઠરાવી ખીજીવાર છોડી મૂકવામાં આવ્યા. કોઇવાર જીવનમાં બને છે તેમ આ પરિસ્થિતિમાં એક પ્રકારનો વ્યંગ હતો. કારણ કે મિ. ચાર્લ્સ બીચક્રૉફ્ટ આઇ. સી. એસ.માં શ્રી અરવિંદની પાછળ બીજા માર્કે પાસ થયા હતા તે સેશન કૉર્ટના ન્યાયાધીશ હતા અને શ્રી અરવિંદ આરોપી હતા! આ પ્રસંગેજ કવિવર રવિન્દ્રનાથ ટાગોરે 'અરવિંદ! રવિન્દ્રેર લહો નમસ્કાર", —"હે અરવિંદ! રવિન્દ્રના નમસ્કાર સ્વીકારો' એ પ્રખ્યાત કાવ્ય લખ્યું હતું.

શ્રી અરવિંદનું રાજકીય કાર્ય થોડાં વર્ષો માટેનું હતું તો પણ હિંદના ઇતિહાસમાં રાજકીય વિચારણાના ઘડતરના ક્રમિક વિકાસને પ્રસંગે એનો સ્થાયી પ્રકારનો ફાળો તેણે આપ્યો છે. યુરોપના ઇતિહાસનો એમનો વિશાળ અભ્યાસ, એમની સર્વગ્રાહી અને તીક્ષ્ણ બુદ્ધિ, અંગ્રેજી ભાષા પરનું એમનું અજોડ પ્રભુત્વ અને એ બધી વસ્તુઓ ઉપરાંત રાષ્ટ્રને માટે ભોગ આપવાની પૂર્ણ નિષ્ઠા અને તત્પરતા—એ વસ્તુઓ હવે તો હિંદના

રાજકીય ઇતિહાસના અંગો બની ચૂકી છે ટિળક અને બિપિનચંદ્ર પાલ સાથે શ્રી અરવિંદે નિઃશસ્ત્ર પ્રતિકાર અને બૉયકૉટની અને રચનાત્મક કાર્યક્રમમાં સ્વદેશી, રાષ્ટ્રીય કેળવણી અને લવાદની કચેરીઓની હિમાયત પહેલવહેલી કરી હતી

એમણે 'નિઃશસ્ત્ર વિરોધ'ના ઉપર સાત લેખોની એક લેખમાળા ૧૯૦૭માં લખી હતી અને ૪૦ વર્ષ પૂર્વે એમણે જાહેર કર્યું હતું "હિંદ જાગે છે તે પોતાને માટે નહિ પરંતુ માનવજાતિને માટે છે"

ક્રાંતિમારી ચળવળ એ ગુલામીમાં પડેલી પ્રજાનો હક છે એમ તેઓ સ્વીકારતા હતા તે છતાં ૧૯૧૪ પછી એમનું મન એ પ્રવૃત્તિમાંથી પાછું વળી ગયું કારણકે એમને એવું જ્ઞાન થયું કે હિંદ એની લઈ હિંસાત્મક પ્રવૃત્તિ વિનાજ સ્વતંત્ર થવાનું છે ૧૯૧૮ના ડિસેમ્બરમાં એમણે આ વાત મને પોતાને કહી હતી તે વખતે તો હિંદની સ્વતંત્રતા દૂરના રાજકીય ક્ષિતિજ પર પણ કોઇ સ્થળે દેખાતી ન હતી! ' તમને ખાતરી આપું છું કે એ વસ્તુ—(હિંદની સ્વતંત્રતા) —કાલે સવારે સૂર્ય ઉગવાની ઘટના જેટલી નક્કી છે"—એ પ્રમાણે એમણે મને કહ્યું હતું

શ્રી અરવિંદ હિંદના રાજકીય માનસના પૂર્ણપણે પ્રતિનિધિ હતા એટલું જ નહિ પરંતુ એમનું રાજકારણ હિંદની સંસ્કૃતિના સાચા તત્ત્વોના ઉપર પ્રતિષ્ઠિત છે એની વિશિષ્ટતા એ છે કે તે આધ્યાત્મિક અને નૈતિક બળોના ઉપર બહારના સાધનો અને સ્થૂલ કારણો કરતા વધારે ભાર મૂકે છે અને (તેમના ઉપર) વધારે આધાર પણ રાખે છે માનવના અંતરમાં જે આધ્યાત્મિક શક્તિઓ છે તેના ઉપર ભાર મૂકીને, તેમને સક્રિય બનાવીને, આજે ભારતે પોતાની સંસ્કૃતિના રચનાત્મક તત્ત્વોને આંતરરાષ્ટ્રીય જીવનને મોખરે લાવી મૂક્યા છે

રાજકીય કાર્યમાં ગુંથાયલા હોવાથી એમની યોગસાધનામાં ભંગ પડ્યો હતો તે એક વર્ષ એમના પર કેસ ચાલ્યો તે દરમિયાન કાચી

જેલમા એમને રહેવુ પડ્યુ ત્યારે ફરીથી શરૂ કરવાની શ્રી અરવિંદને તક મળી ગઇ યોગ એટલે આધ્યાત્મિક વિકાસ સાધવા માટેનો સચેતન આતર પ્રયાસ યોગ સાધનાની ક્રિયા ખૂબજ સ્વાભાવિક અને સ્વસ્થ હોઈ શકે છે

યોગ સાધનામા અતરનુ નિયમન ચોક્કસ પ્રકારના માનસિક અને બીજા ઉપાયો તથા પ્રક્રિયાઓ વડે કરવામા આવે છે યોગના એવા અભ્યાસને પરિણામે શ્રી અરવિંદને તદ્દન વાસ્તવિક એવી આધ્યાત્મિક અનુભૂતિ કહો સાક્ષાત્કાર થયો,—એક પ્રકારની જ્ઞાનથી પ્રકાશિત અવસ્થા પ્રાપ્ત થઇ—જેને પરિણામે એમની જેલની કોટડીમા, અને રમ ચાલતો હતો ત્યા કચેરીમા પણ, એમને સર્વવ્યાપી દિવ્ય સત્ત્વનો અનુભવ થયો. એમણે જોયુ કે વ્યક્તિ અને સમષ્ટિ બન્નેના જીવનના પાયામા એ સર્વવ્યાપી દિવ્ય સત્ત્વ રહેલુ છે જેલમાથી નિર્દોષ ઠરીને છૂટયા ત્યારે ૧૯૦૯મા ઉત્તરપાડા નામના કલકત્તાના પરામા એમણે જે પ્રવચન કર્યુ તેમા પોતાને થયેલા એ સાક્ષાત્કારનો એમણે જાહેર એકરાર અને ઉલ્લેખ કર્યો છે સ્વતત્ર હિંદની સરકારે શ્રી અરવિંદની એકાત કેદની એ કોટડીને ઐતિહાસિક સ્મારક તરીકે ગણી છે

શ્રી અરવિંદને જે આધ્યાત્મિક સાક્ષાત્કાર થયો તે એમના જીવનમા બીજી વારનો પલટો લાવનારી ઘટના બની એ અનુભૂતિએ એમની સમગ્ર ચેતનાની પ્રવૃત્તિનો રાહ બદલી નાખ્યો અને શ્રી અરવિંદ રાજકારણમાથી છૂટા થઈ ગયા પછી કલકત્તાથી ફ્રેંચગામ ચદ્રનગરમા અને ત્યાંથી પોંડિચેરીમા જઈને તેઓ રહ્યા ત્યા ૧૯૧૦ થી ૧૯૫૦ સુધી યોગ સાધનાને એમણે સમગ્ર જીવન અર્પણ કર્યુ

પણ આનો અર્થ ઘણા લોકો ધારે છે એવો ન હતો—કે શ્રી અરવિંદ જગત સાથે કે જીવન સાથે કશો સબધ નથી એવી કોઈ આધ્યાત્મિક અનુભૂતિના ઉચ્ચ શિખરના એકાતવાસી બન્યા હતા એનો અર્થ એવો

થઈ શકે તેમ નથી કારણ કે એમના યોગનો મૂળ સિદ્ધાન્ત એ છે કે માનવે કેવળ અંતરમાં પ્રભુનો સાક્ષાત્કાર કરવાનો છે તથા આધ્યાત્મિક પૂર્ણચેતનાને પ્રાપ્ત કરવાની છે એટલું જ નહિ પરંતુ એ આધ્યાત્મિક ચેતનાના કાર્યક્ષેત્ર તરીકે સમગ્ર જીવનનો અને જગતની સર્વ પ્રવૃત્તિઓનો સ્વીકાર પણ કરવાનો છે, એટલે કે જીવનની રચના અંતરમાં ઉપર કરી અને જીવનને આધ્યાત્મિક સ્વરૂપ આપવું

પોંડિચેરીના એ નિવાસમાં શ્રી અરવિંદ જગતમાં અને હિંદમાં જે જે બનતું હતું તે બધી ઘટનાઓ ઉપર સતત દૃષ્ટિ રાખતા રહ્યા હતા અને જ્યારે જ્યારે જરૂર જણાઈ ત્યારે સક્રિયપણે વચમાં પડતા રહ્યા હતા—પરંતુ એ સર્વ તેઓ ફક્ત આધ્યાત્મિક શક્તિ વડે, નીરવ આધ્યાત્મિક કર્મનો આશ્રય લઈને કરતા. કારણ કે યોગમાં જેમણે પ્રગતિ કરી છે તે લોકોના અનુભવની વાત છે કે જડ તત્ત્વમાં પ્રગટ થયેલ મન પ્રાણ અને શરીરની સામાન્ય શક્તિઓ અને પ્રવૃત્તિઓ ઉપરાંત પણ બીજી એવી શક્તિઓ અને સત્ત્વો છે જે બાહ્ય પ્રકૃતિના પડદા પાછળથી અને ઊર્ધ્વમાંથી કાર્ય કરી શકે છે અને કરતા પણ હોય છે. આધ્યાત્મિક ચેતનાની પ્રાપ્તિમાં આગળ વધેલા યોગીઓ એ શક્તિઓને પ્રાપ્ત કરી શકે છે. વળી સૌથી ઉચ્ચ ભૂમિકાની એક ક્રિયાત્મક આધ્યાત્મિક શક્તિ પણ છે—જો કે બધા યોગીઓ એ શક્તિને પ્રાપ્ત થવાની દરકાર કરતા નથી અથવા તો પ્રાપ્ત કર્યા બાદ એનો પ્રયોગ કરવાની પરવા કરતા નથી. આ શક્તિ બીજી બધી સૂક્ષ્મ શક્તિઓ કરતાં વધારે મહાન છે અને વધારે અસરકારક પણ હોય છે. શ્રી અરવિંદે શરૂઆતમાં આ આધ્યાત્મિક સક્રિય શક્તિનો પોતાના અંગત મર્યાદિત કાર્યક્ષેત્રમાં પ્રયોગ કર્યો પરંતુ પાછળથી જગતની શક્તિઓના ઉપર કાર્ય કરવા માટે પણ એનો સતત પ્રયોગ એમણે કર્યો હતો.

એ વાત પોતાની સામાન્ય કાર્યપદ્ધતિથી બહાર જઈને એમને જગતના બનાવો પરત્વે પોતાના મતનો પ્રગટ રીતે રજૂ કરવાની

જરૂર જણાઈ હતી એથી એટલું નિર્વિવાદ સિદ્ધ થાય છે કે જીવનનો ત્યાગ એ એમની યોગસાધનાનું અંગ નથી બીજા વિશ્વયુદ્ધમાં પેરીસ પડ્યું એ પ્રથમ પ્રસંગ હતો, તે વખતે એમણે જાહેર રીતે પોતે મિત્ર રાજ્યોની તરફેણમાં છે એમ જણાવ્યું અને ફંડ માટે અપીલ કરવામાં આવી હતી તેના પ્રત્યુત્તર રૂપે અમુક રકમ ફાળામાં મોકલી આપી બીજે પ્રસંગે હિંદની મહાસભાને સર સ્ટેફોર્ડ ક્રીપ્સની યોજના – દરખાસ્ત સ્વીકારવાનો એમણે અનુરોધ કર્યો હતો

પોતાને જેલમાં સાક્ષાત્કાર થયો ત્યાર પછી શ્રી અરવિંદે નક્કી એ કર્યું હતું કે એ સર્વવ્યાપી સત્તી – પ્રત્યેક પ્રાણી અને પદાર્થમાં વ્યાપી રહેલ નારાયણની, અનુભૂતિ અભ્યાસને પરિણામે માનવની ચેતનાનો એક ભાગ બની શકે કે નહિ જો એ પ્રમાણે થઈ શકે, તો એને પરીણામે જે ચૈતસિક રૂપાતર કે પરિવર્તન ઘરી આવે – વ્યક્તિના અને સમષ્ટીના જીવનમાં – તે કેવા પ્રકારનું હોય તે પણ પ્રયોગ સિદ્ધ રીતે જાણવાનું હતું એમને પોતાને તો પ્રતીતિ થઇ ગઇ હતી કે એમને જ્ઞાનનો જે પ્રકાશ મળ્યો હતો એમાં માનવના ભાવિનું ક્રાન્તદર્શન છે અને માનવના જે અનેક પ્રશ્નો અને કોયડાઓ છે તે ઉકેલવાના ઉકેલની ચાવી એ ઊર્ધ્વ-ચેતના પ્રાપ્ત કરવામાં રહેલી છે

૧૯૧૪થી ૧૯૨૦ સુધી એમણે એક માસિક ચલાવ્યું અને તેમાં પોતાની અનુભૂતિ, પ્રયોગો, ધ્યાન તથા ચિંતનના પરીણામો એમણે જાહેર કર્યાં કે 'માનવ જ્ઞાનનો એક મહાન સમન્વય' એમણે એ માસિકમાં સાધી બતાવ્યો છે એમના બધા મહાન પુસ્તકો – લાઇફ ડીવાઇન (દિવ્યજીવન), સીન્થેસીસ ઑફ યોગ યોગ માર્ગોનો સમન્વય), આઇડીયલ ઑફ હ્યુમન યુનિટી (માનવજાતિની એકતાનો આદર્શ), હ્યુમન સાઇકલ (માનવ સમષ્ટીનું ચક્ર), ફ્યુચર પોએટ્રી (ભાવિ કવિતા), તથા હિંદના પ્રાચીન શાસ્ત્રો વેદ, ઉપનિષદ્ અને ગીતા ઉપર પોતાના તદ્દન નવીન ભાષ્યો એ માસિકમાં એમણે ક્રમવાર પ્રગટ કર્યાં એમના મહિગ્રંથ

'લાઇફ ડીવાઇન' માટે સ્વ. સર ફ્રાન્સિસ યંગ હસ્બંડે, ફ્રાન્સના મહાન ફિલસૂફ હેન્રી બર્ગસાં પછી ફિલસૂફીના ક્ષેત્રમાં સૌથી વધારે મૂલ્યવાન ફાળો આપનાર ગ્રંથ તરીકે ઉલ્લેખ કર્યો હતો.

અંગ્રેજી સાહિત્યમાં એમણે જે ફાળો આપ્યો છે તેનાથી ઇંગ્લેંડનો કેળવાયેલો વર્ગ લગભગ અજાણ્યો જ રહેલો છે; પરંતુ એમનો એ ફાળો અભ્યાસ કરવા જેવો અને ધ્યાનમાં લેવા જેવો છે. એનું કારણ એ છે કે એમણે માનવજાતિનો જે સમન્વય કરી આપ્યો છે તેમાં પૂર્વ અને પશ્ચિમ બન્ને પ્રત્યે વિરલ પ્રકારની તટસ્થતાનો પ્રયોગ કરવાની સ્થિતિમાં તેઓ હતા. હિંદની સંસ્કૃતિને માટે એમની યુરોપીયન કેળવણીની સમૃદ્ધ ભેટ તેઓ લાવે છે. પરીણામે માનવજાતના આધ્યાત્મિક પુનરુત્થાનની કોઈપણ યોજનામાં જીવનના સ્વીકારનો તેઓ આગ્રહ રાખે છે, સમષ્ટિ જીવનની વ્યામન્ય પર ભાર મૂકે છે, (આંતર પૂર્ણતા સાથે) બાહ્યજીવનમાં પણ પૂર્ણતાની અને સંગઠનની આવશ્યકતાનો મેળ આધ્યાત્મિક સાક્ષાત્કાર અને ઉચ્ચ ભૂમિકાના ચેતનાનું આરોહણ કરવાની ક્રિયા સાથે મેળવવો જોઈએ એમ કહે છે. પશ્ચિમને વ્યક્તિના અને સમષ્ટિના જીવનની પુનર્ઘટના કરવાનો સાચો આધ્યાત્મિક પાયો તેઓ આપે છે અને માનવનો પ્રશ્ન—કોયડો—મુખ્યત્વે અંતરનો છે, ચેતનાનો છે એ દલીલથી સાબિત કરે છે. એટલે માનવની પ્રકૃતિમાં આંતર પરિવર્તન લાવવાથી જ એના પ્રશ્નોનો ઉકેલ આવી શકે તેમ છે. એવું પોતાની ચેતનાનું પરિવર્તન કરવા માટે બુદ્ધિની ભૂમિકાથી ઊર્ધ્વમાં જે ઉચ્ચ ચેતના રહેલી છે તેમાં

સત્–તાથી એ સઘળી છૂટી પડી ગયેલી છે. એક પ્રકારના આધ્યાત્મિક અભ્યાસથી, અંતરની સાધના વડે આ જૂદાપણાનો પડદો દૂર થઇ શકે તેમ છે અને સાચા આત્મસ્વરૂપ વિષે, આપણા અંતરમાં અને સર્વના અંતરમાં રહેલ દિવ્યતા વિષે સચેતન થઇ શકાય તેમ છે.

એ એક સત્–તા અને ચેતના અહીં જડતત્વમાં ગૂઢપણે રહેલી છે સમુત્ક્રાંતિની ક્રિયા વડે તે પોતાની જાતને મુક્ત કરે છે, અચિત્ દેખાતા પદાર્થમાંથી ચેતના જાગ્રત થતી જણાય છે અને એકવાર તે પ્રગટ થાય છે ત્યાર પછી આપોઆપ જ વધારે ને વધારે ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરવા પ્રત્યે, વધારે ને વધારે પૂર્ણતા પ્રત્યે ગતિ કરે છે. સમુત્ક્રાંતિનો આરંભ જડ તત્વથી થાય છે, ધીમે ધીમે તે પ્રાણનો આવિર્ભાવ કરે છે અને અત્યારે 'મન' સુધી તે પહોચી છે. એ સમુત્ક્રાંતિ એટલે સીધી લીટીમાં થતી પ્રગતિ નથી, એમાંથી નવા ઉન્મેષો, ઊર્ધ્વમા નવી પાવડીઓ પ્રગટે છે,—પ્રત્યેક દલ નવીજ શક્તિઓ, નવાજ ગુણો બહાર લાવે છે. પ્રાણની વિશિષ્ટતાઓ અને ગુણો જડ તત્વ કરતા જૂદાજ હોય છે. મનની શક્તિઓ કેવળ પ્રાણમાં હોતી નથી. 'માનવ' એ મનોમય ચેતનાનો પ્રતિનિધિ છે. પરતુ સમુત્ક્રાંતિની ક્રિયાનો હજી અંત આવ્યો નથી અને માનવ એ તેનુ પરિપકવ ફળ કે છેવટનું પરિણામ છે એવું નથી, અને એવો ઉદ્દેશ પણ સમુત્ક્રાંતિનો ન હતો. માનવ એ અતગાવસ્થાનુ એક પ્રાણી છે, એણે અત્યારની એની માનસિક—ચેતનાને વટાવીને ઊર્ધ્વમા આરોહણ કરવાનુ છે, સત્ય ચેતનાની ભૂમિકામા પહોચવાનુ છે. એ ઊર્ધ્વ ચેતના અત્યારે માનવની ચેતનાથી પર રહેલી છે પરતુ તે માનવની પોતાની જ એક ગર્ભ-શક્તિ છે. અને માનવ તને પ્રાપ્ત કરી શકે તેમ છે માનવના આ ભાવિનુ નિરૂપણ કરવામા શ્રી અરવિંદ એક નવા જ યુગના દૃષ્ટા બને છે.

ચેતના એ સઘળી અનુભૂતિનો પાયો છે, એટલે અસ્તિત્વની મૌલિક વસ્તુ ચેતના છે. માનવમા જે ચેતના રહેલી છે તે આરોહણ

આખર સુધી એમણે જ્ઞાનની અદમ્ય જિજ્ઞાસા, મુક્તિની પિપાસા અને પૂર્ણતા માટેનો સંકલ્પ અટલપણે જાગ્રત રાખ્યો છે અને આધ્યાત્મિક પ્રગતિ કરવા માટે બાહ્યજીવનની તકોનો ભોગ આપતાં તેઓ કદી અચકાતા નહિ. એમણે વ્યક્તિની સ્વતંત્રતાનો, માનવજાતિની એકતાનો અને માનવની દિવ્યતાનો ઉપદેશ આપ્યો છે અને એ વસ્તુઓને પોતાના જીવનમા મૂર્ત કરી બતાવી છે.

રૂપાન્તર પામેલી ભાવિ માનવતાનું જ્વલંત દૃષ્ટાંત પૂરું પાડે છે—એ અર્થમાં તેઓ દેવ—જાતિના આદ્ય સંસ્થાપક અને પુરોગામી પુરુષ છે.



હતા તેથી એમના ઉપર પણ ઇંગ્લેંડનુ એક પ્રકારનું ઋણ છે. એમણે જે અદ્વિતીય સમન્વય માનવજાતિને માટે સાધ્યો છે તે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં એમણે કરેલા ગંભીર અવગાહનનું પરીણામ છે.

અહીં આવવાનું બીજું કારણ એ છે કે મારે ઇંગ્લેંડના બુદ્ધિશાળી અને બુદ્ધિજીવી લોકોનું ધ્યાન શ્રી અરવિંદના સાહિત્ય પ્રત્યે દોરવું છે. અહીં, ઇંગ્લેંડમા, શ્રી અરવિંદ લેખક અને કવિ તરીકે જાણીતા નથી અને છતાં, આધુનિક સમયમા સત્તાવીસ હજાર લીટીનુ મહાકાવ્ય 'સાવિત્રી' અગ્રેજી ભાષાને એમણે આપ્યું છે

ડૉ. કૅનેથ વૉકર: "એ વર્ષથી બી.બી. સી ને હિંદના આધ્યાત્મિક નેતાઓ વિષે બ્રૉડકાસ્ટ કરવાને આગ્રહ કરી રહ્યો છુ, પરંતુ અત્યાર સુધી મને સફળતા મળી નથી"

"પણ મને વીસ મિનિટ બ્રૉડકાસ્ટ કરવાની તક થઈ પ્રોગ્રામમાં મળી છે." શ્રી પુરાણીએ જણાવ્યુ "મારા આવવાનો ત્રીજો ઉદ્દેશ શ્રી અરવિંદના વિદ્યાર્થીજીવન વિષે સપ્રમાણ માહિતી એકઠી કરવાનો છે"

'પોંડિચેરીમા આતર રાષ્ટ્રીય યુનિવર્સિટી સ્થાપન કરવાનુ કાર્ય કેટલુ આગળ વધ્યુ છે?"

"એ કામ ધીમે ધીમે આગળ ધપતુ જાય છે પાશ્ચાત્ય કેળવણીનું મધ્યબિંદુ અર્થ — પૈસા — છે પોંડિચેરીમા અમારે એ વસ્તુસ્થિતિ બદલવી છે. કેળવણી અર્થપ્રાપ્તિને કેન્દ્રમા રાખીને નહિ પરંતુ માનવના મન વગેરે કરણોની અને તેના આત્માની આજુબાજુ રચાવી જોઈએ." શ્રી પુરાણીએ કહ્યુ

"એ વાત તદ્દન સાચી છે અમે અમારાં બાળકોને જીવન માટે નહિ પરંતુ અમુક ધંધા માટે, — ઍમ્પિરિકલ કેમિકલ્સ અને યુનિવર્સિટી માટે — કેળવીએ છીએ. સૌથી વધારે અગત્યનાં તત્ત્વો જેમાં આગળ પડતા થાય એવી કેળવણીની વ્યવસ્થા થાય તો ઘણું જ સારૂ." ડૉ. કૅનેથ વૉકર.

* * *

કે આ સદીમાં હિંદે જે મહાન પુરુષો ઉત્પન્ન કર્યા છે તેમાં શ્રી અરવિંદના સ્થાનની બરોબરીમાં ગાંધી કે ટાગોર જ આવી શકે તેમ છે."

(કીંગ્સ કૉલેજ, મૅગેઝીન ૧૯૫૫, નવેમ્બર)

* * *

## ૩. રીપોર્ટ ઑફ ધ રૉયલ ઇન્ડિયા પાકિસ્તાન સિલોન સોસાયટી ૧૯૫૫માંથી

"શ્રી અરવિંદના દર્શનની મહાન અસર શ્રી પુરાણીના પ્રવચનમાં પ્રગટ થઇ હતી. તેઓ શ્રી અરવિંદ, આન્તરરાષ્ટ્રીય યુનિવર્સિટી, પોંડિચેરી તરફથી આવ્યા હતા.

(તા. ૨૬ ઑકટોબર ૧૯૫૫ અલ્સ્ટર હૉલમાં પ્રવચન હતું.)

* * *

## ૪. 'પોલાઇન' નં. ૪૫૦, માર્ચ ૧૯૫૬

[સેંન્ટ પૉલ સ્કૂલના ત્રૈમાસિક 'પોલાઇન'માં આવેલા લેખનો અનુવાદ]

## શ્રી અરવિંદ

(એક પ્રખ્યાત જૂના પોલાઇનની જીવન-રેખા)

સેન્ટ પૉલ સ્કૂલનો એક વખતનો વિદ્યાર્થી જેનું નામ સ્કૂલના રજીસ્ટર (૧૮૮૪)માં 'અરવિંદ એકોઇડ ઘોષ' એ પ્રમાણે નોંધાયું છે તે ભાવિ જીવનમાં 'શ્રી અરવિંદ' તરીકે જાણીતો થયો. એનું જીવન અનેક પ્રકારની વિશિષ્ટતાવાળું છે. તે એક સાહિત્યકાર, અને હિંદની રાષ્ટ્રીય ચળવળનો આગળ પડતો નેતા થયો એટલુંજ નહિ પરંતુ એક મહાન યોગી,—હિંદની ભાષામાં જેને 'ઋષિ' કહે છે તે—બન્યો. અર્થાત્ એક જ્ઞાની પુરુષ તરીકે પ્રખ્યાત થયો.

એનો જન્મ ૧૮૭૨ના ઑગસ્ટની ૧૫મી તારીખે કલકત્તામાં થયો હતો. એમના પિતા ડૉ. કે. ડી ઘોષનો વિચાર એવો હતો કે

પોતાના પુત્રને કેવળ ઇંગ્લિશ ઢબનીજ અને સારી પરંપરા અનુસાર કેળવણી આપવી. એટલે નાનપણથી જ એમણે એક અંગ્રેજ બાઈને આયા તરીકે રાખી જેથી બાળક અરવિંદ હિંદ વિશે સંપૂર્ણપણે અજાણ રહે. આ વસ્તુ આજે વિચિત્ર લાગે તેવી છે પણ એ હકીકત છે. પાંચ વર્ષની ઉંમરે બાળક અરવિંદને દાર્જીલીંગની લૉરેટો કૉન્વેન્ટ સ્કૂલમાં દાખલ કર્યો. બે વર્ષ પછી એટલે ૧૮૭૯માં સાત વર્ષના અરવિંદને એમના પિતા ઇંગ્લૅંડ ભણવા માટે લઈ આવ્યા અને મેન્ચેસ્ટરના કૉંગ્રિગેશનલ ચર્ચના પાદરી તરીકે કામ કરતા મિ. વિલિયમ ડ્રુઈટને ઘેર રાખ્યા. શ્રી અરવિંદ ૧૮૮૪ સુધી મેન્ચેસ્ટરમાં રહ્યા. ત્યાં કોઈ નિશાળમાં જોડાયા વગર ડ્રુઈટ દંપતી પાસેથી શિક્ષણ લીધું.

૧૮૮૪માં હેડમાસ્તર વૉકરે એમને સેન્ટ પૉલની નિશાળમાં ભરતી કર્યા. ગ્રીક લૅટિનમાં એમનો અભ્યાસ સારો હતો પણ અંગ્રેજી ભાષા કાચી હતી એટલે હેડમાસ્તરે પોતાના ખાસ વર્ગમાં શિક્ષણ આપીને એમને તૈયાર કરાવ્યા અને જલદી જલદી આગલા વર્ગોમાં શ્રી અરવિંદને ચડાવ્યા. નાની ઉંમરના શ્રી અરવિંદે હોશિયાર વિદ્યાર્થી તરીકે હેડમાસ્તરે પોતાની જે પસંદગી કરી હતી તે સાચી પડી. સાહિત્યને માટે આપવામાં આવતું 'બટરવર્થ' ઇનામ અને ઇતિહાસ

કવિતા કરવા માટે એમણે ઇનામ મેળવ્યાં. હિંદમાં ઊંચામાં ઊંચી ગણાતી સનદી નોકરી — આઇ. સી. એસ. — માટેના ઉમેદવાર તરીકે પણ તેઓ ચૂંટાયા હતા. તેની પરીક્ષામાં પણ પ્રાચીન ભાષામાં ઘણે ઊંચે નંબરે પાસ થયા. પરંતુ ઘોડેસવારીની પરીક્ષામાં જાણી જોઈને ગેરહાજર રહ્યા કારણ કે હિંદની અંગ્રેજ સરકારના હાથ તળે એમને નોકરી કરવી પસંદ ન હતી. નાનપણથી શ્રી અરવિંદ કવિતા કરતા હતા. કેમ્બ્રીજમાં હતા ત્યારે એમણે રચેલાં કાવ્યોનો સંગ્રહ ૧૮૯૫માં 'સૉંગ્ઝ ટુ મર્ટીલા' નામે પ્રસિદ્ધ થયો હતો. કેમ્બ્રીજમાં ભણતા હતા ત્યારે હિંદી વિદ્યાર્થીઓની 'મજલિસ'માં હિંદની રાજકીય સ્વતંત્રતા માટે એમણે ઘણી ઉગ્ર ભાષામાં હિમાયત કરી હતી.

કૉલેજનો અભ્યાસ પૂરો કર્યા પછી જેમ્સ કૉટન નામના અંગ્રેજ ગૃહસ્થની મદદથી શ્રી અરવિંદ વડોદરા રાજ્યની નોકરીમાં ફ્રેન્ચ અને અંગ્રેજીના પ્રોફેસર તરીકે જોડાયા. એ નોકરીમાં આગળ વધીને તેઓ વાઇસ પ્રિન્સિપાલ નિમાયા હતા. પરંતુ શ્રી અરવિંદ આરામના જીવનમાં ડૂબી ગયા નહિ. ૧૮૯૩ થી ૧૯૦૦ સુધીમાં એમણે સંસ્કૃત, મરાઠી, ગુજરાતી અને બંગાળી વગેરે ભાષાઓનો અને તેમના સાહિત્યોનો અભ્યાસ કર્યો તથા યોગસાધનાનો પણ એમણે ત્યાં જ આરંભ કર્યો. એ વર્ષો દરમિયાન યુરોપની વિચારધારા સાથે પણ પુસ્તકો દ્વારા સંબંધ ચાલુ રાખ્યો હતો. પરંતુ ધીમે ધીમે હિંદની સ્વતંત્રતાની લડત તરફ તેઓ વધારે ને વધારે આકર્ષાયા અને જીવનનાં દસ વર્ષ એમણે એ કાર્યમાં સમર્પણ કર્યાં. રાષ્ટ્રીય પક્ષના સમગ્ર હિંદના નેતાઓમાં એમની ગણના થવા લાગી. વડોદરાની સારા પગારની નોકરીનું રાજીનામું આપીને કલકત્તામાં શરૂ થયેલી રાષ્ટ્રીય કૉલેજના પ્રિન્સિપાલ થવાનું એમણે નિર્વાહ પૂરતું વેતન લઈને, સ્વીકાર્યું. 'વંદેમાતરમ્' નામના દૈનિક અને સાપ્તાહિક પત્રનું સંપાદન પણ એમણે કર્યું. એ પત્ર ઘણું સફળ નીવડ્યું અને એના પ્રભાવથી હિંદના રાજકારણમાં રાષ્ટ્રીયતાની નવી વિચારધારા

સ્થાપન થઇ અને સ્વાશ્રય, સંગઠન અને સ્વાર્પણના ઉપર એનો કાર્યક્રમ રચાયો. ત્રણ વખત એમના પર રાજદ્રોહ માટે કામ ચલાવવામાં આવ્યું હતું અને ત્રણ વખત એ નિર્દોષ ઠરીને છૂટી ગયા હતા.

એમની સામેનો છેલ્લો કેસ એક વર્ષ સુધી ચાલ્યો તે દરમિયાન એમને કાચી જેલમાં એકાંત કોટડીમાં રાખવામાં આવ્યા હતા. ત્યાં યોગ સાધનાનો અભ્યાસ બંધ પડ્યો હતો તે એમણે ફરીને ચાલુ કર્યો. આત્મવિકાસ કરવા માટેની અંતરની પ્રક્રિયાને હિંદમાં 'યોગ' કહેવામાં આવે છે.

યુરોપના લોકોમાં 'યોગ' વિશે ઘણો મૂલભરેલો ખ્યાલ પ્રચલિત જણાય છે. યોગ એટલે અઘરાં અને અટપટાં શારીરિક આસનોનો અભ્યાસ, અથવા તો યોગ એટલે કોઇ ચમત્કાર કરનારી વસ્તુ, અથવા તો સામાન્ય પ્રકૃતિમાં અતિશયતા લાવનાર ક્રિયા એમ મનાય છે. ખરું જોતાં, આત્મવિકાસ કરવાના સચેતન વ્યાપારને હિંદમાં 'યોગ' એવું નામ આપવામાં આવે છે અને એનો આશ્રય લઇને માનવ પોતાના આત્માનો એટલે કે સત્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે તથા પ્રભુ સાથે એકતા અનુભવે છે. એ પ્રકારનો યોગ માણસને માટે તદ્દન સ્વાભાવિક ક્રિયા બની શકે છે. યોગ સાધનાને લીધે જે આંતર વિકાસ શ્રી અરવિંદ સાધ્યો તેને પરિણામે અનુભવની એક નવી જ ભૂમિકા એમની સામે પ્રત્યક્ષ થઇ. માનવ જાતિના ભાવિને માટે એ અનુભવ એમને ઘણો જ અગત્યનો અને અર્થવાળી લાગ્યો. ત્યાર પછી રાજકીય ક્ષેત્ર છોડીને અનન્ય ભાવે સાધના કરવા માટે તેઓ દક્ષિણ ભારતમાં આવેલા પોંડિચેરી ગામમાં ગયા. એમને એ જોવું હતું કે પોતાને જે સત્યનો સાક્ષાત્કાર થતો હતો તેનાથી માનવના કોયડાઓના ઉકેલમાં કેવા પ્રકારની મદદ મળી શકે તેમ છે. ટુંકામાં, જીવનમાં એ સત્ય કેટલે અંશે સફળ નીવડી શકે તેમ છે તે એમને જાણવું હતું.

વર્ષો સુધી અંતર્નિરીક્ષણ અને અંતરના અનેક સૂક્ષ્મ પ્રયોગો

કર્યા પછી 'આર્ય' નામનું એક માસિક પ્રગટ કરીને તે દ્વારા ૭ વર્ષ સુધી એમણે પોતાનું દર્શન માનવજાતિને આપ્યું. એ દર્શન અસ્તિત્વના બે છેડાઓ જડતત્વ અને આત્મા એને પરસ્પર જોડી આપે છે તથા બન્ને વચ્ચે સંવાદ સ્થાપન કરે છે. તત્વજ્ઞાન, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, આંતરરાષ્ટ્રીય રાજકીય એકતા, કળા અને કવિતાના ક્ષેત્રના ભાવિ વિકાસની દિશા, પત્રો વગેરેનું વિશાળ સાહિત્ય એમણે સર્જ્યું છે. હિંદના પ્રાચીન જ્ઞાનભંડાર વેદ, ઉપનિષદ્ અને ગીતા ઉપર એમણે નવીન ભાષ્યો રચીને એમના અર્થ ઘટનમાં વિશિષ્ટ ફાળો આપ્યો છે. હિંદમાં અને બહાર એમનાં એ લખાણો ખાસ ગુણવત્તાવાળાં ગણાય છે.

'લાઇફ ડીવાઇન'—'દિવ્યજીવન' નામના એમના સૌથી મહાન ગ્રંથમાં અને 'સાવિત્રી'ના મહાકાવ્યમાં તેઓ આપણને પૃથ્વી ઉપર માનવના ભાવિનુ દર્શન કરાવે છે. ઉપરાંત એમના કાવ્યના બે સંગ્રહોમાં પણ પ્રતિભાના સર્જનો રહેલાં છે. આ દેશના—ઇંગ્લૅંડના—તત્વજ્ઞાન, સાહિત્ય અને કાવ્યના ક્ષેત્રમા એમણે જે ફાળો આપ્યો છે તે અત્યાર સુધી કદર કર્યા વિનાનો જ રહ્યો છે અને એ ઘટના બહુ ખેદજનક છે. એમની એક અનન્ય અને વિશિષ્ટ પરિસ્થિતિ એ હતી કે પશ્ચિમની સંસ્કૃતિના ઉત્તમોત્તમ તત્ત્વોને આત્મસાત કરીને—પચાવીને—તેઓ પૂર્વમા આવ્યા હતા, અને હિંદની આધ્યાત્મિકતાના ગહન ઊંડાણમા અવગાહન કરીને—ડુબકી મારીને—એના સત્યો પ્રાપ્ત કર્યાં હતાં આમ પૂર્વ તથા પશ્ચિમ બન્ને પ્રત્યે એક પ્રકારની વિરલ તટસ્થતા ધારણ કરવાની સ્થિતિમાં તેઓ હતા એટલે પૃથ્વીના એ બે ગોળાર્ધની સંસ્કૃતિઓનો સર્વાંગી સમન્વય કરી આપવાને શક્તિમાન થયા હતા.

શ્રી અરવિંદ કહે છે: "પ્રભુની દિવ્ય પ્રફુલ્લતામાં વિકાસ પામવો એ માનવ જીવન જીવવાનો સાચો ધર્મ છે—નિયમ છે અને પાર્થિવ જીવનમાં પ્રભુની પ્રફુલ્લતાની મૂર્તિનુ સર્જન કરવું એ વિશ્વમાં માનવની

(ઇંગ્લેંડમાં) અભ્યાસ કર્યો હતો. પરંતુ ઘણા લોકોમાં ભાગ્યે જોવામાં આવતી જ્ઞાન પિપાસા, સ્વતંત્રતા માટેની ઝંખના, પૂર્ણતા માટેનો સંકલ્પ એમણે પોતાના જીવનના અંત સુધી જાગ્રત રાખ્યો હતો. આધ્યાત્મિક પ્રગતિ કરવા માટે ઐહિક પરિસ્થિતિનો યા તો ભૌતિક લાભોનો ભોગ આપતાં તેઓ કદી અચકાતા નહિ. પૂર્ણતાના વધારે ને વધારે ઉચ્ચ પગથિયાંના સતત આરોહણનું – જ્વલંત ઉદાહરણ એમનું જીવન છે. એમણે સ્વતંત્રતાનો, માનવજાતિની એકતાનો તથા માનવની દિવ્યતાનો બોધ આપ્યો છે અને એ સત્યોને પોતાના જીવનમાં ઉતારીને આપણને બતાવ્યાં છે.

---

[ પુસ્તકોનો સંગ્રહ અર્પણ કર્યો તેમાં મૂકેલા લખાણનો અનુવાદ ]

*

શ્રી અરવિંદનાં-તે દિવસોમાં અરવિંદ એક્રોઇડ ઘોષ તરીકે જાણીતા હતા તેમનાં-પુસ્તકોનો આ સંગ્રહ,

શ્રી એ. બી. પુરાણીએ

શ્રી અરવિંદ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠ, પોંડિચેરી તરફથી

શ્રી અરવિંદ કીંગ્સ કૉલેજના સ્કૉલર અને ઇનામો જીતનાર વિદ્યાર્થી ૧૮૯૦થી ૧૮૯૨નાં વર્ષોમાં હતા – અને પાછળથી વર્તમાન યુગના એક મહાન દ્રષ્ટા તરીકે પ્રખ્યાત થયા, તેમની સ્મૃતિમાં ભેટ આપ્યો છે.

*

## પરિશિષ્ટ : ૩

# પત્રો

[ઇંગ્લેંડમાં થયેલા કાર્ય પરત્વે કેટલાક અંગ્રેજ લોકોનાં પ્રતિકાર્યો એમના પત્ર દ્વારા પ્રગટ થાય છે તે અહીં રજૂ કરું છું.]

( ૧ )

[સર ચાર્લ્સ મોરીસ, વાઇસ ચૅન્સેલર ઑફ લીડ્ઝ યુનિવર્સિટીનો પત્ર:]

યુનિવર્સિટી લીડ્ઝ, ૨
૯ નવેમ્બર, ૧૯૫૫

વહાલા શ્રી પુરાણી,

શ્રી અરવિંદનાં પુસ્તકોની જે ઉદાર ભેટ તમે આપી છે તે અને એમના વિષે સ્પષ્ટીકરણ કરનારાં તમારાં પુસ્તકો મેં અમારી બ્રોથરટન લાયબ્રેરીમાં મૂક્યાં છે અમારી યુનિવર્સિટીના સભ્યો એ મહા પુરુષનાં જ્ઞાન અને આધ્યાત્મિક અનુભવવાળું આવું વિપુલ પ્રતિનિધિત્વવાળું સાહિત્ય મળવાથી ઘણા ખુશી થશે શ્રી અરવિંદના દર્શનમાં ઉપનિષદની પરંપરાગત મીમાંસા સાથે પાશ્ચાત્ય તત્ત્વની વ્યક્તિગત અને સામૂહિક સક્રિયતાનો સમન્વય થયેલો છે, વળી તેઓ અંગ્રેજી ભાષાના એક કવિ અને સર્જનકાર લેખક હતા અને સાથે સાથે હિંદની પ્રજાને મુક્તિ અપાવનાર પણ હતા. તેઓ પણ પ્લેટોની પેઠે માનતા કે કેળવણીને પરિણામે માનવને સત્યનાં દર્શન થવા જોઈએ અને વ્યક્તિગત અને જાહેર જીવનમાં માનવને મુક્તિ મળે તેને માટે એવું ક્રાંતદર્શન આવશ્યક છે.

શ્રી અરવિન્દનુ વિદ્યાર્થીજીવન, એમણે કરેલા કાર્ય, ઇગ્લિશ ભાષાના વિકાસમા એમણે આપેલો ફાળો એ બધી વસ્તુઓ એટલી તો વિશિષ્ટતા અને મહત્ત્વવાળી છે કે શ્રી અરવિંદ કેમ્બ્રિજના વિદ્યાર્થી હતા એનુ ગૌરવ તમારી યુનિવર્સિટી લઈ શકે છે મારી એક નમ્ર સૂચના એ છે કે એમના પુસ્તકોમાના કેટલાક ચૂટેલા ભાગો—ગદ્ય અને પદ્યના—અહીના અભ્યાસક્રમમા દાખલ કરી શકાય

અહીંથી અભ્યાસ કરવા જનાર વિદ્યાર્થીઓને પોંડિચેરીની યુનિવર્સિટીમા સગવડો મળે તે માટે હુ આજે પત્ર લખુ છુ ત્યાથી તમને બાગેબાગ કાગળ આવશે એવી આશા રાખુ છુ

તમે મને જે મદદ આપી છે તે માટે હુ તમારો ફરીથી આભાર માનુ છુ તમને કોઈવાર હિંદ આવવાનો પ્રસગ મળે અથવા તો મરજી થાય તો પોંડિચેરી આવવાને મારુ આમત્રણ છે તે ધ્યાનમા રાખજો

લિ તમારો

અ પુરાણી

[ ઉપરના પત્રનો જવાબ ]

( ૩ )

૧૪મી ઑક્ટોબર ૧૯૫૫

ધ માસ્ટર્સ લૉજ, મૅગ્ડેલીન કૉલેજ,

કેમ્બ્રિજ.

વહાલા ડૉ પુરાણી,

તમારા અતિ માયાળુ પત્ર માટે ઘણો આભાર તમારી અને મિ મૉર્ટ માર્શ વચ્ચે સતોષકારક વાત થઈ તે જાણીને મને ઘણો આનદ થયો

( ૮ )

ઍશ્ડન હૅાન મેન્ર વારડન
નવેમ્બર ૩૦, ૧૯૫૫

વહાલા પુરાણી,

તમે જાણતા જો તેથી હું એટલી બધી ઋણી છું – અલબત્ત સ્થૂલમા, નહિ કે ચેતનામા – ફરી તમને મારે ઘેર આવકાર આપવાનો પ્રસગ મને – વર્તમાન પૂરતો – નહિ મળે તેથી પણ હું ખૂબ ખિન્ન થાઉ છુ તમે અહીં ઘણુ સરસ કાર્ય કર્યું છે, અમને સૌને હૃદયોગીને જાગ્રત કરી મૂકયા છે અને અહીંના લોકોને એ બીજાના સપર્કમા મૂકી આપ્યા છે – બી બી સી મા તમે બ્રોડકાસ્ટ કર્યો એવા તમામ બીજા જાહેર કાર્યો ઉપરાંત આ કામ નોંધપાત્ર છે

પાછા અમારી વચ્ચે જરૂર આવજો – તે પણ બહુ દૂરના ભવિષ્યમા નહિ આપણા હિંદી મિત્રોના આવા સપર્કોની અમારે ઘણી જરૂર રહેશે – ખાસ કરીને જેઓ શ્રી અરવિંદના સબધમા આવેલા હોય

(કવિ) મોન્વેના ડૅાનેની

( ૯ )

ડિસેમ્બર ૨૮, ૧૯૫૫
૧૮ ગ્રેન્જવુડ સ્ટ્રીટ
ઈસ્ટ હૅમ, લડન ઈ ૬

અમારા વહાલા પુરાણી,

તમારા પત્રની નકલ ડૅારીસ અમને બતાવે મોકલવાની છે તમે એ પ્રમાણેનો પડઘો ઇ વેડ તરફથી જગાવી રાખ્યા કારણ તમે પોતે અમારે માટે એક નવી પ્રેરણા લાવ્યા અને યોગસાધનાની અમારી દીપશિખાને તમે ફરીને જગાવી

તમારો બ્રૉડકાસ્ટ (૧૯ મી ડિસેમ્બરનો) અક્ષરશ, ખૂબ સ્પષ્ટતા-પૂર્વક સાંભળી શકાયો હતો અને હું આશા રાખું છું કે એનાથી ઘણા લોકોમાં શ્રી અરવિંદ વિષે રસ જાગ્રત થયો હશે ...

તમને મળવામાં એટલો બધો આનંદ આવતો હતો!

સાધનામાં પ્રેમ સહિત
ડલ્સે ડેમેરાન

( ૨૦ )

એવેન કોટ
લીમ્પસફીલ્ડ, સરે
૧-૧૧-૧૯૫૫

વહાલા શ્રી પુરાણી,

તમારા એક પ્રવચનમાં તમે શ્રી અરવિંદ વિષે કહ્યું છે: 'આ એક કીમિયો કરનાર માનવજાતિને માટે દિવ્ય જીવનનું અમૃત લાવીને આપે છે'—એ વાક્યમાં ખાસ કરીને ખૂબ રસ પડયો. પૂર્વે એ વાકય વપરાયેલુ મે જોયું નથી, પરંતુ શ્રી અરવિંદને હું આધ્યાત્મિક કીમિયો કરનાર તરીકે હમેશા ગણતી આવી છું. અજ્ઞાનનું જ્ઞાનમાં અથવા જીવનનુ આનંદમા રૂપાન્તર કરવાની ચાવી તેઓ માનવજાતિને આપે છે.

ડૉ ફૅલાઈન ક્રીગી

બનેના કેટલાક અભ્યાસોની પસંદગીને લઇને તમને આમંત્રણ આપીને સ્વાગત કરવાનો લાભ એ અમ્વા વત શાની નથી એ તમે સમજી શકશો

ઇગ્લેંડની તમારી યાત્રા હિંદની સંસ્કૃતિમાં રસ ધરાવનાર લોકો માટે મહાન સીમાચિહ્ન છે અને ખાસ કરીને અમારી સોસાયટીના સભ્યો—જેમને સ્વ. પ્રો ચેડવીકના પુસ્તકને લઇને શ્રી અરવિંદના સંદેશ વિશે થોડું જ્ઞાન તો હતું તેમને માટે વિશેષ રૂપે પરંતુ મને લાગે છે કે તમે હિંદ પાછા ફરો તે પહેલાં શ્રી અરવિંદના સંદેશનો સતત પ્રચાર કરવાની શક્યતા વિશે આપણે મળીને ચર્ચા કરવી આવશ્યક છે હું ધારું છું કે એ કાર્ય મુખ્યત્વે અમારી સોસાયટીને કદાચ સોંપાય તો વધારે સારું

આપણે ૧લી ડિસેમ્બરે મળી શકીએ?

શુભેચ્છાઓ સહિત<br>
એફ રીસ્ટર<br>
(સેક્રેટરી)

( ૧૨ )

ધ ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ કલ્ચર,<br>
૬૨, ક્વીન્સ ગાર્ડન્સ, ડન્ન્યુ ૨<br>
૨૬–૧૦–૧૯૫૫

વહાલા શ્રી પુરાણી,

તમે અહીં પ્રવચન કર્યાને એક અઠવાડિયું થઈ ગયું પરંતુ વચલા દિવસોમાં ઘણી વખત મને તમારા પ્રવચન વિશે વિચારો આવ્યા કર્યા છે અમને સાંભળીને ખૂબ રસ પડ્યો હતો અને સહાય પણ મળી હતી

એક વાત મારા મન પર ખૂબ ભારપૂર્વક અસર કરી ગઇ અમે અહીં વસ્તુ વિશે કેટલી બધી ફરિયાદ કરીએ છીએ, અને શુક્રવારની રાત્રિ ખરેખર ભયાનક હતી! અને છતાં, તમારા પ્રવચનમાં તમે પ્રકૃતિ

વિશે જે કહ્યું હતું તેની સાથે એનો સબંધ જોતા તમે ટકી અને વરસાદનો જે પ્રકૃતિ પૂરેપૂરો આનંદ લઈ લીધો તેની મારા પર ઊંડી છાપ પડી પ્રકૃતિ સાથે પોતાની જાતને એકતામા જોડવાનો એ ઉત્કૃષ્ટ નમૂનો હતો

એટલે, તમારા પ્રવચન માટે, તથા તમે આપેલા વ્યવહારુ ઉદાહરણ માટે હુ મારા પોતાના તરફથી અને અમારી સસ્થા તરફથી ઘણો આભાર માનુ છુ

અનેક શુભેચ્છાઓ સહિત
ઍથેન એગ્ની-
(ઑન સેક્રેટરી)

( ૧૦ )

ફ્રાંડવે હાઉસ
૬૮-૭૪, કાર્ટર લેન
લડન, ઇ સી ૧
૧૧-૧૦-૧૯૫૫

( ૧૪ )

એન્સ્ટીટ્યુત ફ્રાન્સેઝ દ ઇંડોલોજી
૧૬ ફેબ્રુઆરી, ૧૯૫૬

ડૉ. પુગણી,

તમે મોકલેલા પુસ્તકોને અહીં ભારે આવકાર મળ્યો છે એ વાત જણાવતા મને ઘણો આનંદ થાય છે શ્રી અરવિંદનો સંદેશ કેટલો મૂલ્યવાન છે તે એ હકીકત પરથી જણાઇ આવે છે જે લેખો અને જે ફોટોગ્રાફ્સ મેં જોયા છે તે બધા જ સત્ય હતા અને શ્રી અરવિંદ કેટલા મહાન કળાગુણીદાર—શિક્ષક હતા તે એ વસ્તુ ઉપરથી જણાઇ આવે છે. એમણે શરીર અને આત્માના વિકાસનો સુંદર સમન્વય સાધ્યો છે

અમારે એમની પાસેથી ઘણું શીખવાનું છે અને તમારા મહાન દેશના પ્રતિનિધિ તરીકે આવતા એ પુસ્તકોનો અમારા પુસ્તકાલયમાં બધા જોઇ શકે એવી જગ્યાએ મૂકવાનું હું ભૂલીશ નહિ

લિ તમારો
હારી જાર્ડ

( ૧૫ )

[રોયલ ઇન્ડિયા પાકિસ્તાન એન્ડ સિલોન સોસાયટીમાં ૨૬મી ઑક્ટોબર ૧૯૫૫ને દિવસે પ્રવચન હતું તેમાં આતરરાષ્ટ્રીય આધ્યાત્મિકતાના અભ્યાસીઓના મંડળના સેક્રેટરી સન્નારી શ્રીમતી એલિસન બર્નાર્ડ આવ્યા હતા તેમનો પત્ર આવ્યો હતો તેમાથી ઉતારો ]

૨૮ ઑક્ટોબર, ૧૯૫૫
૮ લિમ્પન મ્યુઝ
લંડન, ડબ્લ્યુ ૧

વહાલા ડૉ પુગણી,

એક અણધાર્યા મેળાપને પરિણામે તમારું પ્રવચન સાંભળવાની વિરલ તક મને મળી એ વસ્તુ મારે માટે એક ખાસ મહાન પ્રસંગ

રૂપ હતી. જેમણે પોતે જીવનના જે જે ક્ષેત્રનો સ્પર્શ કર્યો છે તે દરેકને સમૃદ્ધ બનાવનાર, પૂર્વમાં થઇ ગયેલ, એક મહાન પુરૂષ વિષે એમની સાથે પરિચિત એવી એક વ્યક્તિ પાસેથી સપ્રમાણ જ્ઞાન મેળવવું એ પણ મારે માટે એક એવો અનુભવ હતો જેને માટે હું તમારો આભાર માનું છું.

અમારા મંડળીની સભામાં "નીતિના ક્ષેત્રમાં ઊભી થયેલી કટોકટીનો સામનો" એ વિષય ચર્ચા માટે રાખ્યો હતો અને એને પરિણામે અમે એ નિર્ણય ઉપર આવ્યા છીએ કે આપણી જાતનો વિકાસ કરવો, આપણી જાતનું ઉચ્ચ ચેતના તરફ આરોહણ કરાવવું એમાં જ સાચો ઉકેલ રહેલો છે.

* * *

અમારા મંડળમાં 'જ્ઞાનાનુઓ' વધારે ને વધારે ધીરે ધીરે જોડાતા જાય છે. જીનિવા, દ્રાવિ અને પેરિસમાં નાનાં મંડળો સ્થાપન થઇ ચૂક્યાં છે થોડા વખતમા નોર્વેમાં પણ થશે.

અમારી સભાની એક ૩૭ તારીખે પા વાગે છે. તમે એમાં ભાગ લઈ શકો તો ઘણું સારૂં.

તમારી સાચા દિલથી
એલિસન બર્નાર્ડ